# અનુક્રમણિકા



શ્રી ગુજરાત

# ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ

ત્રિમાસિક.

પુસ્તક ૧ લુ | અપ્રેલ—૧૯૧૪ | અંક ૧ લો.

## કૃષિકાર!

હરિગીત છંદ.

(આ કવિતા છેલ્લી વર્ષીક સભામાં ગાવામાં આવી હતી.)

કૃષિકાર આ સંસારના જન માત્રનો આધાર છે,
એ જાતિનો સઉની ઉપર ઉપકાર ભાર અપાર છે
સાદાઈ ભલમનસાઈને ભોળાઈથી ભરપુર ભર્યા,
જીવન ચલાવા જગત કેરૂં જરૂર જગદીશે કર્યા ૧.

નિરદ નિયમ ચૂકી પડે ખેતી ખરી વખતે ખડે
એ દુ:ખ અણુ ઉપર અડે કૃષિકાર ને બહુ તે નડે,
ઉપજાવનારા અન્નના તે અન્ન વિણુ દુ:ખમા ફરે
ઘર ચલાવવાની ગરજમા કઈ કરજ કષ્ટ સહી કરે ૨.

ઉદ્ધાર કરવા સર્વ આ સંકટ થકી કૃષિકારનો
તન મન અને ધન થકી પરિશ્રમ બ્રિટિશ સરકારનો,
સ્થાપ્યું ભારત જીલ્લા વિષે કૃષિ સારૂ મંડળ જેમણે
ઉપકાર કંઈ ઓછો નથી લવલેશ કીધો તેમણે ૩

એ મંડળીમા પેસવા સઉને કૃપા કરવી ઘટે
ખપમા ખરચતા દ્રવ્ય કંઈ નહી ખોટ આવે કે ઘટે
લાયક જનો સહાયક થઈ લાઈફ મેમ્બર જો થશે
આવક હમેશાની હશે તો સઘ મંડળ જાગશે ૪.

ઉપકારી એ મંડળ થકી કૃષિની થશે અતિ ઉન્નતિ
સંપતિ વધશે દેશમા થાશે સુખી વળી સંતતિ
પશ્ચિમ વિષે પ્રારબ્ધપર આધાર કૃષીનો છે નહીં
એ સિદ્ધ કરશો સર્વથા આ દેશમા અહીંયા રહી ૫.

યુરોપ તેમ અમેરિકાદિ વિષે સુધરા જે થયા
ટળના કૃષિની કૃપ દશા ઉપચાર જે કરતા રહ્યા
તે સર્વ અહીંના ખેડૂઓને ખંતથી સમજાવીએ
તો અજાને ઉત્પન્ન અધિક પ્રસન્ન થઇ ઉપજાવીએ ૬.

મડળ તણા હિત કાજ શ્રમ ઉઠાવ્યો કલેકટરનો ઘણો
તે સાથ સત્તા ધીશ બીજા યોગ્ય અધિકારી તણો
તે સર્વ કેરી સ્હાયનો આભાર ભૂલી શકાય ના
પુષ્ટિ પ્રતાપી જનોની જો નવ હોય તો આ થાપના ૭.

જયા સુધી મહી મડળ ટકે ત્યા સુધી આ મંડળ રહે
આશ્રય તણા યોગને વાચ્છિત પથે વળી લહે
એવા મેન શિવ શકર પ્રેમે પૂરી ઇચ્છા કરે
અભિલાષ ઉત્કટ એ અહર્નિશ છે અમારે અતરે ૮

શિવશંકર જેશંકર વ્યાસ

કારેલી તા૦ જબુશર.

## અમે પોતે કે તમે પોતે?

એકોઽહ બહુ સ્યામિ.

અમે પોતે તે તમે પોતે છો. અમે પોતે જે ધારી શકીયે તે તમે પોતે ધારી શકો અમે પોતે જે ઇચ્છીયે તે તમે પોત ઇચ્છી શકો અમે પોતે જે કરી શકીયે તે તમે પોતે કરી શકો અમારા પોતાનામા અને તમારા પોતાનામાં કાઇ ફરક નથી અમે પોતે આમ ધારીયે છીએ અને અમે પોતે આમ કરીશુ એવો આડબર કરવાનું પ્રયોજન હોય નહી અમે જે કરીશુ તે અમારી આત્મ સત્તા ઉપરના હમારા ભરોસા ઉપર આધાર રાખે છે અમે જે કરીશુ તેથી તમને લાભા લાભ થવાના નથી અમે જે કરીશુ તેથી તમારી આશાઓ ફળી ભુત થવાની નથી. અમે જે કરીશું તેથી સુધારા વધારા થવાના નથી અમે જે કરીશું તેથી તમારી પ્રગતી થવાની નથી અમે જે કરીશુ તેથી તમારો મોક્ષ થવાનો નથી તમારો મોક્ષ તમારી આત્મ શક્તીમા છે તમારો ઉધ્ધાર તમારી આત્મ શકતીમા છે તમારી પ્રગતી તમારી આત્મ શકતીમા છે તમારા કામમાં સુધારા વધારા થવા, તમારી આશાઓ ફળી ભુત થવી, તમારી મન કામના ૧૨ પડવી એ તમા રી

આત્મ શકતી ઉપર આધાર રાખે છે. પ્રીય વાંચક તું જેવું કરશે તેવું પામશે જેવુ વાવશે તેવુ લણશે અમે તમારે માટે કરીશુ અને તમને ફાયદો થશે એવા આશા રાખશોમાં, તમારા પોતાના ફાયદા-હાનીની વાતો તમે જાતેજ કરતાં આવ્યા છો, તમે કરો છો. અને તમારે પોતાનેજ કરવાની છે. અમે તમને કાંઈ વીશ્વાસ આપતા નથી, તમે અમારા પર કાંઇ ભરોશો રાખશો નહીં. તમે અમારા પર આશાઓ રાખી હાથ પગ જોડી બેસી રહેશો નહી. અમારી પાસે જાદુઈ તાવીજ નથી. અમારી પાસે મંત્ર નથી અમારી પાસે પુરુ મારી ઇલાજ કરવાની દવા નથી અમે કર્મવાદી છીયે. કર્મ કરવાથી તમારા પુર્વજો કેવી ખેતી કરતા, કેવા હુન્નર ઉદ્યોગ ખીલવતા અને કેવા વેપાર ખેડતા તે અમે બતાવીશું કર્મ કરવથી હાલ અન્ય પ્રદેશોમાં કેવી ખેતી થાય છે, હુન્નર ઉદ્યોગ કેવા ખીલયાં છે અને વેપાર કેવો વધ્યો છે તે અમે બતાવીશુ તમારા પુર્વજોના જેવી ખતથી ખેતી કરવા, અન્ય પ્રદેશોના ખેતી હુન્નર ઉદ્યોગ વ્યાપારમાં થયેલા સુધારા વધારા અત્રે દાખલ કરવા, તમારી હાલની ખેતીમાં હુન્નર ઉદ્યોગ અને વેપાર વણજમાં પટેલી બદી દુર કરવા અમે તમને આગ્રહ કરીશુ, વીનતી કરીશુ, સુચનાઓ કરીશું. માર્ગ દર્શાવીશુ અમે તમારી ખેતી કરવા આવવાના નથી. અમે તમારો હુન્નર ઉદ્યોગ હાથ ધરવાના નથી. અમે તમારો વેપાર કરવાના નથી. તમે જે કાંઈ કરશો તેનુ અમે અવલોકન કરીશુ તમારા પ્રયાસ તરફ હમે કાળજી રાખીશું અમે તેમાંથી અનુભવ લઇશુ, શીખીશું. દરેકને દરેકમાથી કાંઇ ને કાંઇ શીખવાનું મળે છે. સામામાં જે સારૂ હોય તે ગ્રહણ કરવું. સામામા જે બુરૂ હોય તે દુર કરવું. દરેક વ્યકતીની શકતીમાથી અમે સારૂં માહુ શીખવા માંગીયે છીએ; અને બીજાને શીખવવા ઇચ્છીયે છીએ. આ ત્રીમાસીક દ્વારા અમે તે કામ કરીશુ. બીજુ જે કાંઇ કરવાનુ છે તે તમારે દરેકે કરવાનુ છે. દરેક માણસ પોતે જે કરી શકે તે કરશે તો અમે કાંઇ કર્યુ એમ લેખાશે અને ત્રિમાસીકે કંઇ કર્યું એમ ગણાશે-મનાશે.

અત્યાર સુધી અમે શું કર્યું છે તેનો હેવાલ ભરૂચ ખેતીવાડી મંડળના પાછળા રીપોર્ટ ઉપરથી તથા એ મંડળના ચોથા વરસના રીપોર્ટના પરીશિષ્ટ "સી" ઉપરથી માલમ પડશે, આ ત્રીમાસીક દ્વારા કેવા કેવા વીષય ખાસ કરી ચર્ચાવા જોઈએ તેની રૂપ રેખા નચે બતાવીશું આ કામમા અમે તમારા પોતાના અનુભવનો અને જ્ઞાનનો લાભ લેવા ઇચ્છીયે છીયે આપ પુર્ણ પ્રેમથી અમારી પ્રાર્થના સ્વીકારી જન સમુહના કલ્યાણ કરી કામમાં યથા શકતી મદદ કરશો.

૧. જમીન અને તેની જાત—
 એ. ગુજરાતના જીલ્લાઓની તથા તાલુકાઓની
 બી. મુખ્ય ઇલાકાના બીજા જીલ્લાઓની
 સી. હીંદુસ્થાનના બીજા ઇલાકાઓની
 ડી અન્ય દેશોની-ખાસ કરીને આપણને મળતી
૨. તુલો:—જરાયત, બાગાયત, ખરીફ, રવી વીગેરે
૩. શાક:—ભાજી, ફળ ફળાદી.
૪. કુવા:—તળાવ, વહેલા, નદી વીગેરેમાથી ખેતરોને પાણી પાવાની ચાલુ તથા નવી યોજના.
૫. વર્ષાદ.
૬. હવા. ઝાકળ ધુમસ, હવ. તાપ, થડી
૭. તુલના રોગો અને જતુઓ
૮. આંકડા—પાકના વેપરના, બજાર ભાવ વીગેરે
૯. ખેતીને અગત્ના જનાવરો, તેની ઉછેર, પેદાસ, માવજત, રોગ વી•
૧૦ ખેતીને અગત્ના ઓજારો, દેશી પ્રદેશી
૧૧. ખાતરો સ્વભાવિક અને બનાવટી
૧૨. બી. તેની પસદગી, વધારો અને બીના ખાસ ખેતરો.
૧૩. હાથના હુન્નર ઉદ્યોગ.
૧૪. સહકરી મડળો

ઘણાઓની તીવ્ર ઈચ્છને આધીન થઈ બનતુ કામ જાણી અમારું સમજી શરૂ કર્યું છે. જેવી બધાની મરજી. ઇચ્છા લાગણી, અને વાંસના હશે તેવીજ અમારી થશે કાર્ય પરીપુર્ણ થાવો કે નહી, તેની પરવાહ નથી. લાભા લાભ નથી અમને સુખ દુખ નથી. અમારો આનંદ માત્ર તમારી સાથે હળી મળી કામ કરવામા છે. અમે બધા તરફ અનન્ય ભાવે જ કામ આરંભ્યુ છે, તેને વહન કરનાર આપ બધા વીસટ પુરૂષ છો. ચી હ.

## સારા ઢોરો ઉછેરી તેને સારી રીતે રાખી હાલ પુરાં પાડવામાં આવતાં દુધમાં થવો જોઇતો સુધારો.

( લખનાર ભીમભાઇ મોરારજી દેશાઈ )

ચોખ્ખા દુધની આવશ્યકતા અને તે દુધની ઉત્પન વધારવાની જરૂર આખા દેશમાં માતમ પડવા માડી છે. જે વાત ન્યુસપેપરામા તેમજ બીજા મેલાવડાઓમાં અને કેટલીક વખત છેક સરકાર સુધી ચરચાતી જોવામાં આવે છે, આ વિષય એવો મોટો છે અને એટલો મુશ્કેલ છે કે તેને માટે જયા મોટા મોટા વિદ્વાન લોકો પોતાથી બનતુ કરી રહયા છે, ત્યા હુ એ બાબતપર કહેવાને મને શક્તીવાન સમજતો નથી

પણ તેથી એનો અર્થ એમ નથી થતો કે આપણે આ વિષય ઉપર તદ્દન દુર લક્ષ દઇને બેઠી રહેવું જોઇએ અને તેજ ઉદેશથી હું આપની આગલ આપણા ગુજરાતમાં ઉપલી બાબતોની કેવી સ્થીતી છે તથા તેમા કેવા સુધારા થવા જોઇએ તે ઉપર બે બોલ કહેવાની રજા લઉ છુ

જ્યારે દુધનો સવાલ હાથે ધરીએ ત્યારે બે ત્રણ બાબતો વીષે ચકચાર થતી સાંભળવામા આવે છે

૧ દુધની કીમત દીનપરદીન વધતી જાય છે.

૨ દુધની ખપત પણ વધતી જાય છે

૩ દુધ ચોખ્ખુ નીરોગી મળી શકતુ નથી અને મલે તો ઘણી મોઘી કીંમતે

હવે પહેલી બાબત તકરારી છે એક બાજુએ દુધની કીમત વધી કહેવાને બીલકુલ હરકત જણુતી નથી કારણ આજથી વીસ વરસ ઉપરના ભાવ જોઇએ તો તે આજે બમણા થએલા લાગશે જ્યારે બીજા હાથપર બીજા બધા સંજોગો અને બીજી ઘણી ખરી જીદગીની જરૂરીઆતોના ચડેલા ભાવ જોઇએ તો તેના પ્રમાણમા દુધની કીમત વધેલી કહેવાશે નહી.

બીજી બાબતોમા એટલે એના ખપતમા વધારો થવાની વાત હું ધરું છું કે દરેક જણને કબુલ કરવી પડશે જ્યારે ખપત વધે તો તેના પ્રમાણમા કીમત વધવી જોઇએ પરતુ તે તે પ્રમાણમા વધી નથી તો પછી તેના પ્રમાણમા તેનું (દુધનુ) ઉપજ પણ કંઇક અંશે વધેલુ હોવુ જોઇએ પરતુ તેટલાથી સતોષ માનવાનું કારણ નથી આપણા દેશના છેલ્લા બે દુકાળોની સ્થીતી તપાસીએ તો દુધ વધ્યુ છે એમ કહેવુ પણ વાસ્તવિક મનાય તેમ નથી.

ફક્ત એકજ અનુમાન નીકળી શકે અને તે એ કે જેમ ત્રીજી બાબતમા કહયુ તેમ દુધ ચોખ્ખુ મળતુ નથી અને તેમા પાણીનો બહુ મોટો ભાગ ભેળ થએલો જોવામા આવે છે, ગઇ ખેતીવાડીની કોન્ફરન્સ વખતે ડો. માન સાહેબે એ બાબત ઉપર જે પેપર વાંચ્યો હતો તે જોશો તો તુરતજ માલમ પડશે કે સેકડે ૫૦ ટકા અને તેથી પણ વધુ પ્રમાણમા પાણીનો ભેલ માલમ પડે છે વળી આ બાબતના પુરાવામા ઉપલજ પેપરમા ચોખ્ખા દુધની કીમત આપેલી છે તે જોતા માલમ પડશે કે તે વધારે છે અને તે લગભગ યુરોપના જેટલીજ છે એમ કહેવાને હરકત નથી પરતુ જે ચોખ્ખુ દુધ વર્ણવવામા આવે છે તે પણ ત્યાના પ્રમાણમા ચોખ્ખુ નથી એટલે કે શાસ્ત્રીય જ્ઞાન પ્રમાણે અને જન સુખાકારીના નીયમો પ્રમાણે સફાઇથી ચોખ્ખું રાખવામાં આવતુ નથી

આપણે ઉપલી બાબતમા શું શું સુધારા કરવા અને કેવા ઉપાયો યોજવા તે પહેલા આપણી હાલની સ્થીતી કેવી છે તે જોવી જોઇએ આ બાબતમા આપણો ગુજરાત દેશ આપણા દેશના બીજા ભાગો કરતા ઘણે દરજ્જે સારી સ્થીતીમા અને અનુકુળ સજોગોમા છે છતા તેમા ઘણીક જાતના સુધારા થવાની જરૂર છે.

૧ ગુજરાતની અદર બીજા ભાગોની માફકજ મોટા શહેરોની અંદર દુધ પુરૂ પડે છે. એટલે કે કંઇક ભાગ શહેરની આજુ બાજુના ગામડાઓમાથી અસલી રીતે એટલે માથાપર આવે ? યાતો શહેરની અંદરજ ઢોરના તબેલાઓ રાખી નાના યા મોટા

પ્રમાણમા છુટક દુધ વેચાય છે. જે દુધ માથે શહેરમા આવે છે તે ઘણે અંશે ભાટીઆઓ ( દુધ વેચનારાની દુકાને ), ને ત્યા સાલી કત્રાકટથી અવગણ પ્રમાણે આપવામા આવે છે. અને તેમાથી ભાટીઆઓ મોટે ભાગે મલાઇ ઉતારી લઇ છુટક સારા દુધ તરીકે વેચે છે જેઓ તબેલા રાખી છુટક વેચે છે તેઓ જો પુરતો ભાવ નહી મળે તો પાણી ભેળીને આપે છે. તેમજ ગામડાઓનું દુધ જે ભાટીઆની દુકાને જાય છે તેમા પણ ઓછા વત્તા પ્રમાણમા પાણીનો ભેળ હોય છે સબબ ભાટીઆઓ જે ભાવ શહેરમા ઉપજાવે છે તે ગામડાના લોકોને આપતા નથી કારણ અગાઉ પૈસા ધીરીને સાલી કત્રાકટથી તેમને બાંધી લેવામા આવે છે.

૨ જે જે શહેરોને હાલમા આગગાડીનું સાધન સારૂં થયુ છે, ત્યા આથેના ગામોથી રેલ્વે મારફતે પણ દુધ આવે છે પરતુ તેમાનું ઘણુ વખતે આવતુ હોવાથી માત્ર કંદોઈ લોકો મોટે ભાગે અને કઇક અશે ભાટીઆઓ તેનો ઉપયોગ કરે છે

૩ જયારે ઉપર પ્રમાણે દુધ આવે છે ત્યારે ગુજરાતના શહેરો અને બીજા ભાગના શહેરોના દુધમા ફેરફાર હોય એમ નથી.

પરતુ બીજા ભાગ કરતા જે મોટો ફેરફાર છે તે એ છે કે ગુજરાતની અંદર નાનો યા મોટો ખેડુત સૌ પોતાના ગજા પ્રમાણે થોડાં યા ઘણા જનાવર પાળે છે. એટલુ જ નહીં પરતુ બીજી વર્ણો કે જેઓ ખેતી કરતા નથી તે પણ થોડા જનાવર પાળે છે અને તે ઉપરજ પોતાનો ગુજારો કરે છે એટલે ખેડુત વર્ગ અને બીજી ગામડાની વસ્તી જે દુધ ઘી વાપરે છે તેમા તેઓ શહેરના લોકો કરતા અથવા તો બીજા ભાગના ખેડુતો કરતા ઘણી ચઢીઆતી સ્થીતીમા છે. અને તેમની એ બાબતમા એટલી બધી તકરાર રહેતી નથી જે ખામી એમા છે તે નીચે પ્રમાણે છે

(૧) ખેડાણ જમીન વધારે કરવાથી જોઇતાં જાનવરો રાખી શકાતા નથી
(૨) ખેડુત કપાસના વધતા જતા ભાવને લીધે વધુ પ્રમાણમા તેની ખેતી કરે છે એટલે ઢોરના ચારાની મોંઘવારીને લીધે પણ ઢોરની સખ્યા ઓછી રાખવી પડી છે.
(૩) સારા જનાવર રાખવાની કાળજી રાખતા નથી.
(૪) જોઇએ તેવા સફાઇથી અને સારા મકાનમા રાખતા નથી.
(૫) જ્ઞાતી ભેદને લીધે અમુક વર્ણો ભેંસ પાળતા નથી.
(૬) સર્વેથી વધારે હાની કરતી બાબત ઉત્તર ગુજરાતમા ચાલતી હાલની મલાઇ કાઢીને માખણ બનાવવાની રીત-ચાનો મલાઇ મોકલવાની રીતમા છે.

૧ પહેલી બાબતમા ખેડાણ જમીન વધારે કરવાથી જોઇતાં દુધાળ જનાવરો રાખી શકતા નથી કારણ કે ખેડુતનું લક્ષ હમેશા તેના બળદોને સારી સ્થીતીમા રાખવામા હોય છે અને જે કાંઇ તે ખરચી શકે તે સારો ઘાસ ચારો તથા દાણો બળદોને ખવરાવવામા ખરચે છે. ઢોરો જાણે તેના ખાતરને માટે યાતો ઘરમા દુધ ઘી ખાવાને રાખ્યા હોય તેમ ગણે છે પણ જો તે જેવી ખેતી અને બળદની કાળજી લે તેવી લઇ એક ધંધા તરીકે ઢોર પાળે તો તેમા બહુ મોટો નફો થાય અને દુ

ઉત્પન અને તેનો નફો તેમજ ઢોરની જાત ઝટ સુધરે

૨ ખેડાણ જમીન વધારે કરી એ ઢોર ઉછેરવામા વધુ ફાયદાકારક છે પરંતુ ખેડુતની નજરે કપાસના તુલ તરફ તેના વધતા જતા ભાવને લીધે હંમેશા હોવાથી ઢોરને ઉપયોગી થાય એવા ઘાસ ચારાના તથા દાણા અને ચારો ઉત્પન થાય એવા તુલો કરતા નથી, અને તેથી તેમનાં બળદોને પાલવા ઉપરાત ઢોર જેવી સ્થીતીમાં ઉછેરવા જોઇએ અને રાખવા જોઇએ તેવી સ્થીતીમાં રાખી શકતા નથી.

૩ જ્યારે આ પ્રમાણે ધંધા તરીકે ઢોર પાળતા નથી ત્યારે તેઓ સારા દુધવાળા જનાવર પાલવાની કાળજી કરતા નથી અને જે છે તેની ઓલાદ સુધારી વધુ દુધ આપના રા જનવર ઉછેરવાની તસદી લેતા નથી.

૪ આ બાબત વીષે મેં મારા બીજા પેપરમાં ( ઢોરની ઉછેર અને તેની માવજત ) વીવેચન કરેલું છે.

૫ જ્ઞાતી બંધનને લીધે ઘણીક ઉંચી કોમો જેવી કે વાણીઆ, બ્રાહ્મણ, કણબી વીગેરે કોમો જેઓ આકકલ અને પઇસો ખરચી શકે તેઓ ગાયો રાખતા નથી કારણ તેઓ વાછરડાને ખસ્સી કરાવતા નથી એટલે જે આગોની ખરી પેદાસ તે તેમને નકામી થઇ પડે છે. અને તેથી તેની ઓલાદ સુધારવામા તેઓ તદન બે પરવાહ રહે છે અને જે નીચ કોમો ગાયો પાલે છે, તેમને સારા માટે રાખી સારી ઓલાદ કરવાના સાધન હોતા નથી.

૬ આ બાબત એટલી મોટી છે કે એનો ઘણો સહેલો રસ્તો નથી છતા એટલુ કહેવું જોઇએ કે ખેતીવાડી ખાતામાથી ડેરી ફાર્મ ખોલી ઉત્તર ગુજરાતમા આજે સેક ડો ડેરી ચાલુ થઇ છે અને દરરોજ હજારો રતલ મલાઇ, માખણ બહાર મોકલતી થઇ છે પરંતુ દીલગીરીની વાત એ છે કે તેઓએ તે ખાતાનુ બધુ અનુકરણ કર્યું નહીં અને ડેરીનો ધંધો કરનારાઓએ સ્વચ્છતા અને ધંધાના સિધ્ધાંતો બાજુ એ મુકીને ઘણી નીચ હલકાઇમા ધંધો કરવા માંડયો છે. જેથી કરીને દેશનુ જે તત્વ જાય છે તેના પ્રમાણમાં ફાયદો મલતો નથી એટલુજ નહી પણ જયાં જયા દુધના સચાવો ચાલે છે ત્યાં જન તંદુરસ્તી પણ ભયમાં આવી પડે છે અને એ બાબતમાં સરકારને વહેલાં મોડા કઇ પણ પગલા ભરવા પડે તો તેમાં નવાઇ જેવુ નથી.

જ્યારે ચોખ્ખા દુધના પુરવઠાને વાસ્તે ઉપર પ્રમાણેની સ્થીતી છે ત્યારે આપણે તે સુધારવાને કેવી રીતે કામ લેવુ જોઇએ તે બાબતનો વીચાર કરીએ. એ બાબતમાં નીચલી બાબતો ખ્યાલ ધ્યાન રાખીને શીરૂઆત કરીએ તો આપણે આપણી ખોટ ઝટ પુરી કરી શકીએ એટલુંજ નહી પરંતુ ગુજરાતને હીંદુસ્તાનનું ડેનમાર્ક અથવા હોલાન્ડ બનાવી શકીએ.

( ૧ ) ગુજરાતના જુદા જુદા ભાગોની અંદરની ઢોરની જાત અને તેની ઉછેરના કામમાં અનુકુળતા વીગેરે.

( ૨ ) ઢોરની સંખ્યા અને તે પુરતી છે કે નહી તે

( ૩ ) સારા દુધવાળાં જનાવરોની થતી કતલ અટકાવવાની જરૂર

(૪) ગુજરાતના શહેરોને ચોખ્ખું દૂધ તેની હાલની કીમત વધાર્યા સીવાય કેમ પુરૂં પાડી શકાય તે,

(૫) ગામડાઓમાં જોકે શહેરોના જેવી ખોટ નથી છતાં તેમને સારા ઢોર પાલણથી તે મનો નફો કેમ વધારી શકાય તે,

(૬) ઉત્તર ગુજરાતમાં મલાઇ કાઢી માખણ બનાવવાના ધધાને સુધરેલી ઢબ ઉપર મેલી તેમા હાલ થતા નફામા વધારો કરી આપવા બાબત

૧ આખા ગુજરાતને ત્રણ ભાગમા વહેચી શકાય. તેમાં પહેલો ભાગ તે ઉતર ગુજરાતનો, જે વડોદરાથી ગીર થઇને ઉતરમા આબુ સુધીનો ગેતાળ અને ગોરાડુ જમીન વાળો પ્રદેશ બીજો ભાગ વડોદરેથી દક્ષીણનો સુરત અને ભરૂચ જીલ્લાનો ઘણો ભાગે કાળી જમીન વાળો સપાટ પ્રદેશ અને ત્રીજો ડુગર તથા જગલને લગતો પ્રદેશ જે વો કે પંચમહાલ ભરૂચ અને સુરત જીલ્લાનો છેક પુર્વના જંગલી પ્રદેશ, તેમજ સુરત છલ્લાનો દક્ષીણનો ભાગ જેવો કે ચીખલી, વલસાડ, પારડી વીગેરે

ઉપલા ત્રણ ભાગમા પહેલો ભાગ ઢોર ઉછેરવાના કામમા સઉથી સારામા સારો છે બીજો ભાગ તે કામમા મધ્યમ સર, કહેવય અને ત્રીજો ભાગ એ કામમાં પ્રતીકુલ ગણાય. આ ઉપલા પહેલા ભાગમા અમદાવાદની ઉત્તર પશ્ચિમના પ્રદેશમા કે જે કાકરેજ અને વઢીઆર્ને નામે ઓલખાય છે તેમા વઢીયારી અથવા સુરતી ભેશો અને કાકરેજી તથા વઢીઆરી ગાયો છે

આ બંનેને હાલના સંજોગોમા સારામા સારી ગણવાને વાધો નથી જેની ટોક ટર મેનના પેપ ના દુધના આકડા ઉપરથી ખાત્રી થશે જો કે આ ભેંસોનુ દુધ દીલ્હી અને જાફરાબાદી ભેંસો કરતા વરસની સરેરાસમા ૨૮૦ રતલ ઓછુ ઉતરેલુ છે છતા તેના ખોરાકી ખરચનુ પ્રમાણ લઇએ તો કાયદાસીર ગણ્ય સુરતી યાને વઢીઆરીને કહેવા ને હરકત નથી જેવી ભેસો છે તેવીજ ગાયો છે, પરતુ ગાયોને બળદ ઉછેરવાની જાત તરીકે ગણવામા આવે છે, દુધ દેનારી જાત તરીકે ગણવામા આવતી નથી પરતુ તેમ કરવામા ભુલ છે કારણ સુરત ફાર્મ ઉપરના ઘણા વરસના અનુભવ ઉપરથી માલુમ પડ્યુ છે કે જો આ ગાયોને તેના દુધના ગુણ ઉપર લક્ષ રાખી ઉછેરવામા આવે તો તેઓ સીધી અથવા ઘીરની ગાયોની બરોબરી કરે એટનુજ નહીં પરતુ તેથી પણ વધરે સારી દુધાળ નીવડે છે અને તેના વાછરડા પણ એ જાતોના કરતા વધારે કીમતી હોય છે જેની ખાત્રી ઉપલાજ પેપરના આકડા જોવાથી થશે ઉપલા સજોગોમા બહારથી ઢોર લાવી સુધારણા કરવાની જરૂર જેવુ નથી પરંતુ જો તેમાથી સારા દુધ દેનાર જનાવરો પસદ કરીને વધુ દુધ દેતા બનાવવામા આવે તો તે બનવા જોગ છે. જો યુરોપમા એક ગાય ને મણથી સવા મણ સુધી દુધ એકી ટકે થાય તો આપણા જનાવરનુ દુધ હાલ છે તે કરતા બમણુ કરવાને બહુ મુશ્કેલ નથી

બીજા ભાગમાં ભેંશો તેજ જાતની છે એટલે જે સુરતીને નામે ઓળખાય છે તેજ છે પરતુ ગાયો કાઇક ઉતરતી પકતીની અને નાના કદની તેમજ સખ્યામા પણ થોડી છે કારણ આ ભાગ ભેશોને જેટલો અનુકુળ છે તેટલો ગાયોને નથી

ઉપલા બન્ને ભાગોમા ઢોર ઉછેરવાને જોઇતી દરેક જાતની સગવડ તેમજ જુદી જુદી જાતના ઘાસ અને ઘાસ ચારાના સાધનો છે

ત્રીજો ભાગમા ઘાસ ચારો તેમજ બીજી બાબતો એટલે હવા વરસાદ વીગેરે જો-ઇતી અનુકુળ નથી, અને તેજ પ્રમાણે જનાવરો ઉતરતી પ્રતીના છે ત્યા થોડાજ સુધારાની આશા રાખી શકાય

ઉપર બતાવ્યુ તેમ દુધનો વધારો કરવાનુ મુખ્ય સાધન ભેંશોજ છે ત્યારે તેની ઉછેરવાના સંબંધમા સારા પાડાઓ ગામે ગામ રાખી સારી ભેંશો ઉત્પન કરવામા ઘણું દુર લક્ષ દેખાય છે. આ બાબત ઉપર ગામ લોકોએ તેમજ લોકલબોર્ડ અને જરૂર પડે સરકારે પુરતું ધ્યાન આપવાની જરૂર છે

૧ ઘણે ઠેકાણેથી એવી તકરાર ઉઠાવવામાં આવે છે કે ઢોરની સંખ્યા ઓછી થઇ જવાથી દુધનો ભાવ વધ્યો છે અને અછત લાગે છે. આ બાબત ખરી છે કે કેમ એને વીચાર કરીએ તો ઢોરની સંખ્યાના આંકડા જોતાં એમ કહેવું પડે કે તે ઓછી નથી માત્ર એટલીજ બાબત ઓછી છે કે તે તેમણે આપવું જોઇએ તેટલું દુધ આપતા નથી. એટલે તેની સંખ્યા વધારવામાં મહેનત કરીને તેની વધારાની ખોરા-કીનો જુમ્મો ઉઠાવવા તજવીજ કરવી તેના કરતાં હાલના દુધ દેનારા જનાવરની ઓલાદમા સુધારો કરી તે હાલ આપે છે તે કરતાં વધારે દુધ આપતાં કરવાં એ વધારે સલાહ ભરેલું છે.

૨ ઉપર કહયું તેમ વધારે દુધ દેતી ઓલાદ બનાવવામા દુધલા જનાવરોની કતલ થતી અટકાવવી એ ખાસ જરુરનુ છે. કારણ કે સારા માબાપોથી ઉત્પન થએલા જના વરોમા સેંકડે ઘણા થોડા પ્રમાણમાજ આવા સારાં દુધ દેનારા જનાવરો નીવડે છે જેની મનસ્વી કીમત આપી મોટા શહેરો જેવાં કે મુંબઇ અમદાવાદ વીગેરેના દુધના વેપારીઓ લઇ જાય છે. સારુ તેવા શહેરોમા બાખડા જનાવર પાળવાનું પરવડતુ નહી હોવાથી કસાઇઓને તે વેચી નાખેછે. આમ થવાથી તે ખાસ વધું દુધ દેનારી ભેંશોનો નાશ થાય છે એટલુજ નહી પરંતુ તેની ઓલાદ જે સારી નીવડવાની આશા રાખી શકાય તેનો સમુલો નાશ થાય છે.

૩ ગુજરાતના શહેરોને ચોખ્ખું દુધ કેમ પુરુ પાડી શકાય એ એક કઠણ સવાલ છે' જ્યા તે નહીં' બની શકે તેમ નથી, આ બાબતમાં નીચલી બાબતમાંની એક યા વધુ બાબતોનો ઉપયોગ કરી શકાય.

૧ મ્યુનીસીપાલીટીએ કાં તો સુધરેલા ઢબના તબેલાઓમાજ ઢોર રાખવાની ફરજ પાડવી જોઇએ અથવા તો તેવા તબેલાઓ શહેરોની બહાર કરાવી આપી ત્યાંથી દુધ શહે-રમા લાવવાને સારી જેવા સાધનો કરી આપવા જોઇએ. શહેર બહારથી આવતા દુધમા થતી ભેળસેળ અટકાવવાને જોઈતા ઇન્સ્પેકટરો નીમીને અંદર આવતા દુધના નમુના તપાસી તેમા ભેળ માલમ પડે તો તેના ઉપર સહેલાઇથી કામ ચલાવી શકાય એવો કાયદામાં સુધારો કરાવવો જોઇએ.

૨ કો-ઓપરેટીવ ખાતાએ દુધનો ધંધો કરનારાઓની એસોસીએશન બનાવી તેમને નાણા

વીગેરેની મદદ કરીને ચોખ્ખુ દુધ પુરૂ પાડવાની તજવીજ કરવી જોઇએ.

૩ જ્યાં ઢોરના તબેલાઓ હોય ત્યાં કેનાલના પાણીની અથવા તો મોટાં તળાવના પાણીથી લીલો ચારો થાય તેવી ગોઠવણ સરકારે કરી આપવી જોઇએ, તેમજ બાખડાં ઢોરને રાખવાને સંઘરવાલી જગ્યાએ અનુકુળતા કરી આપવી તથા સારા સાંઢો મુકવા જોઇએ

૪ જો ઉપલી બાબત વધુ ખર્ચાળુ લાગે તો શહેરથી દુર જ્યાં ઢોર ઉછેરવાને લાયકની જમીન અને હવા પાણી હોય તો ખાનગી સહાકારી કેટલ ફાર્મો ખોલતી તે કંપનીઓને પહેલાં પાંચ દસ વર્સ સુધી પાંચ ટકા ખોટની બાહેન્ડી આપવી જોઇએ આમ કરવાથી ઢોરની જાતે સુધરશે એટલુજ નહી પરંતુ તે ભાગના લોકોના ઢોરને પણ સારા સાંઢ મલી શકશે,

૫ આવી રીતે શહેરથી દુર દુધને માટે જ્યારે જવુ પડે ત્યારે સરકારે લાઇટ રેલ્વે કે ટ્રામ મુકાવી વખતો વખત શહેરમા દુધ પહોચે એમ ગોઠવણ કરી આપવી જોઇએ જ્યાંથી દુધ શહેરમાંથી મોટા શહેરોમા લઇ જવાય તેમ નથી અથવા તો મોટા શહેરોને જોઇએ તે કરતા ગામડાઓમાં દુધ વધુ હોય ત્યા પણ જો ઉપર કહ્યા પ્રમાણેના સુધારાઓ દાખલ કરી મલાઇ અને માખણ કરી બહાર મોકલવામાં આવે તો તેનાથી ઘી કરવા કરતા તેમને સારો ફાયદો થાય અને ઢોર સુધરે.

૬ આ બાબતમાં હાથ ઘાલવો એ પણ એક ધંધાનો સવાલ છે, પરંતુ જન સુખાકારી ખાતર તેમ કરવાની જરૂર માલમ પડે છે અને કાતો સરકાર તરફથી ડેરી અને બટર ફેકટરી આણંદ જેવા મધ્ય સ્થળે કાઢીને લોકોને શીક્ષણ આપી સારાં મલાઇ, માખણ બનાવી બીજા દેશોના માલની હરીફાઇમા વેચાય તેમ કરી આપવાની તજવીજ થવાની જરૂર છે તેમજ મલાઇ કાઢી લીધેલા દુધનો શુ ઉપીઓગ કરવો તે પણ બતાવવાની જરૂર છે કે જેથી લોકોને વધુ ફાયદો થાય જો આ વાત બનવા જોગ નહીં હોય તો એ બાબતમા એક એક્ટ કરીને આવી ડેરીઓ કાઢનારાઓને લાઇસન્સ લેવાની ફરજ પાડવી જોઇએ અને તે આ કામનો પુરો અનુભવ ધરાવનારનેજ આપવા જોઇએ અને તેને માટે જોઇતો ઇન્સપેકટીંગ સ્ટાફ લાઇસન્સ ફીમાથીજ વસુલ થઇ શકે તેમ છે

ઉપર પ્રમાણેની કોઇ પણ યોજનાથી જો આ બાબતમા સરકાર મ્યુનીસીપલીટી તેમજ મોટા સરદારો અને બીજા આગેવાનો ઘટતો સુધારો કરે તો ગુજરાતને ઉપર કહ્યા પ્રમાણે ઘી દુધસ્થાનનું ડેનમાર્ક થવાને વધુ વખત લાગે તેમ નથી.

# નામદાર વઇસરોય અને ખેતીવાડીની ખીલવણી.

( લખનાર મીં૦ ટી૦ પી૦ જેટલી બી એ )

**ગયા માર્ચ માસમાં નામદાર વાઇસરોય લોર્ડ હાર્ડીંજ સાહેબ મુંબઇ પધાર્યા હતા ત્યારે એક પ્રસંગે ખેતીવાડીની ખીલવણી સંબંધી તેઓ સાહેબે કાઢેલા નીચે મુંજબના ઉદ્દગારો રજુ કરીયે છીએ.**

' ખેતીવાડી ખાતાના ફેલાવાને માટે હાલના વરસોમા જે આગળ વધવા સારૂ પગલા લેવામા આવ્યા છે તેનો જે અંગીકાર કરવામા આવ્યો છે તે ધ્યાનમા લેવાને મને ઘણી ખુશી ઉત્પન્ન થાય છે ખાતાનો ખર્ચ ખરેખર જોતા જે ૧૯૦૪–૦૫ ની સાલમા સવા સાત લાખ રૂપીઆ હતો તે ૧૯૧૩-૧૪ ની સાલમા ઓગણપચાસ લાખ રૂપીઆ સુધીનો વધ્યો છે. મુંબઇ પ્રેસીડન્સીમા જે ૧૯૦૪–૦૫ ની સાલમા એક લાખની ઉપર હતો તે ૧૯૧૩–૧૪ ની સાલમા સાત લાખ રૂપીઆ જેટલો વધ્યો છે આ સીવાય ૮।। લાખ રૂપીઆ પુનામા ખેતીવાડીની કોલેજના મકાનો બાંધવામા ખર્ચ કરવામા આવ્યા છે આ વધારે ખર્ચનુ પરીણામ એ છે કે ખાતાની ક્રીયાઓનો ઘણો અજાયબ ફેલાવો તમારી પ્રેસીડન્સીમા થયેલો છે, કે જે પ્રેસીડન્સીમા ઘણા કીંમતી અને હોશીઆર પ્રોફેસરો છે તે સીવાય સારા સાહીત્યવાળી કોલેજ, ૩ ખેતીવાડીની નીશાળો, ૧૬ ખેતીવાડીના સ્ટેશનો અને શીક્ષકોનુ મોટુ મંડળ છે સાથ સાથે એટલુ પણ કબુલ કરવુ જોઇએ કે હજુ ખીલવણી કરવાને માટે ઘણી જગ્યા છે જે આંકડાઓ હમણા મળ્યા છે તે ઉપરથી એમ માલમ પડે છે કે હીંદુસ્તાન બીજા બધા સુધરેલા દેશો કરતા ખેતીવાડીના અધીકારીઓ વીગેરે બાબતોમા ઘણુ પછાત છે આપણો ખેતીવાડીનો તેમજ દવા દારૂ વીગેરે બાબતોનો ખર્ચ ભેગો કરીયે તો દરેક એક હજાર માણસની વસ્તિ ઉપર બે પાઉન્ડ જેટલો થય છે જ્યારે અમેરીકાના યુનાઇટેડ સ્ટેટમા ૪૯ પાઉન્ડ, ફ્રાન્સમા ૭૭ પાઉન્ડ, અને પ્રશીઆમા ૬૨ પાઉન્ડ અને બીજા કેટલાક દેશોમા આ આંકડાઓ કરતાં પણ વધારે ખર્ચ થાય છે પાછળા વખતમા આપણને ધીમે ધીમે હીલચાલ કરવાના કારણો હતા ખાતાની કેળવણી ફક્ત ખરેખર જોતા આઠ અથવા નવ વરસની વાત છે અને કેળવાયલા માણસો ફક્ત ધીમે ધીમે દાખલ કરવા જોઇએ ખેતીવાડીના સુધારાથી જે ફાયદા થાય છે તેનો જેવો બીજા દેશોમા જલદીથી તથા આતુરતાથી અંગીકાર કરવામા આવે છે તેવો હીંદુસ્થાનમા કરવામા આવતો નથી અને હીંદુસ્તાનના ખેડુતને કેળવવાની રીત ધીમે ધીમે અખત્યાર કરવી જોઇએ એટલુ કબુલ કરવુ જોઇએ કે ખાતાને અસલ વખતથી ઉતરી આવેલા વ્હેમો તથા ખ્યાલો સાથે ઘણુ કામ પાડવાનુ છે ને તેથી કરીને સુધારો કરનારનુ કામ સ્હેલું થયુ નથી આ બધા સાથે ટક્કર ઝીલવાની છે, તે છતા પણ ઘણુ કામ થયેલુ છે. ખાસ કરીને મુંબઇમા આ ગાળામા આવેલો શેરડીનો ઉદ્યોગ કે જે ઉદ્યોગ દક્ષીણમા નહેરો ખોદવાનુ કામ પુરૂ થવાથી ઘણુ પ્રમાણ મેળવશે એવી આશા રાખવામાં આવી છે તે ઉદ્યોગની શીરૂઆત ખેતીવાડી ખાતાની દોરવણીને લીધે છે ખેતીવાડી ખાતાના હળો તથા ઓજારો વ્હેચવાની બાબતમાં ઘણુ કામ કરવામા આવ્યુ છે [illegible] પાણી ખેંચવાનું સંચનું ·

યંત્ર ગામડાઓમા ઘણા ખપમા લેવામા આવેલું છે. પાતાળ કુવાઓ ખોદવાનુ કામ ઘણા જોસથી કરવામા આવે છે. અને વરાળથી ચાલતુ હળ જે હીંદુસ્તાનમાં પહેલુ જણાય છે તે ધારવાડમા ઘણી ફતેમંદીથી કામ કરી શકે છે ગુજરાત અને ખાનદેશના કપાસ ઉગાડનારાઓને સુધરેલા બીજ પુરા પાડવાની યોજના કરવામા આવી છે જયારે પ્રેસીડન્સીની ઘણી ખરી ડીસ્ત્રીકટોમા સ્થાપેલાં ખેતીવાડીના સ્ટેશના દરેક વરસે વધતી ખેડુતોની સંખ્યાને ખેડવાની નવી રીતના ફાયદાઓની સમજુતી આપે છે કાળવણી અને વીન્યાના ધોરણથી જોતા સંપુર્ણ રીતે કબુલ કરવામા આવ્યું છે કે હજુ દેશની ખેતીવાડીને ખીલવવાને માટે ઘણું કરવાનુ છે પણ આ સવાલ તરફ મોટી નજરથી જોતા એમ માલમ પડે છે કે હીંદુસ્તાનના બજેટ પર જે હદ બાંધેલી છે તેને લીધે પાછળા થોડા વરસોમા વધારે પૈસા શી રીતે બચાવ્યા અથવા તે પૈસા સારા ઉપયોગમા કેવી રીતે લેવાયા તે કેટલી મુશ્કેલાઇથી જોવાનું છે "

---

## કપાસ અને ભોંયસીંગ (મગ ફળી) નુ મીશ્ર વાવેતર.

(લખનાર મી૦ રામભાઇ ડી૦ પટેલ બી. એજી.)

ગુજરાતમા સાધારણ રીતે મીશ્ર વાવેતરનો રીવાજ ઘણા જુના વખતનો છે

**ઉદ્દેસ.** ભરૂચ જીલ્લામા કપાસની સાથે મીશ્ર તુખ તરીકે વાવવાના તુલમા ડાંગર (હુ ઘણી) પહેલે નંબરે આવે છે કપાસ સાથે ડાંગર વાવવાનો હેતુ એ એક વધુ વર્ષાદ સામે આગળથી અગમ ચેતીના ઉપાય તરીકે છે વધારે વર્ષાદના વખતમા જે વખતે કપાસ નાનો હોય છે અને કહોવાઇ જવાની ધાસ્તી રહે છે ત્યારે વધારાનુ પાણી ડાંગર સુધી લે છે કારણકે ડાંગરને વધારે પાણી જોઇએ છીએ. જેથી કપાસને નુકશાન થતું નથી અને બન્ને તુલની આવી રીતે પાણીની સમતોલતા રહેવાથી સલામતી રહે છે. હવે કપાસ સાથે ચીલમા બતાવ્યા મુજબ ભોયસીંગનું વાવેતર કરવાથી ઉપર લખ્યા મુજબ વધારાના પાણીનો ભોયસીંગ ઉપયોગ કરે છે જે ગત સાલ તેમજ આ સાલના દાખલા ઉપરથી જણાશે ગઇ સાલ એટલો બધો એટલે લગભગ પચાવન ઇંચ જેટલો ચાલુ સખત વરસાદ છતા સીંગનો પાક પુરેપુરો ૧૬ આની થયો હતો અને સાથે કપાસનો પાક પણ આબાદ હતો આ સાલ પણ ભોયસીંગનો પાક સારો આવ્યો છે. બીજો સીંગમાં એક ગુણ રહેલો છે કે કાંઇ વરસાદના વખતમા અનુભવ પ્રમાણે બે સર અને ઓછી ચીકાશ વાળી કાળી જમીનમા પણ થઇ શકે છે ૧૯૧૧-૧૦ જેવા દુકાળના વખતમાં જે વખતે લગભગ ચોદ ઇંચ વરસાદ હતો તે વખતે પણ એકલી ભોયસીંગ એક વીધે ૧૮ મણ ઉતરી હતી તેના ભરૂચ જીલ્લામા દાખલા છે.

**એક ખેતરમાં ચાલુ કપાસ સખ્તગકાય છે.** એક સાલ કપાસ લીધા પછી બીજે સાલ તેજ ખેતરમાં કપાસ કરવામા આવતો નથી પણ જુવાર જેવાં તુલ કે જે જમીનના ઉપરના ભાગમાથીજ પોતાનો ખોરાક ચુસે છે તેવા તુલ કરવામા આવે છે જેથી જમીનના ઉંડા ભાગને કે જેમાથી કપાસ કસ ખેંચી શકે છે તેને આરામ મળે અને અગર કપાસ કરે છે તો વારા પાડીને કરવામ

આવે છે. હવે કપાસની સાથે જ ચીત્રમાં બતાવ્યા મુજબ સાથેના ચાસમાં સીંગ ઓરવા થી આખા ખેતરના બે ભાગ પડે છે. એક ભાગમા કપાસ આવે છે અને બીજા અડધા ભાગમા સીંગ આવે છે જેથી બીજી સાલ સીગવાળા ભાગમા કપાસ આવે છે, અને ક પાસવાળા ભાગમા સીંગ આવે છે અને બીન હરકતે ઉપરનો હેતુ પારપાડી એક ખેતરમાં આખુ કપાસ લઇ શકાય છે.

**જમીનમાં ખાતર પુરવાનો ગુણ**

હાલ કપાસ સાથે જે તુલનું ( ડાંગર, કોદરાં, તલ ) વાવેતર કરવામા આવે છે અગર બીજી સાલ જુવારનુ વાવેતર કરવામા આવે છે તે ફકત જમીનના ઉપરના ભાગમાંથી ખોરાક ચુશી જ મીનની સમતોલતા સાચવે છે એ સીવાય જમીનને કોઇ પણ પ્ર કારનો ફાયદો કરતા નથી. પણ ભોયસીંગની બાતનમાં તેથી ઉલટુંજ છે. એક લીલો છોડ મુળમાથી ઉપાડી બરાબર ધ્યાન આપી જોવાથી માલમ પડશે કે સીંગના મુળને અડીને લાગેની નાની નાની ગાંઠો છે આ ગાંઠોની અંદર એક જાતના ઘણાજ બારીક જંતુ ( બે કટરીઆ ) રહે છે જેઓ હવામાંથી નાઇટ્રોજન નામનુ તત્વ જે દરેક તુલને ખાસ અગત્ય નું છે અને જેના વગર કોઇ પણ તુલ થઇ શકે નહી અને જેને પુરો પાડવા આપણે છા ણનુ ખાતર અગર ખોળ વીગેરે આપીયે છીએ તેને જમીનની અંદર સીંગના મુળ વાટે પુરે છે અને સીંગના વાવેતરમા આવેથી તમામ જમીનને કુદરતી રીતે ખતર મળે છે જેથી બીજી સાલ તેમા કપાસ સારો થાય છે લાગ વાળ, વટાણા, ચોળા, મગ, મઠ, તુવેર, વી ગેરે સીંગ થતાં તુલના મુળમા આવી રીતે ખાતર પુરવાનો ગુણ રહેલો છે લાગ વાળા ખેતરમા બીજી સાલ કપાસ સારો થાય છે જે ભરૂચ જીલ્લાના ખેડુતોની નજર બહાર નથી તેનું કારણ ઉપર બતાવ્યું તે જ છે.

## કપાસ અને ભોંયસીંગના ચીત્ર વાવેતર કરવા વીશે સાદી સુચના

**ભોંયસીંગની જાત.**

ભોંયસીંગની ઘણી જાતો છે. જે પૈકી સ્પેનીશ પીનટ અને જાપાનીસ ન્હાની પીન વગર ફક્ત વરસાદના પાણીથીજ થઇ શકે છે અને જલદી થી પાકે છે. એ સીગમાંથી આશરે સેકડે ૮૦ ટકા જેટલાં બી નીકળે છે અને બાકીના બીજાં છોડા જાય છે.

**જમીન.**

ગોરાટ, બેસર અને ઓછા ચીકાશવાળી કાળી જમીનમા સીંગ કપાસ ની સાથે ફતેહમંદીથી થઇ શકે છે તેમા બેસર જમીન કે જે મોર કાકરીઆ જમીનના નામથી ઓલખાય છે તેમા સૌથી સરસ થાય છે

**વાવેતર કરવાની રીત.**

ઉન્હાળામા જે રીતે ખેતર ખેડીને તૈયાર કરે છે તે પ્રમાણે બરા બર તૈયાર કરી પહેલેજ વરસાદે પહેલેજ વરાપે કપાસ તથા સીંગ સાથે વાવવા એક વિધે છોડાવાલી સીંગ પકરથી વીસ શેર લેવી, અને તેને ફોળીને દાણા કાઢવા. સીંગ ઓરવા માટે ખાસ પતરાના ભુગળાં અને મોટા કાણા વાળી ઓરણી તેમજ લેવડાવ કાણાંવાળી ચવડીઓ રાખવામા આવશે તો ચાસ બંધાઇ જવાની બીનકુલ દહેશત રહેશે નહીં. અને દાણુ રહેવાથી ચાને ઉઘડ પણ પડી શકશે. પતરાના ભુંગળા બની શકે નહીં તો વાંસના ભુંગળાની મોંઢા ફોડાવી

વખતે ખાસ ધ્યાન આપી તે જગાએની પહોળા પ્રમાણમાં કોડાવવી જેથી અડચણ આવશે નહી. રીવાજ મુજબ વળતુ વખેલુ સીંગનું ઓરવા દેવુ અને જતુ વખેલુ કપાસનુ જવા દેવું.

**સમજુતી**—બાજુમા બતાવ્યા પ્રમાણે શીંગ શરૂઆત કરતી વખતેનુ એક વખેલું કાઢયા પછી વળતે ફેર પણ સીંગજ ઓરવી. પછીથી બીજે ફેરે ઉપર લખ્યા મુજબ વચ્ચેની જગામા જતા કપાસ ઓરવો અને પાછી વળતા સીગ ઓરવી આ પ્રમાણે ઓરવાથી એ ચાસ સીંગના અને બે ચાસ સાથેના કપાસના સરખે અંતરે આવી રહેશે જેથી સીંગ ઉપાડી લીધા પછી કપાસના ત્રણ કરબને ગાળે હારો પડી રહેશે ખાસ ધ્યાનમા રાખવાનું છે કે સીંગ ઉગ્યા પછી તેના બે છોડ વચ્ચે છ ઇંચ કરતા વધુ અંતર હોવું જોઇયે નહીં.

૩ ૨ ૩ ૩ ૩ ૩ ૩ ૨ ૩

સીંગ કપાસ સીંગ કપાસ સીંગ

વધુ અંતર હોવાથી કોઇ પણ જાતનો ફાયદો નહી થતા ઉપજમા ઘટાડો થાય છે ઉપર બતાવ્યા મુજબ સીંગ ઓરવી ન હોય અને હાથ વતી થાણવી હોય તો ત્રણ કરબને ગાળે કપાસ ઓરયા પછી વચલા ચાસમા સીંગના દાણા છ ઇંચને અંતરે થાણવા અને પછી તેને કપાસની સાથે ઢાંકી દેવા.

છોડ બરાબર ઉગી ગયા પછી નંદવાની પહેલીજ તક મળે તેને બરાબર રીતે નીંદી કઢાવવી અને પછી ચાસીયા કરવાં જેમ ચાસીઆ બરાબર થશે અને જમીન પોચી રહેશે તેમ સીંગ સારી થશે. આ પ્રમાણે સીંગને ફુલ આવતા સુધી નીંદવાનુ અને ચાસીઆ કરવાનું કામ શરૂ રાખવુ, અને ફુલ આવ્યા પછી સઘળું બંધ કરી દેવુ. પછી સીંગની અંદર કોઇ પણ જાતનુ ખેડ કામ કરવુ નહી. ફક્ત કપાસમા અને બાજુના ચાસમા કરબ વતી રીવાજ મુજબ ચાસીઆં કરી સીંગની બાજુની જમીન જેમ બને તેમ પોચી રાખવી જેમ જમીનનો પોચાશ વધુ તેમ સીંગનો પાક સારો આવશે.

જુન–જેઠ મહીનામાં વાવેલી સીંગ અકટોબરની મધ્યમા ઉપાડવાની થાય છે જ્યારે છોડ પીલા પડી જઇ પાકી જાય ત્યારે ખેતરમાથી પાંચ સાત જગાએથી થોડી સીંગો કઢાડી તેને ફોળી જોવી અને જો દાણો છોડથી તદન છુટો માલમ પડે તો સીંગ પાકી સમજવી અને પછીથી ખોદી લવી

જમીન અનુસાર સીંગ ખોદી અગર ઉપાડી લીધા પછી સઘળા છોડ હાર બંધ એક બાજુના મુળ રાખી જુદી બંધ ખળીમા સુકાવા મુકવા અને બરાબર સુકાય એટલે સીંગ હાથ વતી નાની ડફણીથી ખંખેરી લેવી. સીંગ લઇ લીધા પછી જમીનને ફરખી નાખવી જેથી કપાસને પુષ્કળ હવા અજવાળુ તથા અવકાશ મળશે.

સીંગને છાણીયુ બરાબર કહેવાયલુ ખાતર અગર બકરાના ખાતર દર વીઘે પાંચ ગાડાં આપ્યાથી પાક સારો આવે છે. ગોરાટ જમીનમા જયા ઉધેયની બીક રહે છે ત્યા દર વિંઘે ચાર મણ દીવેલીનો ખોલ હેગીમા આપવો જરૂરનો છે,

**ચીત્રની સમજુતી**—ચીત્ર ઉપર લખેલી રીત મુજબ ભરૂચ ખેતીવાડી મંડળે કરેલો મીશ્ર વાવેતરનું છે જે સાથે સાથે હાર જણાય છે તે સીંગની છે એકલ હાર જણાય છે તે કપાસની છે. સીંગ ઘણીજ સારી હાલતમા છે, કપાસ પણ સારો છે આ વાવેતર અખતરા દાખલ થામ ગામમા કરવામા આવ્યું હતું અને તેમા પુરી ફતેહ મળી છે. જેની ખાત્રી ૧૫ આ ચીત્ર છે; સદરહુ ખેતરની બે સાલની ઉપજના આંકડા નીચે આપેલા છે.

ભોંયના લીલા વેલા અમર ગોતર ઢોરને ખાવા માટે પુષ્ટીકારક હોવાથી ઘણું કીમતી છે. એક કનધીની કીમત લાગોટા પ્રમાણે ગણીયે તો બારથી પંદર રૂપીઆ ઉપજ શકે

| | ૧૯૧૨-૧૩. | | | | ૧૯૧૩-૧૪. | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| પાક | દર એકરે રતલ માં ઉપજ | | | કીમત. | દર એકરે રતલ મા ઉપજ | | | કીમત. | રીમાર્ક. |
| | | સીંગ | વેલા | | | સીંગ | વેલા | | |
| કપાસ | ૨૧૨ | | | ૩૯-૫-૨ | ૨૪૦ | | | ૩૦-૦-૦ | વેલા ઢોરને ખવડાવવામાં આવ્યા હતા. |
| ભોંયમીંગ | | ૮૨૩ | ૨૨૩૪ | ૫૧-૭- | | ૧૧૦ | ૧૬૨૦ | ૩૮-૨-૦ | |
| કુલ | | | | ૯૦-૦-૨ | | | | ૬૮-૨-૦ | |

### ઉપર મુજબ વાવેતર કરનાર થામ ગામના ખેડુતોના ખતરની ઉપજ.

| પાક. | દર એકરે રતલમા ઉપજ | | | કીમત | રીમાર્ક. |
|---|---|---|---|---|---|
| | | સીંગ | વેલા | | |
| કપાસ | ૨૨૦ | | | ૨૮-૨-૬ | વેલા ઢોરને ખવડાવવામા આવ્યા હતા |
| ભોંયમીંગ | | ૧૦૪૭ | ૨૭૬૦ | ૬૫-૭-૦ | |
| કુલ | | | | ૯૩-૯-૬ | |

## સને ૧૯૧૩-૧૪ માં વા તર થયેલાં કેટલાંક તુલનું અડાજ

| જીલ્લા | કપાસ એકર ૧૯૧૩-૧૪ | કપાસ એકર ૧૯૧૨-૧૩ | કપાસ એકર ૫ પાછલા સાલની સરાસરી | કપાસ પેદાશ ગાસડી (૪૦૦ પૌંડની એક) ૧૯૧૩-૧૪ | કપાસ પેદાશ ગાસડી (૪૦૦ પૌંડની એક) ૧૯૧૩-૧૪ | કપાસ પેદાશ ગાસડી (૪૦૦ પૌંડની એક) ૫ પાછલા સાલની | તલ એકર ૧૯૧૩-૧૪ | તલ એકર ૧૯૧૨-૧૩ | તલ એકર પાછલી સાતની સરાસરી | તલ પેદાશ, ટન ૧૯૧૩-૧૪ | તલ પેદાશ, ટન ૧૯૧૩-૧૪ | તલ પેદાશ, ટન પાછલી સાલ ૫ સરાસરી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અમદાવાદ | ૩૪૩,૮૯૮ | ૩૭૯,૧૮૩ | ૨૪૨,૫૮૯ | ૯૩,૮૧૭ | ૭૪,૬૮૧ | ૫૩,૩૫૪ | ૧૫૪૬૭ | ૧૪,૦૮૭ | ૧૮,૧૨૯ | ૧,૬૩૦ | ૧,૬૩૨ | ૧,૭૧૪ |
| ખેડા | ૩૨,૫૨૩ | ૧૫,૫૧૧ | ૧૭,૬૮૦ | ૬૩૨૨ | ૩,૨૬૦ | ૨,૮૦૬ | ૧૦,૩૧૯ | ૭,૨૩૧ | ૧૧,૪૯૭ | ૧,૨૯૦ | ૯૭૮ | ૧,૨૪૭ |
| પંચમહાલ | ૩૩,૪૭૪ | ૨૪૬૨૬ | ૧૦,૨૫૨ | ૭૮૮૨ | ૪,૧૦૫ | ૨,૦૬૬ | ૨૮,૫૦૭ | ૨૦,૪૧૪ | ૨૮,૦૧૯ | ૪,૦૬૫ | ૨,૭૩૪ | ૨,૮૩૦ |
| ભરૂચ | ૨૬૦,૬૮૮ | ૨૪૫,૦૭૮ | ૨૮૩,૬૬૩ | ૬૬,૪૭૧ | ૭૭,૨૦૦ | ૮૦,૭૧૫ | ૮,૦૭૧ | ૧૨,૬૫૧ | ૧૦,૫૮૬ | ૯૦૬ | ૨,૨૦૭ | ૧,૩૧૯ |
| સુરત | ૧૩૯,૬૭૭ | ૧૨૧,૫૧૮ | ૧૫૨,૨૭૧ | ૩૪,૯૧૯ | ૩૧,૯૯૮ | ૩૯,૨૯ | ૮૦૬૩ | ૪,૪૧૭ | ૩,૫૭૭ | ૪૨૪ | ૬૦૫ | ૪૮૨ |
| કુલ | ૮૧૦,૧૯૦ | ૬૮૫,૯૩ | ૭૧૦,૪૫૫ | ૨૦૮,૭૧૫ | ૧૯૧,૨૪૪ | ૧૭૭,૯૭૦ | ૬૫,૩૫૭ | ૫૯,૮૪૦ | ૭૧,૮૫૮ | ૮,૬૬૫ | ૭,૯૫૬ | ૭,૬૧૯ |

સીંધ સાથે મુબઇ પ્રાન્તના બધાએ જીલ્લા મળી આ મોસમમા કપાસનુ કુલ વાવેતર લગભગ ૭૪ લાખ એકર થયુ હતુ જે કે ગયા વરસ કરતા ૪-૪ ટકા વધારે છે અને સરેરાસ કરતાં ૧૨.૪ ટકા વધારે છે. વાવેતરના આ વિસ્તારમાંથી લગભગ ૧૭ લાખ ગાંસડી ૧ થશે જે કે ગયા વરસ કરતાં ૩ ૮ ટકા વધુ અને સરેરાસ કરતાં ૩૦ ૬ ટકા વધારે છે

આખા હીંદુસ્તાનમાં લગભગ ૨ કરોડ ૪૬ લાખ એકર કપાસનું વાવેતર આ મોસમમાં છે. જે ગયા વરસ કરતા ૧૧ ૭ ટકા વધારે છે. એમાંથી લગભગ ૫૨ લાખ ગાસડી રૂ ઉતરશે જે ૧૩ ટકા વધારે છે.

ચી૦ ઢુ૦

# ખેતીવાડી સબંધી હિલચાલ.

**ડેમોન સ્ટ્રેશન, પ્રદર્શનો**—ગયા ઓકટોબર મહીનામાં દશેરાને દહાડે જીલ્લાના કલેકટરના મુકામનો લાભ લઇ વાગરા તાલુકા ખેતીવાડી મંડળે એક સભા કલેકટર સાહેબના પ્રમુખપણા હેઠળ બોલાવી હતી જે વખતે નીચેની બાબતો ઉપર મંડળના મેમ્બરોએ ચર્ચા કરી હતી.

૧ વાગરા તાલુકામાં એક શિક્ષણ પધ્ધતિનું ખેતર ખોલવા, ૨ સહકારીપણાથી સારો બી સંઘરી પુરા પાડવાની મંડળીઓ સ્થાપવા, ૩ ચાલુ રીત કરતા સારા પાયા ઉપર કપાસ વેચવાના હાટો કહાડવા, ૪ ઘઉં મશળવાના સાંચાનો ઉપયોગ કરવા, ૫ ઉગતી જુવાર તથા ઘઉનો ખપરડીથી બચાવ, ૬ જુન કુવા ખુલ્લા કરી કપાસના ઢુંબને પાણી પાવાની સગવડ અને તેવા બીજા ઉપાય, ૭ જીલ્લા ખેતીવાડી મંડળના કામકાજનો અહેવાલ.

આ વિષયો ઉપર સારી રીતે ખાસ કરી ખેડુત વરગ તરફથી ચર્ચા થયા બાદ જીલ્લાના ખેતીવાડીના ઓવરશીયર મી૦ રામભાઇએ સાંચા બીથી થતા ફાયદા, ઢોરના ખાતરનો સંગ્રહ કરવાની સાદી પધ્ધતી તથા મોરથુથુના પાણીમાં જુવાર બોળીને વાવવાથી તેને થતા અંગારીઆ રોગનો અટકાવ એ વિષયો ઉપર સારી સમજ આપી હતી એન્ટોમોલોજીસ્ટ આસિસ્ટન્ટ મી૦ ઝવેરીએ ખપરડીની જીંદગીનો ક્રમ અને તેનો નાશ કરવાના ઉપાય ઉપર વિવેચન કર્યું હતું ગતના જાદુઇ ફાનસથી ખેતીવાડીના દેખાવો સારી ભેદનીને દેખાડવામાં આવ્યા હતા વકીલ મી૦ કૃષ્ણલાલ બળવંતરાયે આ કામમાં સારો ઉત્સાહ દેખાડયો હતો

ગયા નવેમ્બર માસમા બોરસદ તાલુકે જંબુસરમાં ધરમચંદ શેઠ ખેતીવાડીના કામમાં કેટલાક અજમાયસી અખતરાઓ કરી ખેતી તરફ કેટલો ખંત કાળજી રાખે છે તે બીજા ખેડુતોને દેખાડવા સારૂ ડીસ્ટ્રીકટ ડેપ્યુટી કલેકટર મી૦ જોશીનો મુકામ તે ગામ આગળ હતો તે વખતે તાલુકા મંડળ તરફથી એક સભા બોલાવવામાં આવી હતી. પ્રમુખ સ્થાન આમોદના ઠાકોર સરદાર નાહારસીંગજીએ સ્વિકાર્યું હતું. પ્રમુખે ઉભા પાકમાંથી સારા બીની પસંદગી તથા તેની સાચવણી એ વિષય ઉપર ઉપદેશ કર્યો હતો બાદ ઉત્તર વીભાગના ખેતીવાડીખાતાના ઇન્સ્પેકટર મી૦ ભીમભાઇએ નીચેના વિષય ઉપર એકઠા થએલ લોકોને સારી સમજણ પાડી હતી ૧ કપાસની જાતોને ચોખ્ખી રાખવાની આવશ્યકતા ૨ માફક હોય તેવી જગ્યાએ માત્ર ધોધારી કપાસનું વાવેતર કરવું. ૩ કપાસના તાર અને રૂનો ઉતાર કેમ સાચવવો ૪ થોડા વરસાદમાં સારી ખેડથી ભેજનો સંગ્રહ. ૫ ખેતીવાડીખાતાનું કામકાજ મી૦ ઝવેરીએ ચીત્ર અને નમુનાની મદદથી ખપરડીના નાશ વિશે સમજુન આપી હતી. મી૦ રામભાઇએ શેઠ ધરમચંદના ખેતરમાં જે અખતરાઓ કરવામાં આવ્યા હતા તેની સમજ પાડી અનુકરણ કરવા સુચના કરી હતી ૫૫થી પાણી પાઇ ૧૦ એકર જમીનમાં કપાસ વાવવામાં આવ્યો હતો. પાણી પાએલી જમીનમાં એક છોડ મોટા જગ્યામાં ઉગેલા હતા વગર પાણી પાએલીમાં થોડા થયાં હતાં. પંપ સાથે આગ ઇજનની પણ જોવા જ

આ માસમા વેડછ તાલુકે જંબુસરમા ડી ડે કલેકટર મી૦ જોશીના પ્રમુખપણા હેઠળ આજુબાજુના ફરતા ગામોના ખેડુતોનું એક મંડળ મળ્યું હતુ. ખેતીવાડી સંબંધી જુદા જુદા વિષયો ઉપર સગવડતાથી ઘણુંથી વાદવિવાદ થયો હતો. રાતના મેજીકલેન્ટરન દેખાડવામા આવ્યુ હતુ.

એજ મહીનામા ભરુચ તાલુકાના શુકલતીરથ ગામે કારતકી જાત્રા વખતે ખેતીવાડીને લગતા બી, ઓજારો, જંતુઓના ચીત્રો વીગેરેનુ પ્રદરશન ભરવામા આવ્યુ હતુ ઉક્ત મંડળ તરફથી નીકળતી પત્રિકાઓ મફત વેહેચવામા આવી હતી રાતના મેજીક લાનસથી ખેતીના ચીત્રો બતાવવામા આવ્યાં હતા.

ગયા ડીસેમ્બર માસમા સુરત જીલ્લાના જલાલપોર તાલુકાના વિજલપુર ગામે ઢોરોનુ પ્રદરશન ધી ઇન્ડીયન કોટન ઓઇલ કંપની તરફથી ભરવામા આવ્યુ હતુ તે પ્રસગે સહુથી વધારે દુધ આપનારી ભેંસોના માલીકોને, ભાર ખેંચનાર બળદની સૌથી સરસ જોડીના માલીકોને રૂ ૩૦ થી રૂ ૫ સુધીના કુલ્લે રૂ ૧૫૦ ના ઇનામ ઉક્ત કલેકટર મી૦ હેન્ડરસનને હાથે આપવામા આવ્યાં હતાં. ખેતીવાડીખાતાના અમલદારોએ ખેતી વીશે, ઢોરો વિશે તથા પ્રદરશનોથી થતા લાભો વિશે ભાષણો આપ્યાં હતાં

ગયા ફેબ્રુઆરી માસમા વડોદરા ખાતે ખેતીવાડીને લગતુ એક નમુનેદાર પ્રદરશન ભરવામા આવ્યુ હતુ તથા ત્રરેસ પરસ સહકારી મંડળીનુ એક કોન્ફરન્સ ભરવામાં આવ્યું હતું ગાયકવાડ સરકારે સહકારી બાબત ઉપર એક બોધદાયક ભાષણ આપ્યુ હતુ

ગયા ફેબ્રુઆરીના બીજા અઠવાડીયામાં ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેકટર મી૦ જોશીએ જંબુસર કસ્બામા તાલુકા દરબાર ભર્યો હતો જેના સરખા બી વીગેરેના પ્રદરશનમા ગોઠવેલા બીના નમુનાની તથા તુલને થતા જીવાતના ચીત્રોની લોકોને સવારમા સમજુતી આપવામાં આવી હતી કાલાભાઇ મનસુખરામે પોતાના ખેતરમા ખેતીવાડી ખાતાની સલાહ તથા દેખરેખથી કરેલા તુલ ખાતર વીગેરે અખતરાઓની લોકોને સમજુતી આપવામા આવી હતી મી૦ કાલાભાઇએ આશરે રૂ૦ ૧૨૦૦ ખરચી કુવામાંથી પાણી ખેંચવાનો ૫ ૫ પોતાના ખેતરના કુવા પર ગોઠવ્યો છે તેની સાથે આશરે રૂ. ૪૦૦નુ કપાસ પીલવાનુ તથા આશરે રૂ ૫૦૦નુ ચોખા ખાંડવાનુ યંત્ર ગોઠવ્યા છે આ યંત્રોની લોકોને સમજુત કરવામા આવી હતી. ખેતીવાડી ખાતાના પધારેલા અમલદારોએ પોતે જાતે પંસાયતી ઓજારોથી ખેતરમા કામ કરી બતાવ્યું હતુ એક ગૃહસ્થે જરમન હળ ખરીદી લીધું હતું સાંજના દરબાર ખતમ થયા પછી કારબન બાઇ સલફાઇડથી બી કેવી રીતે સડ્યા વગર સાચવી રખાય છે તેની સમજુત આપવામા આવી હતી રાત્રે ખેતીવાડીને લગતા દેખાવો મેજીકલેન્ટર્નથી દેખાડવામા આવ્યા હતા.

ગયા માર્ચ માસમા આસી૦ કલેકટર મી૦ ક્રીમને ભરૂચ તાલુકાના સમારગામ મુકામે તાલુકા દરબાર ભર્યો હતો તે વખતે તાલુકા ખેતીવાડી મંડળ તરફથી જંબુસરની માફક ખેતીવાડીનું ડીમોન્સ્ટ્રેશન રાખવામા આવ્યું હતું ખેતીવાડી ખાતાના ડીવીઝનલ ઇન્સપેકટરે ભુતકાળ અને વર્તમાન કાળના અનુભવ સાથે બીજા જીલ્લાઓના દાખલા દલીલો સાથે સારી ખેતી કરવાની જુદી જુદી રીતો તથા તેના ફાયદા વીશે સમજુતી આપી હતી ભરૂચના ખેતીવાડીના ઓવરશીયરે એ જીલ્લામા પોતાની દેખરેખ નીચે કેટલાક ઉત્સાહી ખેડુતો પોતાની થોડીક જમીનમા કેવી ખેતી કરે છે, તે સમજાવ્યું હતુ નડીઆદ ફાર્મના સુ

પ્રીન્ટેન્ડન્ટે બી માચરી રાખવાના ઉપાય બતાવ્યા હતા આ૦ કલેક્ટર મી૦ ગ્રીમને ત્યાર બાદ ખેડુતેની ખેતીવાડી બાબતમા નીચે મુજબ ઉદ્ગારો કહાડ્યા હતા

"  .  .  પણ હમરે આ જગોએ તમને શીખામણ માટે કઇક કહેવુ જોઇએ. હમારે આપને યાદ દેવડાવવુ જોઇએ કે અનાજના પાકને બદલે કપાસનોજ પાક ઉગાડવો એ ડહાપણ ભરેલુ કામ નથી દરેક ગામે પેતાના ગામ જેટલુ પુરેતુ અનાજ અને ઢોરો માટે પુરતો ઘાસ ચારો ઉગાડવોજ જોઇએ હલની કપાસની સારી પાક અને તેના ઉંચા ભાવોથી તમારે તમામ જમીનમા કપાસજ ઉગાડવા તમારૂ વલણ રાખવુ નહી જો તમે ફકત કપાસજ વાવો અને જો તેનો પાક નીષ્ફળ થાયે તો તમારે તમામ અનાજ અને ઢેરોના ઘાસ ચારા માટે તમારે ખમવુ પડશે

કપાસની જાત હલકા પ્રકારની થતી જાય છે, તેની નોંધ દીલગીરી સાથે અમોએ કરેલી છે પહેલા પાછલા વરસોમા અત્રેના કપાસની જાત ઉંચા પ્રકારની હતી અને તેને લીધે તેના અભાવે હજુ તમને હાલના નીચા કપાસની સારી કીમત મળે છે પણ ભરૂચી સારા કપાસ જો કે દલમા મેકવના કપાસનો ભેળસેળ થવાથી સારા કપાસનુ નામ જતુ રહેતુ છે જો કપાસની જાત સુધારવામા ના આવે તો ભાવ ઓછોને ઓછો થતો જશે કપાસ સુધારવાનો ઉત્તમ રસ્તો એ છે કે ગામના એકદીલતાથી વીચાર કરી તે સુધારવા યતનુ લેવુ જોઇએ દરેક ગામવાળાએ સરૂથી ઉત્તમ છોડના જુદા રાખી તેપર નો ઉતરેલો કપાસ હાથે લોઢવો જોઇએ અથવાતો જુદો લોઢાવો જોઇએ અને આ કપાસના બીકણથી દાસમા ગી સારૂ રાખવા જોઇએ આવા પ્રકારની ગોઠવણ કરશો નહી તો ભરૂચી ઉત્તમ ગણાતા કપાસનુ નામ જતુ રહેશે "

**ચોમાસા** પછી આ વરસે અમદાવાદના ગઢી, સરખેજ તથા વઢવાણમા તથા ખેડાના ડાકોરમા રેવેન્યુ અમલદારોની સાહયતાથી ખેતીવાડી ખાતા તરફથી ખેડુતોને ઘણી ઉપયોગી અને બોધક ખેતીવાડી સબંધીના ડમોનસ્ટ્રેશન ભરવામા આવ્યા હતા લોકોનો ઉત્સાહ વધતો જતો જણાય છે

**પુના** જીલ્લાના ખેડ તાલુકામા ડસેમ્બર પ્રમુખ હેઠળ ચાર માસમા ખેતીવાડીનું પ્રદર્શન થયુ હતુ ખેતીના તથા ઢોરના સારા નમુના એકઠા થયા હતા ને રૂપના ઇનામો વેહેચવામા આવ્યા હતા

**સરકારી મોટા અધીકારીઓનુ કોન્ફરન્સ**—ગયા ડીસેમ્બર માસમા સરકારના જુદા જુદા ઈલાકાના ખેતીવાડી ખાતાના મોટા અમલદારોનુ કોન્ફરન્સ મદ્રાસના કોઇમ્બતુર ખાતે મળ્યુ હતુ તે વખતે ખેતીવાડી સબંધી ઘણા ઉપયોગી વીષયો ઉપર ચર્ચા થઇ સુચનાઓ થએલી છે જેનો સાર નીચે મુજબ છે —

૧ હાલમા ઢોર ચરવાની જમીનો છે તેને નાખી મુકવા બાબત એવો ઠરાવ કરવામા આવ્યો કે જે જમીનનો મોટો જથ્થો રૈયતને મજુર કરવામા ન આવ્યુ હોય તો ચરણ બાબત હકો જે જગતના મોટા અંદર બોગવટમા છે અને તેના પર જે અતીક્રમ મુકવામા આવ્યા હાય તે ગોઠવણ કરવી

૨ પડતર જમીનની બાબતમા એવો ઠરાવ કરવામા આવ્યો કે આવી પડતર જમીનનો સુધારો કરવાની બાબત ધ્યાનમા ગણી કરવો જોઇએ સુનાઇટેડ પ્રોવીન્સમા આ બાબતમા ઘણી કરેલુ મળી છે.

૩. ઢોર ઉછેરવાનું જે ભાગોમા કામ થાય છે અને જયા સારામા સારા સાંઢીઆ પેદા થતા હોય તેવા ભાગોમા ઢોરો ઉછેરવાના થાણા ઘણા મોટા પ્રમાણમાં વધારવાં આ થાણાઓ દેશની ચોખ્ખી ઓલાદ રાખવાના મથકો થઇ પડશે

૪ લોકોના ઉપયોગ માટે ડિસ્ત્રીક્ટ બોરડના હવાલામા સાંઢીઆઓ રાખવાની રીત ફતેહમંદ થઇ નથી ઢોરના માલીકોએ સાંઢીઆની સંભાળ રાખવામા પોતીકું હીત છે એમ સમજવું જોઇએ તથા સાંઢીઆની કીમતમાં કો-ઓપરેટીવ મંડળોએ કાંઇ હીસ્સો આપયો હોય તો તેવા મંડળો સાંઢીઆ ઉછેરવામા સારા માલીક થશે એમ સુચવવામા આવ્યુ હતુ.

૫ સારો જથ્થો મેળવવા સારૂ ન્હાના વાછરડાઓને નહાનપણમા ખસી કરવા સારૂ લોકોને દરેક જાતનું ઉત્તેજન આપવું જોઇએ

---

# રૂતુ સમાચાર.

**સુરત જીલ્લો**—૧૯૧૩ ના ચોમાસામા વધારેમા વધારે વરસાદ વલસાડમા ૮૮ ઇંચ તથા ઓછામા ઓછો ઓરપાડ તાલુકામા ૩૭-૧૨ દોકડા પડયો હતો જુન- સરેરાસ કરતા વરસાદ વધારે હતો વધુ વરસાદનેલીધે ખેતીના કામમા કંઇક અટકાવ થયો હતો જુલાઇ-સરેરાસ કરતા વરસાદ ઓછો હતો આવુ વરસાદને લીધે કેટલીક જગ્યોએ વાવણીમા ઢીલ થઇ હતી. તેમજ કેટલીક જગ્યાએ કંઇક નુકશાન થયુ હતું. ઓગસ્ટ- વરસાદ પુરતો અને છેલ્લા અઠવાડીયામા તુયોને ઘણો માફકસર હતો સપ્ટેમ્બર- વરસાદ પહેલા અઠવાડીયામાં ઠીક હતો અને પછીના ઉઘાડને લીધે તુલને સારો ફાયદો હતો. ખપેડીએ ઓરપાડ તાલુકામા દેખાવ દીધો હતો. અકટોમ્બર- ઓરપાડ તાલુકામાં જુવાર તથા ઘઉને ખપેરડીએ નુકશાન કંઇક કીધું હતુ તેમજ સદરહુ તુયોને વધુ વરસાદની જરૂર હતી નવેમ્બર- એ તાલુકામા ઉભા કપાસમા રોગ જણાયો હતો. બીજા તુલ સારા હતા

**ભરૂચ જીલ્લો**—૧૯૧૩ ના ચોમાસામા વધારેમા વધારે ૪૬ ઇંચ ને ૭૪ દોકડા અંકલેશ્વરમા અને ઓછામા ઓછા ૩૭-૧૮ વાગરામા વરસાદ પડયો હતો છતાં ઉત્તમ ચોમાસુ કહેવામા આવતુ નથી, એકંદરે સારૂ નીવડયુ હતું. વર્ષાદની શરૂઆત વેહેલી હતી જુનની શરૂઆતથી થોડો થોડો વરસાદ આખરે ભારે થયો હતો તેથી ટકેલા કપાસને ઘણો ફાયદો થઇ વધવાની સારી તક મળી હતી વરસાદ પડયા પછી વાવેલા કપાસને કંઇક ખમવુ પડયુ હતુ ધાવ ... લા કપાસ જુલાઇની શરૂઆતમા વાવ્યા હતા પણ તે માસની મધ્યમા ફરી કંઇક ... ન થયુ હતુ જુલાઇ તથા ઓગસ્ટના અમુક દીવસો સીવાય હમેશા વરસાદ પડવ ... નીઆ કરવાની તક ખેડુતોને થોડી મળી હતી. આગસ્ટનો વરસાદ આછા ઝાપટાને લીધે કપાસને બહુજ માફક હતો પણ બરાબર ખેડને અભાવે પાણી મરી શકયુ નહી. સપ્ટેમ્બરના ભારે વરસાદને લીધે જમીન ઘણી દબાઇ ગઇ જે ફરીથી જોઇતા વરસાદને અભાવે છુટી પડી શકી નહી ઓરેલા કપાસને ઓગસ્ટમા પાણીની તંગી જણાઇ ખપેરડીએ ઉગતા જુવાર તથા ઘઉં। કેટલેક ઠેકાણે નુકશાન કર્યું તેથી તેને ઠેકાણે એ તુલો ફરીથી વાવવા પડયા હતા

પંચ મહાલ જીલ્લો—સને ૧૯૧૩ ના ચોમાસામા વધારેમા વધારે વરસાદ જાંબુઘોડામા ૭૪-૯૪ અને ગોધરામા ૫૫-૭૪ ઓછામા ઓછો દાહોદમા ૪૧-૫૨ તથા કાલોલમા ૪૭-૩૨ પડયો હતો વરસાદ જોઇએ તેથી જરાક વધારે પડયો હતો પણ વરસ થયું ઉત્તમ નીવડયું હતું નહી વરસાદની શીરૂઆત જુન મહીનામા થઇ હતી. અને ખેતીનું કામકાજ ચાલે તેટલો પુરતો પડયો હતો ભાત રોપવાનુ તેમજ બીજા ખરીફ તુલો ઓરવાના કામની શીરૂઆત થઇ હતી પણ જુલાઇ માસમા વરસાદ લાગલગટ અને જોઇએ તે કરતા વધુ પડવાથી તમામ તુલોને વધુ ઓછું નુકશાન પડયું હતુ, તેમજ મહી નદીની રેલથી ફરતાં આજુ બાજુના તુલો ધોવાઇ ગયાં હતા પાછળથી ઓરેલા તુલોને ઉઘાડ બરાબર ન પડવાથી ઉગવામા વાધો પડયો હતો તેમજ ખેડુતોને ચસીઆ વીગેરે ખેતીનું કામકાજ કરવાની તક બરાબર મળી હતી નહી. ઓગસ્ટ માસનો વરસાદ આછા છાપટાઓને લીધે ખેતીના કામને માફકસર હતો સપ્ટેંબરમા પાછો વરસાદ જોઇએ તે કરતા વધુ પડયો હતો તોપણ ઉગતા તુલોને સારી સ્થીતીમા હતા અને રવી તુલને માટે જમીન તૈયાર કરવાનું શીરૂ કરવામા આવ્યુ હતું વહેલી ઓરેલી મકાઇ કાપવાની શીરૂઆત થઇ હતી. અને અકટોમ્બર માસમા મકઇ તેમજ બાજરી કાપવાનું પુરૂ થયું હતુ.

ખેડા જીલ્લો—ગયા ચોમાસામાં વરસાદની શીરૂઆત પંદર દીવસ વહેલી હતી ખેડુત લોકો ખાતર પુંજામાંથી પણ પરવારેલા ન હોતા. એકંદરે વરસાદ બીજા વરસો કરતા વીશેષ પડયો હતો વરસાદ વધુમા વધુ બોરસદ તાલુકામા ૫૬ ઇંચ અને ૯૨ ટોકડા અને ઓછામાં ઓછો માતર તાલુકામાં ૩૪ ઇંચ ૬૪ ટોકડા પડયો હતો કોદરા, બાજરી ડાંગર વીગેરેનુ વાવેતર જેઠ મહીનામા કરવામા આવ્યું હતું જુલાઇ આખો અને ઓગસ્ટના પહેલા અઠવાડીયામાં લાગટ ભારે વરસાદ પડયા કર્યો હતો તેથી ખેતીનુ કામ થભ્યું હતું ઓક્ટોબર માસમા માતર અને મહેમદાવાદ તાલુકાના ગામોમા-તેમજ-નવેમ્બર માસમા આણંદ તાલુકામા તીડોએ દેખાવ દીધો હતો પરતુ પાકને કાંઇ નુકશાન પહોચાડયુ ન હતુ. ઓકટોમ્બરની આખર તારીખોમા નડીઆદ મહમદાવાદ, માતર અને કપડવણજ તાલુકામાં ઉંદરોએ દેખાવ દીધો જેથી કઠોળ કપાસ અને રવીના તુલને કાંઇક ખમવુ પડયુ હતું. કોલને પણ કાંઇક ધોકો લાગેલો કહેવાય છે.

અમદાવાદ જીલ્લો—વરસાદ વહેલો શરૂ થયો હતો, ગયા ચોમાસામા એકંદર વરસાદ વધારેમા વધારે મોડાસા મહાલમા ૪૨ ઇંચ અને ૮૨ ટોકડા અને ઓછામાં ઓછો ધંધુકા તાલુકામા ૨૨ ઇંચ અને ૮૮ ટોકડા જેટલો પડયો હતો એકંદર વરસાદ વધારે થયો હતો અને તે એક સરખો અને પુરતો હતો બાજરી, જુવાર, કપાસ કયોલ વીગેરે તુમનુ વાવેતર જુન મહીનામા કરવામા આવ્યુ હતું વરસાદ સરેરાસ કરતાં જાદે હતો થોડાક સ્ટેશનો સીવાય બધે એક સરખો અને પુરતો હતો, ધોળકા, દશક્રોઇ, વીરમગામ તાલુકાના કેટલાક ભાગમા ઉંદરોએ દેખાવ દીધો હતો.

## ૧૯૧૩ નો વરસાદ.

| જગાનુ નામ. | જાનેવારીથી મેઇ સુધી | | જુન | | જુલ ૪ | | ઓગસ્ટ | | સપટેમ્બર | | ઓકટોબરથી ડીસેમ્બર સુધી | | સને ૧૯૧૩ નું કુલ | | સને ૧૯૧૨ નું કુલ | | સરાસરી | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ઈંચ | દો. | ઈંચ | દો. | ઈંચ | દો. | ઈંચ | દો. | ઈંચ | દો. | ઈંચ | દો. | ઈંચ | દો. | ઈંચ | દો. | ઈંચ | દો. |
| **સુરત.** ચોરાસી | ૦ | ૧ | ૨૦ | ૧૪ | ૮ | ૬ | ૫ | ૪૪ | ૩ | ૮૨ | ૦ | ૧૮ | ૩૭ | ૬૫ | ૫૭ | ૪૯ | ૩૯ | ૭૭ |
| ઓલપાડ | ૦ | ૦ | ૧૮ | ૧૨ | ૮ | ૨૯ | ૬ | ૮ | ૪ | ૬૧ | ૦ | ૦ | ૩૭ | ૧૨ | ૫૦ | ૮૧ | ૩૪ | ૮૨ |
| રાંદેર | ૦ | ૦ | ૨૨ | ૭૩ | ૯ | ૩ | ૪ | ૫૪ | ૩ | ૬૦ | ૦ | ૧૯ | ૪૦ | ૯ | ૪૯ | ૭૪ | ૩૭ | ૦૧ |
| માડવા | ૦ | ૦ | ૨૫ | ૨૯ | ૧૮ | ૭૯ | ૭ | ૧૦ | ૬ | ૭૭ | ૦ | ૪ | ૫૭ | ૯૮ | ૫૨ | ૯૦ | ૫૨ | ૮૩ |
| બારડોલી | ૦ | ૦ | ૨૦ | ૬૦ | ૧૭ | ૯૮ | ૮ | ૫૫ | ૬ | ૩૮ | ૦ | ૮૯ | ૫૬ | ૪૯ | ૬૯ | ૬૮ | ૫૧ | ૮૬ |
| વાલોડ | ૦ | ૨ | ૨૦ | ૭૪ | ૧૬ | ૭૯ | ૮ | ૧૨ | ૫ | ૮૫ | ૦ | ૭ | ૫૧ | ૫૪ | ૮૦ | ૩૩ | ૫૩ | ૪૦ |
| જલાલપોર | ૦ | ૦ | ૨૬ | ૫ | ૧૭ | ૬૨ | ૫ | ૫૪ | ૭ | ૯૨ | ૦ | ૦ | ૫૬ | ૮૩ | ૭૩ | ૦૧ | ૪૫ | ૦૨ |
| ચીકલી | ૦ | ૨ | ૩૫ | ૪૯ | ૧૪ | ૬૩ | ૧૧ | ૮૯ | ૫ | ૯ | ૦ | ૦ | ૬૭ | ૧૨ | ૮૪ | ૫૫ | ૬૫ | ૪૩ |
| વલસાડ | ૦ | ૦ | ૫૦ | ૭૦ | ૧૫ | ૭૮ | ૧૧ | ૨૩ | ૫ | ૨૯ | ૦ | ૦ | ૮૮ | ૦ | ૮૪ | ૦૯ | ૬૧ | ૯ |
| પારડી | ૦ | ૦ | ૫૧ | ૭૪ | ૧૫ | ૪૪ | ૧૭ | ૦ | ૨ | ૧૮ | ૦ | ૦ | ૮૬ | ૩૬ | ૮૫ | ૭૬ | ૭૪ | ૪૫ |
| **ભરૂચ** | | | | | | | | | | | | | | | | | | |
| ભરૂચ | ૦ | ૦ | ૧૯ | ૨૦ | ૧૦ | ૩ | ૬ | ૬૬ | ૭ | ૯૦ | ૦ | ૦ | ૪૩ | ૭૯ | ૫૪ | ૯૭ | ૪૦ | ૬૮ |
| અંકલેશ્વર | ૦ | ૦ | ૨૩ | ૫ | ૧૧ | ૮૬ | ૪ | ૪૭ | ૬ | ૮૫ | ૦ | ૦ | ૪૬ | ૭૪ | ૪૮ | ૮૦ | ૩૭ | ૨૬ |
| હાંસોટ | ૦ | ૦ | ૨૫ | ૨૯ | ૮ | ૧૫ | ૫ | ૫ | ૬ | ૨૪ | ૦ | ૦ | ૪૪ | ૭૩ | ૬૫ | ૪૭ | ૩૦ | ૬૯ |
| ધબાવ | ૦ | ૦ | ૨૨ | ૪૬ | ૮ | ૪૮ | ૮ | ૨૯ | ૪ | ૮૪ | ૦ | ૦ | ૪૪ | ૭ | ૪૩ | ૨૭ | ૩૨ | ૧૫ |
| વાગરા | ૦ | ૦ | ૧૮ | ૩૨ | ૬ | ૮૯ | ૬ | ૭૮ | ૫ | ૧૩ | ૦ | ૬ | ૩૭ | ૧૮ | ૩૪ | ૯૨ | ૩૧ | ૪૮ |

# સહકારી.

## સહકારી મંડળો ચલાવવાને શું જોઇયે છે?



લખનાર મી૦ નરહરી કુબેરરામ દેસાઈ બી૦ એ.

ત્રાવણકોરના દીવાન દી૦ બા૦ પી૦ રાજા ગોપાલાચારીઅર સી. આઈ. ઇ અને મદ્રાસની કોઓપરેટીવ સોસાયટીઓના પહેલા રજીસ્ટ્રારે ગયા માર્ચ મહીનામાં ખેતીવાડી અને સહકારીતાના કાર્યક્રમના સ્વયં સેવકોને ઉપયોગી વીચારો જણાવ્યાં હતાં, તેમાંનો કેટલોક ભાગ અત્રે આપીએ છીએ—

અનુભવે બીજે સ્થળે સીદ્ધ કરી આપ્યું છે કે જ્યારે કેવળ ક્રેડીટ (નાણાંની ધીરધાર) સોસાયટી ઉભી કરવી અને ચલાવવી મુશ્કેલ નથી ત્યારે, ચોખ્ખી નાણાં શી વાપની બીજી બાબતો માટે મંડળી ઉભી કરવાનું મુશ્કેલ છે અને તેમને ચલાવવાનું કામ તેથી વધારે મુશ્કેલ છે. તેથી એ આનંદની વાત છે કે નવા કાયદાની રૂએ ખેતીવાડી મંડળી કે જેનો ચોખ્ખી નાણાંની ધીરધાર કરવા વગેરે ઉદ્દેશો ઉપયોગી હેતું છે જો કે મારા અમલ દરમ્યાન કોઓપરેટીવ સોસાયટીઓનો પસાર થયેલો રેગ્યુલેશન મને હમેશાં સંતોષનું કારણ થશે, તોપણ તેને અમલમાં મુકવાનું મોટું ભારે માથે રહેશે નહી. તેથી મને લાગે છે કે આ નવા કાયદા સંબંધી તમારા લાભની બે એક વાતો કહું પહેલી વાત એ છે કે, આ હીલચાલમાં વગર વીચાર્યું ઝંપલાવવું એ ગંભીર ભુલ છે. સરકાર તથા લોકોને શરૂઆતમાં તેમ કરવાની ભારે લાલચ થશે પરંતુ સહી સલામત ચલાવી શકાય તેના કરતાં વધુ મંડળો ઉભાં કરવાં એ એક ગંભીર બદી છે બીજી જગ્યાઓના સંજોગો કરતાં ત્રાવનકોરના સંજોગો ઘણી રીતે જુદા પડવાજ જોઇએ. જેમ તમે આગળ સુધો તેમ તેમ અનુભવ મેળવવો જોઇએ. અને તેમ હોવાથી ધીમે ધીમે આગળ વધવાની ખાસ જરૂર છે. જ્યાં કો-ઓપરેટીવ મંડળી ઉભું કરવામાં આવે ત્યાં બીજી જરૂરની બાબત એ છે કે સંગીન એખલાસ લોકોમાં હોવો જોઇએ એ સંપ ખરેખર શુદ્ધ હોવો જોઇએ. ત્રીજી બાબત એ છે કે બે ત્રણ માણસો મંડળી ચલાવવાને પોતાનો વખત કહી શકે એમ હોવું જોઇએ. કો-ઓપરેટીવ સોસાયટીઓ ચલાવવાને માટે સંગીન પગારના બીન પગાર ની નોકરી જોઇએ છે. આની ગેરહાજરીમાં સોસાયટી સ્થાપવી એ ભુલ કરવા જેવું છે બીજી જગ્યાઓની માફક આ સોસાયટી ઉપર દેખરેખ રાખવાનું અને ખર્ચ તપાસવાનું કામ તો સરકારજ કરશે પણ તમારે સરકાર ઉપર અતીશય આધાર રાખવો જોઇએ નહી અતીશય સરકારી મદદથી હીલચાલમાં જેર લાગશે સહકારીતાની ફતેહનો અંશ એના ૨. હેલો છે કે જને ત્યા સુધી એ હીલચાલ સરકારથી અલગ રાખવી.

---

| [illegible] | ઓજારનું નામ. હળો. | ઓજ ઉપયોગીતા તથા કામ આપવાની શકતીની તપસીલ. | સ્થાનીક ઉપયોગીતા | કીમત. | રીમાર્ક. ( ટીકા ) |
|---|---|---|---|---|---|
| ૧ | બાલાકપ્લાઉ | આ એક ફ્રેન્ચ હળ છે કે જે ખેતરની બન્ને છેડા ઉપર રાખવામા આ આવેલા ગીયર ( ગોલુ ) થી ફેરવવામા આવે છે આ ગીયરોને લોઢાના પાટા ઉપર જેમ જોઇએ તેમ રાખી તથા ફેરવી શકાય છે, એક લોઢાનું દોરડુ હળને બાંધેલું હોય છે અને તેનો બીજો છેડો ગીયરના મોટા ચક્ર ની વચમા વીટાળેલો હોય છે જેમ ગીયર ફરે તેમ હળ દોરડાથી ખેંચાય છે આ છેલામાં ગીયર ફેરવવાને માટે બળદો વપરાય છે. આ હળ ૧૪ થી ૧૬ ઇંચ ઉંડી જમીન ખેડે છે અને ખેડુતને હરીશને માટે ઉંડા મુળવાળા ડાભડા ખાવા હરીઇ વગેરે નો નાશ કરવાને માટે મદદ કરે છે આ હળ ત્રણ દિવસની અંદર એક એકર જમીન ખેડે છે. | આ હળ ઘણું ઉપયોગી કામ આપે છે પરંતુ ઘણાં મજબુત અને સારા ખાધેલા પીધેલા ચાર જોડ બળદની જરૂર પડે છે કારણ કે આ દેશની ઉંડી કાળી જમીન ખેડવી તે બહુ મુશ્કેલ છે. | ૧.૩૫૦૦.૦.૦ | સાધારણ ખેડુતને માટે આ કીમત ઘણી છે પરંતુ દેશી રાજ્યો તથા મોટા જમીનદારો સહરહુ હળ ખરીદી શકે |
| ૨ | એસ એ. ઇ. ગેલોઝ હળ | આ હળ ઇગ્લાંડમા મેસરસ રેન્સમ્સ સીમ્સ અને જેફરીઝની કંપની બનાવે છે, આ હળને ત્રણ જોડ બળદથી આ જીલ્લામાં દેશી હળની માફક સીધું ખેંચવામાં આવે છે.<br>આ હળ ૧૦ થી ૧૨ ઇંચ ઉંડુ ચાસે છે અને ઉંડા મુળવાળા જંગલી છોડવા તથા ઘાસોનો નાશ કરવાને ખેડુતને મદદ | ફક્ત આજ હળ માર્ચ અને એપ્રીલ મોસમાં બળદથી આ જીલ્લાની ઉંડી કાળી જમીન ખેડી શકે છે. વળી જમીન કાઢવામાં પણ આ હળ ઉપયોગી છે. | ૭૬-૦-૦<br>અને રૂ. ૩૦ ચોકીયાં સાંકળ વીગેરેના | સરી સ્થીતીના ખેડુતો ફક્ત આ હળ ખરીદી શકે એમ છે અને હાલ કેટલાક પાસે આ હળો છે આ હળ ચલાવવા માટે ઘણી મજબુત ત્રણ જોડી બળદની જરૂર પડે છે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | કરે છે. આ હળ ત્રણ દીવસમાં સરેરાસ એક એકર જમીન ચાસે છે અને તેના ખરચ આશરે એક એકર જમીન ઉપર રૂા. ૧૫ પડે છે. | | | |
| ૩ | રી. ટી હળ. | આ હળ પણ ઈગ્લાંડમાં મેસરેસ રેન્સમ્સ સીમ્સ, જેફ્રીઝના કંપની બનાવે છે; આ હળ ઉપલા નંબર ૨ ના કરતા સાધારણ ગોણુ ઉંડુ ચાસે છે એટલે આઠથી દસ ઈંચ ઉંડી ખેડ કરે છે અને દર રોજ સરેરાસ ૧૫ થી ૨૦ ગુંઠા જમીન ચાશે છે અને એક એકરની ખેડ કરતા રૂા. ૮ થી ૧૦ આશરે પડે છે આ હળને ચલાવા માટે બે જોડ બળદની જરૂર પડે છે | આ હળ પણ ઉપયોગી છે. કારણ કે તેનાથી સીયાળા સુધી (ડીસેમ્બરની આખર સુધી) એટલે કે જ્યાં સુધી જમીન વધારે સુકાઇ બેસાઇ જતી નથી ત્યાં સુધી ખેડી શકાય છે. | રૂા. ૪૦-૦-૦ અને રૂા૦ ૧૮ ચોકીયા તથા સાંકળના | આ હળ સાધારણ ખેડુતો ખરીદી શકે તેમ છે અને હાલમાં ઘણાઓએ તે ખરીદ્યું છે. |
| ૪ | બી, ટી હળ | આ હળને ઈગ્લાંડમાં ઉપલીજ કંપની બનાવે છે ઉપલા નંબર ત્રણના નમુના પ્રમાણે છે પણ તેનાથી નાનું છે. પાંચથી છ ઈંચ ઉંડી ખેડ કરે છે. એને ઘણે ભાગ્યે એક સારી મજબુત બળદની જોડથી ચલાવાય છે દર રોજની સરેરાસ ૧૫–થી ૨૦ ગુંઠા ખેડ કરે છે અને તે અકટોબર નવેમ્બરની સુકી મોસમમાં એક એકર ખેડવાને માટે રૂા૦ ૫ થી ૬ ખરચ આવે છે. | આ ઘણું હલકું હળ છે અને ફક્ત બાગાયત જમીનમાંજ ઉપયોગી છે. ભાત કપાયા પછી કપારી જમીનમાં ખેડ કરવા માટે પણ વપરાય છે. | રૂા. ૩૩-૦-૦ રૂા. ૮–૦–૦ ચોકીયા તથા સાંકળ. | દક્ષીણ વીભાગના તાલુકામાં બાગાયત ઘુરી ઘણે ભાગે લેવાય છે અને જમીન બેરડ અથવા તો ગોરાટ હોય છે. આવી જમીનના માલીકો આ હળનો ફાયદા કારક ઉપયોગ કરી શકે છે. |
| ૫ | હીંદુસ્તાન હળ. | આ હળ ઈગ્લાંડના મેસરસ રેન્સમ્સ, મીમસ જેફ્રીઝની કંપની આઇ. એન સી. અગર આઇ. એન્ડ ડી. હીંદુસ્તાન હળના | આ ચોમાસામા થતા બધા ઘુસોને માટે વપરાતાં દેશી લાકડાના હળ કે જે ફક્ત જ | રૂા. ૧૬–૦–૦ | આ હળની માંગણી હાલ ઘણી છે કારણ કે ખેડુતોને તે દેશી હળની માફક વાપરતાં ઘણુ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | | | વાનો ખરચ રૂ. ૦-૧-૦ પડે છે. | જેવાં લાકડા ને તથા દોરડા ના પ્રમાણમાં રૂ. ૧૫થી ૩૦ | | |
| ૨ | ચામડાનો સું દીવાનો કોસ | આ પણ એક દેશી કોસ છે. અને ઉંડાણુથી કુવામાંથી પાણી કાઢવામાં વપરાય છે ૪૦ ગ્યાલન પાણી તેમાં રહી શકે છે અને કોસનું વજન ૩૭ શેર છે. | આ કોસ ૩૦' ફીટની ઉંડાઇથી સરેરાસ ૨૨૦૦ ગ્યાલન પાણી એક કલાકમાં કાઢી શકે છે અને એક હજાર ગ્યાલન પાણી કાઢવાનો ખર્ચ રૂ. ૦-૧-૧ પડે છે. | ફી રૂ ૨૫-૦ -૦ કોસના તથા કુંભીયા દોરડ રતની કીમત રામણાની પ્રમાણે | ફી-તો. | ફી તો |
| ૩ | લોઢાનો સું દીવોકોસ (સાંઢીમાં બને લો) | આ કોસ સાંગલી સ્ટેટમાં મેસર્સ કીર્લોસ્કર અને કંપની બનાવે છે તે ત્રણ માપના હોય છે. સૌથી મોટા માપના કોસમાં પર ગ્યાલન પાણી રહી શકે છે. કોસનુ ખાલી વજન શેર ૭૨ છે. | આ કોસ આ જીલ્લામાં હાલ થોડા વખતથીજ દાખલ કરવામાં આવ્યો છે મોટા માપનો કોસ ત્રીસ ફીટની ઉંડાણેથી એક કલાકના ૨૫૦૦ ગ્યાલન પાણી કાઢી શકે છે. અને એક હજાર ગ્યાલન પાણી કાઢવાનું ખર્ચ રૂ. ૦-૧-૦ પડે છે. | કોસની કીમત રૂ. ૧૫-૦-૦ અને મંડાણુ તથા વરત તથા દોરડાની કીમત ઉપરના બને કોસની બરાબર. | હાલમાં દીવસે દીવસે ચામડાની કીમત ઘણી વધતી ચાલે છે તેથી આ લોખંડી કોસ ચામડાના કોસની જગ્યા સારથી પણ હજી ખેડુતોને તેના કામની માહીતી તથા તેનાથી ટેવાતાં થોડા વખત જોઇશે. | |
| ૪ | ચેઇન પંપ. | આ પંપો પાંચથી દશ ફીટ ઉંચાઇથી પાણી ખેંચી શકે તેવાં માપના જુદા જુદા આ જીલ્લામાં ઉપયોગમાં લેવાય છે. પાંચ ફીટથી પાણી ખેંચી શકે તેવો પંપ એક કલાકમાં ૨૭૦૦ ગ્યાલન પાણી કાઢે છે તથા ૧૦ ફીટની ઉંડાઇથી પાણી ખેંચી શકે તેવો પંપ કલાકના ૧૮૦૦ ગ્યાલન પાણી કાઢે છે પંપથી કામ કરવાને માટે મારે ચાર માણસ જોઇએ છીએ એ | આ પંપો ખાતની ક્યારીમાં તલાવમાથી પાણી પાવાને માટે ઉપયોગમાં લેવામાં આવે છે. અને જે કામને માટે તેમને બનાવામાં આવ્યા છે તેને માટે તે લાયક છે (કારણ કે આપણા ચંપારા ટોપલી કે સુપડાથી ત્રણ કે ચાર ફુટથી ઉંચુ પાણી ચડાવી | ફી રૂ. ૪૫ થી ૬૦ થોડી વધતી ઉંડાઇથીપાણી કાઢી શકે તે પ્રમાણમા | | |

ક જોડ કામ કરે છે ત્યારે બીજી જોડ વા શકાતું નથી)
રા પુરતી થાક ખાવાને એક બીજાને બદ
લી કરવાને માટે રાખવામાં આવે છે.

**વા દેવાના સંચાઓ** આ સંચાઓનો અજમાયશ તૈયાર થયેલા પાર ને વા દેવામાં લેવામાં આ વ્યો છે પણ સંતોષકારક પરીણામ આવ્યું નથી, તેના કારણ મોજુદ છે. પહેલુ વહેલુ, આ સંચાઓમાં ચારણા જસત અગર એવી બીજી ધાતુના

**૧ ચેપામ નામનો** બનાવેલા હોય છે. અને આ ચારણા નાના મોટા કાણાં પ્રમાણે ચાર પાચ જાતના હોય છે. આ ચારણાંમાંથી ચોખ્ખા લીસા દાણા જલદીથી પસાર

**૨ પંજાબ „** થઇ જાય છે. અને ઘઉં, જવનુ બારીક નરમ ભુસું આખું ઉડી જાય છે. આ જીલ્લામાં, જુવાર, તુવર, તલ અને બાતને વા દેવું પડે છે જુવારની

**૩ જગીનદાર „** ભોરી તેમજ ભુસું ખડબચડા તેમજ નાના મોટાં હોય છે એટલે કે બારીક અગર નરમ હોતા નથી એમ હોવાથી તેઓ ચારણાના કાણામાં ભરાઇ કાણા બંધ કરી દે છે તુવર અને બાતમાં પણ એમજ બને છે

ખેડુતને પારથી તૈયાર થયેલો દાણો સુપડા અગર ટોપલામા ભરી એ ક લાકડાના સ્ટુલ જેવા ઉંચા પાટીયાપર ઉભા રહી કુદરતના પવનની મદદ વડે સાફ કરવાનું વધારે સુગમ કારક પડે છે. પવનની ગેર હાજરીમાં એક ચાદર અગર પીછોડીને બે થાંભલા એ બે છેડે બાંધી વચ્ચે લાકડી રાખી બે માણસ નીચે ઉંચે હલાવી વા દેવાથી ઉત્પન્ન થયલા પવનથી દાણો સાફ થઇ શકે છે.

**દાણાના પાર કાઢવાના સંચાઓ.** આ જીલ્લામાં દાણા કાઢવા માટે બહારના સંચાઓનો ઉપયોગ થતો નથી. બળદની જોડ ફેરવી, ગાડાં ફેરવી અગર અણીવાથી ઝપટી દાણા કાઢવાનો રીવાજ પ્રચલીત છે ઓરપાડ તાલુકામાં ઘઉને પાર દઇ કાઢવાને માટે એક જાતનું ચકકર ઉપયોગમા લેવાય છે સાખંડના ગોળ નાના નાનાં ચકકર એક લાકડાનાં ફ્રેમમાં ગોઠવેલાં હોય છે અને આને બળદ જોડી ફેરવાથી ઘણું સારું કામ થાય છે. આ એક સ્થાનીક દેશી બનાવટનુ યંત્ર છે.
( આનું ચિત્ર આ અંકમાં ખાસ આર્ટીકલ સાથે આપ્યુ છે )

**કરબડીઓ** સ્થાનીક કરબડીઓ ઘણું સારું કામ આપે છે, પણ બાગમાં અગર જમી નના નાના ટુકડા અગર ખેતરમાં, પ્લેનેડ જુનીયર હેંડ હો અને ગુકેક ક

ટ્રીવેટર નામના સંચા દાખલ કરવા જેવા છે, અને તેઓ ઘણું ઉપયોગી કામ આપે છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| | કડબ કાપવાના સંચાઓ. | | | | |
| ૧ | રીચર્ડ અને ચેડલીયર નામનો હાથથી કડબ કાપવાનો સંચો | આ સંચાને કામ કરવાને માણસની જરૂર પડે છે. ½ ઇંચથી ¾ ઇંચના કડબના કડકા કરે છે અને દર કલાકે સરેરાસ ૧૦૦ રતલ કડબ કાપે છે ૧૦૦૦ રતલ કાપવાનો ખર્ચ આશરે ૦-૧૨-૦ થાય છે. | સાધારણ ખેડુત માટે ઉપયોગનો છે અને આ લોક તેનો ઉપયોગ કરે છે | રૂ. ૫૫ | છરીઓને ઘસાવી પડે છે અને ખવાઇ જાય ત્યારે બીજી બદલવી પડે છે. જે લોકની પાસે થોડાં ઢોર હોય અને તેને માટે થોડો ખોરાક જોઇતો હોય તો તેને આનો ઉપયોગ કરવાને ઘણું સારું પડશે |
| ૨ | રમોસીના કડબ કાપવાનો સંચો. | આ સંચો ઘણો મોટો છે. અને એમાં ગીયર (કાલુ) ને બળદ જોડી ચલાવવા પડે છે, ¼ થી ¾ ઇંચના દર કલાકે સરેરાસ ૧૫૦ રતલ કડબના કટકા કરે છે. અને ૧૦૦૦ રતલ કડબ કાપવાનો ખર્ચ આશરે ૧-૪-૦ થાય છે. | મોટા જમીનદાર ખેડુતને ઘણું ઉપયોગી છે તેમજ જેમની પાસે ઘણું ઢોર હોય છે તેને કામનું છે. | રૂ ૧૮૦ ત્યાં ગીયર રૂ. ૧૫૦ | છરીઓને ઘસારી પડે છે અને છરીઓ ખવાઇ જાય ત્યારે બદલવી પડે છે. એક મજબુત બળદની જોડની જરૂર પડે છે. |
| ૩ | પાવર થા કુકટર. | ઓઇલ એન્જીન અગર સ્ટીમ એંજીનથી ચલાવી શકાય છે. સારું કામ આપે છે ¼ ઇંચના દર કલાકે સરેરાસ ૩૭૦ રતલ કડબ કાપે છે અને ૧૦૦૦ રતલ કડબ કાપવાનો ખર્ચ રૂા. ૧-૨-૮ આવે છે. | મોટા પ્રમાણમાં કામ લેવાને માટેજ ઉપયોગી છે. | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ઘાસ કાપવાના સંચા | ઘાસ કાપવાના સંચાઓ વોલેઇસ એન્ડ કો ના બનાવેલા હોય છે. એમનો અજમાયસ કરવામાં આવ્યો છે અને સારું કામ આપે છે દર રોજ આશરે ચાર એકર ઘાસ કાપે છે અને તેનો ખર્ચ રૂા. ૧–૮–૦ થી ૧–૧૨–૦ થાય છે. | ઘાસ કાપવાનું ઘણું કામ લાગે છે મજુરીના દર વધી ગયા છે અને મજુરીરની તંગાસ પડવા માંડી છે તેથી આ સંચાઓ ઘણી જરૂરના લાગે છે. | રૂા. ૨૫૦ | આ સંચાથી કામ લેવાય તે માટે, બીડ અગર ઘાસીઆની જમીન એક સરખી હોવી જોઇએ તેમજ ખામટા, ઝુંપડાં, તેમજ પથરા વગરની હોવી જોઇએ. |
| ૨ | ઘઉં વીગેરે લણવા અગર કાપવાના સંચાઓ. | "રાજા" નામનો લણવાનો સંચો કામ કરી જોયો છે સાધારણ રીતે સારું કામ આપે છે પણ આ જીલ્લામાં બોરપાડ તાલુકા શીવાય બીજી જગોએ આવા સંચાની જરૂર પડે એમ લાગતું નથી. | જુવાર અને તુવરને આવા સંચાથી લણવાનું જોખમકારક છે. ઘઉં વણવાને ઘણું કામ લાગે છે. | | કાળી જમીન વાળા પ્રદેશમાં આવા સંચાઓ ભાગેજ સંતોષકારક પરીણામ આપશે માર્ચ એપ્રીલ મહીનામાં જમીનમાં ભરોડા પડી જાય છે અને તેથી પૈડાં સહેલાઇથી ખસી શકતા નથી<br>સુકી મોસમમાં શીયાળુ તુલના દાડા બરડ થાય છે. જે આવા સંચાથી ભાંગી જાય છે અને પાકમાં નુકશાન થાય છે. |
| ૩ | દળવાની અગર ભરડવાની ઘટી | આર. એચ. હન્ટની બનાવટની ઘંટીની ઘટી છે એની કીમત રૂા. ૭૬–૪–૦ છે. ઓઇલ એન્જીનથી ચાલે છે. | ગુવાર, તુવરની ચુની, ભરડી ઢોરને ખવાડવા ઉપયોગમાં લેવામાં આવે છે. | રૂા. આ ૭૬–૪ | જયા આગળ એન્જીન હોય તેની જગેએ આવી ઘટી ચલાવવાથી એન્જીનની શકતીનો બરોબર ઉપયોગ થાય છે. |
| ૪ | પાવરથી ચાલતો કપાસ પીલવાનો ચરખો | આ પણ ઓઇલ એન્જીનથી ચલાવવામાં આવે છે મેસર્સ ગ્રીવ્ઝ કોટન એન્ડ કો. તરફથી રૂા. ૨૪૦ ખરીદવામાં આવ્યો હતો. દર કલાકે સરેરાસ ૧૪૨ રતલ કપાસ પીલે છે. અને ૯૨૪ રતલ પીલવાનો ખર્ચ આસરે રૂા. ૩–૪–૯ આવે છે. | કપાસ પીલવાના ઉપયોગમાં આવે છે. | રૂા. ૨૪૦ | જ્યાં પાણી કાડવા માટે ઓઇલ એન્જીન ગોઠવેલું હોય ત્યાં ઓઇલ એન્જીનની વધારાની શકતીનો બરાબર ઉપયોગ કરવા આવા વધારાના સંચાઓની જરૂર છે. |

## નોરાગ (ચક્કર) અથવા પાર કાઢવાનું યંત્ર.

૧ જ્યાં મોટા પ્રમાણમાં ઘઉં થતા હોય છે ત્યાં આ યંત્ર ઘણું ઉપયોગી છે. મુખ્ય ભાગે ઘઉં માટે વપરાતુ હોવા છતા એનાથી ચણા, ડાંગર, જુવાર અને બાજરી પણ સારીરીતે કાઢી શકાય છે. વળી એનાથી પરાળ અથવા કડબ પણ ઢોર ખાય તેવું નાનું કપાય છે. જ્યાઆંમ ઢોર સાથે બાધી તેમને ગોળ ફેરવી પાર કાઢવાની હાલની રીત ઘણીજ ધીમી અને સુધારો કરવા જેવી છે

આ યંત્રને ઇજીપ્તમા નોરાગ કહે છે અને તે ૭ થી સાત લોઢાના ચક્કરવાળી ધરીનું બનેલું છે. ધરી લોઢાના ઘરમા ફરે છે અને આ બધુ એંગલ આયર્નના (એક જાતના રુપત લોઢાના) ઘરમા બેસાડેલું હોય છે. બળદની એક જોડથી આ યંત્ર ચાલે છે અને એનાથી પાંચ ૭ જોડ બળદ જેટલું કામ કરે તેટલું કામ થાય છે.

દરેક ચક્કર કાનસથી તીક્ષ્ણ રાખવામા આવે છે. આખુ યંત્ર મજબુત હોવાથી આ ઉપરાંત કંઇ ખાસ કાળજી રાખવી પડતી નથી.

લોઢાના ચક્કરનો વ્યાસ દોઢ ફુટ હોય છે અને મીસરપુરખાસમા (સીધમા) તેની કિમ્મત ૩૫ થી ૪૦ રૂ. છે.

જે પાકનો પાર કાઢવો હોય તેનો ખળીમા એક ઢગલો કરી તેની આજુ બાજુ ગોળાકારમા પાતળો થર કરી આ યંત્ર તેના પર કુંડાળામા ફેરવવામા આવે છ. અને થરને વારવાર ફેરવવામા આવે છે જેમ જેમ જુનો થર મસળાઇ (પાર કાઢવા) જાય છે તેમ તેમ યંત્ર નીચે નવો થર નાખી ઢગલો પુરો કરવામા આવે છ. જેમ જેમ ઢગલો નાનો થાય છે તેમ તેમ કુંડળુ સાંકડુ થતું જાય છે.

૨ ઉપર કહેલો યંત્ર ઘણે ભાગે લોઢાનો બનેલો હોય છે. જયારે એનેજ મળતું થોડા ફેરફારવાળુ બીજુ યંત્ર સુરત જીલ્લાના ઓરપાડ તાલુકામાં ઘણાજ લાંબા વખતથી ચાલુ છ ત ઘણે ભાગે ઉપરના યંત્રને મળતુ છે ફક્ત ફેર એટલોજ છે કે જે ચોકઠાના અંદર ચક્કર વાળી ધરીઓ બેસાડેલી હોય છે તેને બદલે લાકડાની હોય છે અને બેઠક પણ લાકડાની હોય છે શીવાય એના ચક્કરોની અંદર જે ફેર હોય છે તે એ છે કે ઇજીપ્તના નોરાગના ચક્કરો એક ધરી ઉપર વધુ પ્રમાણમા નજીક નજીક બેસાડવામા આવે છે જયારે ઓલપાડના યંત્રનાં તે છુટે છુટે બેસાડેલા હોય છે અને અંદર લગભગ નીચે ચક્કરનો ફેર પડે છે પરંતુ તે ચક્કરના ખોટ બીજી રીતે પુરી પડેલી જોવામા આવે છે ઇજીપ્તના યંત્રના ચક્કરો સાદી ધારવાળાં હોય છે જયારે ઓરપાડના યંત્રના ચક્કરોને મોટી કરવતના જેવા દાતા હોય છે જે દાતાઓ યંત્ર ફરે તે વખતે ઘઉ અથવા જે વસ્તુ કાઢવામા આવતી હોય તેના ઉપરથી સરી નહી જતા પકડ સારી પકડ છ અને જલદી કાપવામા મદદ કરે છે આવી રીતે થોડા ચક્કરથી ઘણા ચક્કરનુ કામ થાય છે એટલુંજ નહીં પરંતુ બીજી રીતે પણ તેમાં બીજી વધારે સુતરાસ માલમ પડે છે તે એ છે કે એ

૧ ખેતીવાડી ખાતુ, મુંબઇ. હસ્ત પત્રક નાં૦ ૭ ૧૯૦૯.

૨ આ બાબત મી૦ ભીમભાઇ દેસાઇ વીભાગના ખેતીવાડીના ઇન્સ તરફથી મળેલી છે

કેતો આખા યંત્રનું વજન ઇજીપ્ટના યંત્ર કરતાં ઘણું ઓછું થાય છે. અને તેથી સાધાર ણ કદના બળદને ખેચવાને પણ આ યંત્ર સહેલુ પડે છે બીજી બાબત એ છે કે ચકરે આંપે તેમજ દાંતા વાળા હોવાને લીધે પારમાં ઘણે ઉડે સુધીના પરાળને કાપે છે અને દા ણા છુટા પડે છે. જયારે ઇજીપ્ટ વાળા યંત્રના ચકરો ,ધુરે નજીક હોવાને લીધે તે ફકત ઉપરથીજ કામ કરે છે. અને તેથી એકકી વખતે જેટલા પારની ઉંડાઇ આરપાડ યંતથી લેઇ શકાય છે, તેટલી તેમાં (ઇજીપ્ટમા) લેવાતી નથી. છેલ્લી અને ઘણી અગત્યની બાબ ત એ છે કે આનો ઘણો ભાગ લાકડાનો બનેલો હોવાથી એનું સમાર કામ કોઇ પણ ગામ ડાનો સુથાર ઘણી રહેલાઇથી કરી શકે છે. કીમત આશરે રૂ ૨૫થી ૪૫ સુધીની તેમાં જેવી જાતનું લાકડું વાપર્યું હોય તે ઉપર આધાર રાખે છે બીજી રીતે કામકાજમાં બન્ને સરખા છે.

---

## ખેતીવાડીની ખીલવણી.

ખેતીવાડી ખાતાના ડાયરેકટર મી૦ કીટીંગને સરકારે અમેરીકા, ફોરમોસા, જાપાન વી ગેરે ગરમ પ્રદેશોની ખેતીવાડીમા થયેલા સુધારાનો અનુભવ લેવા મોકલ્યા હતા ત્યાંથી આ વ્યા બાદ તેઓએ દખણની ખેતીવાડી મંડળની ત્રીમાસીક સભા સનમુખ પોતાના અનુભવ નુ એક વીદ્વતા ભરેલું અને બોધદાયક ભાષણ ગયા અપ્રેલ માસમાં આપ્યું હતું. તેની મ તલબ નીચે મુજબ —

**જમીન અને ખેડ.** દખણમાંની હલકી મરડીઆવાલી બરડ જમીન જેવી જમીનમાં તે ભાગો ના લોકો ખેતી કરતા નથી. જાપાન જેવા દેશમા સુધાં એડુતો જમીનનો જે ભાગ નકામો પડતળ જેવો હોય છે તેને ખેડવાની દરકાર કરતા નથી અને તેથી કરીને મોટી સખ્યામા જમીનનો ભાગ પડતલ રહેલો જોવામા આવે છે. જાવામા પણ ઉપર પ્રમાણેનોજ દેખાવ જોવામાં આવે છે. જો કે જાપાનની વ સ્તી ગુજરાત તથા આ દેશના બીજા ભાગો કરતા ઘણી વધારે છે. આવી નકામી જમીનને ઉપયોગમા લેવા કરતાં સારી કાળી જમીન કે જે દખણ અને આ ઇલાકાના બીજા ભાગો મા માલુમ પડે છે તેને ઉપયોગમા લેવી વધારે સારૂ છે.

ખેડાણની બાબત ઉપર જતા તેઓએ કહયુ કે, દખણના પુરવ અને પશ્ચીમના ભા ગોમાં ઘણા સારા ખેડુતો છે પણ તેઓને ઘણી મોટી સંખ્યામાં માલમ પડયું છે કે ખેડુ તોને સારી ખેડ કરવાની બાબતમાં જે જે જ્ઞાનની જરૂર છે તેમા તેઓ પછાત છે. દખ ણના પૂર્વ ભાગમાં કાળી જમીન સખત હોવાને લીધે માત્ર ચોમાસામાંજ તેના ઉપર કામ થઇ શકેછે. તેઓની મુસાફરી દરમ્યાન દખણના જેવી કાળી જમીન જોવામાં આવી તે શહેર કેલીફોરનીયા છે, પરંતુ ત્યાના લોકો પાસે ખેતીના સૌથી સરસ ઓજારો છે અને તેઓ મહેનત પણ સારી કરે છે. સખત કાળી જમીનમા ત્યાના લોકો હળે ખચ્ચર જોડી જમી ન ખેડે છે.



NORAG OR THRESHER (ઘઉ મશળવાનો સાંચો.)

તેઓએ ઓજારોની બાબત ઉપર એવો અભીપ્રાય બતાવ્યો કે દખણની સખત કાળી જમીનને સુધારવા માટે ખાસ કરીને બળદોની ઓળાકમાં સુધારો કરવાની ઓજારો જરૂર છે તેમજ ખેતીવાડીને લગતાં ઓજારોમાં પણ સુધારો કરવાની જરૂર છે, જાવામાં પણ તેઓએ આવજ પ્રકારની જમીન જોઇ પણ તેઓ (જાવાના લોકો) હલમાં વગળથી ચાલતા હળો દાખલ કરી શકે એમ નથી, તે છતાં પણ તે લોકોએ આવી જમીન તોડવા માટે એક જાતની કોદાળી દખલ કરી છે ( કે જેને મળતી હીંદુસ્તાનમાં સપલકર્તાના જોવામાં આવી નથી) જેનાથી અજાયબી કરે એવા પરીણામો નીપજયાં છે જાવાના લોકો આ કે દળાથી ઘણુજ સંતોષ કારક કામ કરે છે અને જેનાથી જમીનમા ૯ થી ૧૦ ઇચ જેટલુ ઉંડુ ખોદાણ થઇ શકે છે.

ભાષણ કર્તાએ તે પછી સુકી ઓછા વરસાદવાળી જમીનમા વાવેતર Dre Farming કરવા ઉપર વીવેચન કર્યું કે આ રીત દાખલ થવાનું કારણ એજ છે કે જે દેશોમાં વરસાદ ઓછો હોય છે અને જેને લધે ખેડુતોથી કામ થઇ શકતું નથી ત્યાંજ આ રીત દાખલ થઇ છે. આવી ખેતી ફતેહમદ શી રીત થાય તેને માટે કેવાં પગલા લેવા જોઇએ, તે બાબત બતાવ્યા પછી મી૦ કીટીગે કહયુ કે, અમેરીકાના મધ્યમ પશ્ચીમ ભાગોમા ખારા સરોવરના આસપાસના પ્રદેશોમાં આવી સુકી ખેતી ઘણે ઉચે દરજજે પહોંચી છે. ઉથ અને તેની આજુબાજુના જીલ્લાઓમા કે જયાં આખા વરષમાં માત્ર ૧૪ ઇંચ વરસાદ થાય છે. તે છતા ત્યાના રહીસો ઘણોજ સારો પાક નીપજાવી શકે છે આવો સારો પાક ઉત્પન્ન કરવાને માટે એકદમ ઉંડુ ખેડાણ કરવાની જરૂર છે; અને એક વખત પાણી અંદર દાખલ થયા પછી તે તાપથી સુકાઇ ગયુ તો નથી તેજ માત્ર ખેડુતોને જોવુ પડે છે. આવી જમીનોમા ખેડુતો આશરે પાંચ ઇંચથી પણ વધારે ઉંડાઇએ બી વાવે છે અને જયારે તેના મુળો ફુટી નાકળે છે ત્યારે અંદર ઉતરી ભીનાશ સાથે પસરતા જાય છે દખણમાં આવી રીત દાખલ થઇ શકે એમ નથી. હાલમાં તેમ થવુ મુશ્કેલ છે. આપણી જમીનની જાતનો પુરેપુરો અભ્યાસ કરવાની જરૂર છે, એટલે કે આ જીલ્લાની ભોંયની સ્વભાવિક સ્થીતીના પુરેપુરી પાહાણી કરવી જોઇએ. એ, પ્રમાણે થાય નહીં ત્યાં સુધી સુકી જમીનમાં પાક લેવાનુ બને તેમ નથી. કારણ, તેમ કરવાથી ખરચ ઘણો થઇ પડે તેમ છે. તેઓએ એક સાંટાકલેરા નામની ખીણનું દ્રષ્ટાંત આપ્યુ કે, જયા સરાસરી ૬ ઇંચ અને ખારા વખતમા વધારેમાં વધારે ૧૦ ઇંચ વરસાદ પડે છે. આ નાનો પ્રદેશ થોડાં વરસ ઉપર ઉજ્જડ હતો પણ હાલમાં ત્યાં દરેક જાતના શાક ભાજી અને સવાદદાર ફળો પણ થાય છે. આ કેવી રીતે બન્યુ તે તેઓએ બતાવવ માંડયુ. સોધ કરતા ૨૦૦ થી ૩૦૦ ફુટને અંતરે પાણી છે એમ ત્યાના લોકોને માલમ પડયુ, તેઓને ઘણી વેળા નિષ્ફળતા મલી, પણ છેવટે શારડાથી પાણી ખોદી કહાડવાની રીત તેઓએ દાખલ કરી અમદાવાદ અને દખણના અમુક ભાગોમાં આ રીત દાખલ કરવા જેવી છે મુશ્કેલી નડતી હોય તો માત્ર આજ છે કે અત્રેના ઓજારો સો ફુટની ઉંડાઇએ ખોદી શકે કે કેમ? પણ હાલમા એવા ઓજારો નીકળ્યાં છે કે જેનાથી એવડી ઉંડાઇ સુધી ખોદી શકાય, અને તેનાથી અખતરા કરવાથી ૨૦૦ ફુટની ઉંડાઇએ પાણી નીકલવાની તેઓએ ખાત્રી જણાવી. જમીનની જુદી જુદી જાતોની હકીકત ધ્યાનમાં લેવા જેવી છે. દખણની જમીનની બાબતમા તેઓને કાંઇ આશા જણાતી નથી તેમના સાંભળવામાં આવ્યું છે કે કુબલી જીલ્લામાં ૩૦૦ ફુટની ઉંડાઇએ પાણી માલુમ પડયું છે કે જે સપાટીથી ૯ ફીટ ઉંચાઇએ ચઢી શકે છે.

**શેરડી અને ખાંડનો ઉદ્યોગ.**

પોતાની મુસાફરી દરમ્યાનની તપાસમા શેરડી અને ખાંડ ઉદ્યોગના કેવા પરીણામ તેઓએ જાણ્યા તે શ્રોતાજનો આગળ રજુ કરતાં જણાવ્યું કે શેરડીના પાકનો વિષય હાથ ઉપર લેતાં પહેલા મુખ્ય બે ચીજો ઉપર ધ્યાન આપવાનુ છે અને તે સારા પાણીનો જથ્થો અને મોંઘી મજુરી અને આ બેમાંથી એકની હમેશા અડચણ આવે છે બીજી મુશ્કેલી જમીનની છે, જ્યા જમીન એકદમ જથ્થામા મળે છે, ત્યા જોઇએ તેટલી વસતિ હોતી નથી, અને જ્યા વસતિ હોય છે ત્યા જથ્થાબંધ જમીન મલતી નથી. હવાઇ કે જેની તેઓએ પહેલી મુલાકાત લીધી ત્યા પાણી લેવાની જે રીત દાખલ કરી છે તે, ઘણી મોંઘી છે અને તેઓએ અડસટો કહાડયો છે કે માત્ર એક કંપનીએ ૫૦ લાખ રૂપીઆ નહેરો ખોદવામા અને તે પાણી શેરડીના ખેતરોમા લઇ જવામાં ખર્ચ્યા છે, જાવામા શેરડીનો ધંધો સારી રીતે ચાલે છે. જાવાના લોકોને એક ટન શેરડી પકવવા પાછળ ૧૬ રૂપીઆ ખરચ થાય છે અને મજુરીયાત વરગને દરરોજ રૂા૦ ૨ ના જેટલી સારી કમાણી થાય છે એક માત્ર જે અડચણ હતી તે ટાઇફોનની હતી (આવા વાદળ વાળું ટાઇફોન દશ વરસે એક વખત થતુ હતું.) જ્યારે તે તોફાન થતુ ત્યારે, ખીણની બાજુઓ ધોવાઇ જતી હતી તે વખતનો શેરડીનો પાક નકામો જતો અને બગડી જતો જાપાનના લોકને શેરડીનો પાક કરતા કેટલી મુશ્કેલીઓ નડી હતી તે ભાષણ કર્તાએ આગળ જતાં બતાવ્યું અને તેઓએ દાખલ કરેલી રીતોનો થોડો ચીતાર દેખાડયો, કે જે રીતોથી ચીનના ખેડુત લોકો આ પાક કરવાને લલચાયા, કેટલીક વખતે આ પાક કરવાને માટે સરકાર તરફથી પણ ફરમાન કરવામાં આવતું અને પોલીસના દંડુકાનો દાબ પણ બતાવવો પડતો હતો, કરકસરની અને ફાયદા ભરેલી રીતથી, જાવા ખાંડના વેપારને માટે એક મોટું મથક થઇ પડ્યુ છે. તેઓએ સાભળ્યુ છે કે ક્યુબામાં ખેડુતો ૨૦ વરસમા એક વાર વાવેતર કરે છે. તે લોકો શેરડીના મુળીઆ જમીનમા રહેવા દે છે જે વરસાદ આવતા ખુટી ફુટી નીકળે છે. દખણમાં આવુ બનવુ અશક્ય છે દખણમા શેરડીના વાવેતરનો ખરચનો વીષય હાથપર લેતા મી૦ કીટીંગે કહ્યું કે અત્રે ૧ ટન શેરડી પકવવા પાછળ રૂા ૧૦ ખરચ થાય છે. જ્યારે જાવામા રૂ. ૭-૮-૦ થાય છે. સારા ઓજારોના ઉપયોગથી અત્રે પણ ખરચ ઓછો થઇ શકે, પણ જ્યારે દખણના લોકો ખાંડની બાબત ઉપર ઉતરે, ત્યારે તેઓએ વીચાર કરવો કે જાવા ઓછે ખરચે દેશને ખાંડથી ભરી દેશે પણ જો ખાંડ બનાવવાને બદલે ગોળ બનાવવાનુ ચાલુ રહેશે તો તેનાથી ઘણો ફાયદો થશે ભાષણને અંતે પોતાની મુસાફરી દરમ્યાન પોતે લીધેલી છબીઓ શ્રોતાઓને બતાવી હતી.

રાવલ ગીરધરલાલ ઈનામદાર

## બળદોને કમોડી થવાનું જણાઈ આવેલું નવું કારણ અને કમોડી ન થવા દેવા માટે લેવાના ઉપાય.

લખનારા—માધવરાવ નારાયણ ભામ
વેટરનરી સરજન–મહેસાણા પ્રાંત કડી

આપણા ગુજરાત દેશમાં કમોડીનો રોગ બળદોનેજ થતો ઘણો જોવામાં આવે છે આ રોગ ખાસ કરીને બળદોનેજ થાય છે અને તે રોગથી મોટા સોહીઆળ બળદો દર સાલ મરી જતા જોવામા આવે છે. જેથી કરી ખેડુત લોકોને ઘણું નુકશાનીમા ઉતરવું પડે છે

આ રોગ બળદના શીંગડામાં થાય છે. અને શીગડાની અંદરનો ગરીઓ કે જેના આધારે શીંગડુ ઉભું રહી શકે છે ને ગરીઆને સડો લાગવાથી શીગડું ઉભુ રહેવાનો જે આધાર તે સડવાથી શીગડુ નમતું જાય છે. અને તે આખરે પડી જઇ તેમા મરા વગેરે પડે છે અને બળદ મરણ પામે છે.

ઘણા ખરા કમોડીના કેશોમાં શીંગડાની અંદરનો ગરીઓ મુળમાથીજ સડેલો હોવાનુ જણાય છે જેથી શીગડું ભારે હોવાથી નમી જઇ પડી જાય છે.

આ રોગ થવાનું કારણ અમારી ધ્યાનમા એવું આવે છે કે બળદ રાખનારા તેમજ ઉછેરનારા રબારી લોકો રેહલો ૧–૧॥ વરસ થયે તેના શીંગડા સારા, સીધા, જાડા અને સરખા આવવા માટે તેની શીગડી માથામાંથી આશરે બે ત્રણ ઇંચ બહાર નીકળ્યા બાદ શીગડી કહાડે છે. એટલે રેહલાની શીગડી મુળમાંથી મોઢામા પકડી શીગડી ઉપરનો નીરજીવ ખોભલો મુળમાથી કરડી ખેંચી કહાડે છે જેથી અંદરનો ઉઘાડો પડેલો ગરીઓ સજીવ હોવાથી તેમાથી લોહી વીગેરે નીકળે છે તેને દવા દારૂ વીગેરે કાઇ પણ ન કરતા તે સજીવ ગરીઆ ઉપર રાખ અથવા રેત દાબી દે અને તેમાથી લોહી તો વધુ તુજ હોય છે તે લોહી કુદરતી રીતે થોડી વાર પછી વહેતું બંધ થાય છે. આવી રીતે અંદરના સજીવ ગરીઆ ઉપર લોહી જામી જાય છે અને તે ખાવા માટે કાગડાઓ ચાંચો મારે છે, માખીઓ બેસે છે અને તે ગરીઆ ઉપર ઇંડા મુકે છે. એવી રીતે એ સજીવ ગરીઆપર નવો નીરજીવ ખોભલો આવતા સુધીની મુદત દરમ્યાન સદર સજીવ ગરીઆમા એક જાતના આપણી આંખેથી જોઇ શકીયે નહીં તેવા ઝીણા ઝીણા જંતુઓ માખીઓ બેસીને જે ઇંડા મુકેલા હોય છે તેમાથી પેદા થાય છે. અને તે જંતુઓ જેમ જેમ રેહલો મોટો થતો જાય છે તેમ તેમ તેમની સંખ્યા પણ વધતી જઇ જંતુઓની સંખ્યાના પ્રમાણમાં અંદરનો સજીવ ગરીઓ ખવાય છે. એટલે વધારે સંખ્યામા જંતુઓ હોય તો ત્રીજી ચોથી ઘરમા કમોડી થવા પામે છે અને ઓછી સંખ્યામાં હોય તો બળદ વધારે મોટી ઉમરનો થયે કમોડી થાય છે

એ ઉપરાત એક બીજી વાતનો વીચાર કરીશું કે માણસનુ થુંક સજીવ પ્રાણીના કોઇ પણ ભાગમાં દાખલ કરવામા આવે તો તે પણ ઝેર તરીકે કામ કરે છે અને થુંક એ પણ ઝેર છે. માણસોને ચામડીના રોગ જેવા કે દરાજ, ખસ, વીસ ફોટક, કરોળીયા

**શેરડી અને ખાંડનો ઉદ્યોગ.**

પોતાની મુસાફરી દરમ્યાનની તપાસમા શેરડી અને ખાંડ ઉદ્યોગના કેવા પરીણામ તેઓએ જાણ્યા તે શ્રોતા જનો આગળ રજુ કરતાં જણાવ્યું કે શેરડીના પાકનો વિષય હાથ ઉપર લેતાં પહેલા મુખ્ય બે ચીજો ઉપર ધ્યાન આપવાનું છે અને તે સારાં પાણીનો જથ્થો અને મોંઘી મજુરી અને આ બેમાંથી એકની હમેશા અડચણ આવે છે. બીજી મુશ્કેલી જમીનની છે, જ્યા જમીન એકદમ જથ્થામા મળે છે, ત્યા જોઇએ તેટલી વસતિ હોતી નથી, અને જ્યા વસતિ હોય છે ત્યા જથ્થાબંધ જમીન મળતી નથી. હવાઇ કે જેની તેઓએ પહેલી મુલાકાત લીધી ત્યા પાણી લેવાની જે રીત દાખલ કરી છે તે, ઘણી મોંઘી છે અને તેઓએ અડસટો કહાડયો છે કે માત્ર એક કંપનીએ ૫૦ લાખ રૂપીઆ નહેરો ખોદવામા અને તે પાણી શેરડીના ખેતરોમા લઇ જવામાં ખર્ચ્યા છે, જાવામાં શેરડીનો ધંધો સારી રીતે ચાલે છે. જાવાના લોકોને એક ટન શેરડી પકવવા પાછળ ૧૬ રૂપીઆ ખરચ થાય છે અને મજુરીખાત વરસને દરરેજ શ૦ ૨ ના જેટલી સારી કમાણી થાય છે એક માત્ર જે અડચણ હતી તે ટાઇફોનની હતી (આવા વાદળ વાળું ટાઇફોન દશ વરસે એક વખત થતુ હતુ.) જ્યારે તે તોફાન થતું ત્યારે, ખીણની બાજુએ ધોવાઇ જતી હતી તે વખતનો શેરડીનો પાક નકામો જતો અને બગડી જતો. જાપાનના લોકને શેરડીનો પાક કરતા કેટલી મુશીબતો નડી હતી તે ભાષણ કર્તાએ આગળ જતાં બતાવ્યું અને તેઓએ દાખલ કરેલી રીતોનો થોડો ચીતાર દેખાડયો. કે જે રીતોથી ચીનના એકુન લોકો આ પાક કરવાને લલચાયા, કેટલીક વખતે આ પાક કરવાને માટે સરકાર તરફથી પણ દબાણ કરવામાં આવતુ અને પોલીસના હુકમનો દાબ પણ બતાવવો પડતો હતો. કરકસરની અને ફાયદા ભરેલી રીતથી, જાવા ખાંડના વેપારને માટે એક મોટુ મથક થઇ પડયુ છે. તેઓએ સાંભળ્યુ છે કે કયુબામાં ફુતો ૨૦ વરસમા એક વાર વાવેતર કરે છે. તે લોકો શેરડીના મુળીઆ જમીનમા રહેવા દે છે જે વરસાદ આવતા પાછા ફુટી નીકળે છે. દખણમા આવુ બનવુ અશક્ય છે દખ

શેરડીના વાવેતરનો ખરચનો વીષય હાથપર લેતા મી૦ કીડીગે કહયુ કે અત્રે ૧ ટન શેરડી પકવવા પાછળ રૂ ૧૦ ખરચ થાય છે જ્યારે જાવામા રૂ. ૭-૮-૦ થાય છે. સારા ઓજારોના ઉપયોગથી અત્રે પણ ખર્ચ ઓછો થઇ શકે, પણ જ્યારે દખણના લોકો ખાંડની બાબત ઉપર ઉતરે, ત્યારે તેઓએ વીચાર કરવો કે જાવા ઓછે ખરચે દેશને ખાંડથી ભારી દેશે પણ જો ખાંડ બનાવવાને બદલે ગોળ બનાવવાનુ ચાલુ રહેશે તો તેનાથી ઘણો ફાયદો થશે ભાષણને અંતે પોતાની મુસાફરી દરમ્યાન પોતે લીધેલી છબીઓ શ્રોતાઓને બતાવી હતી.

—ઇશ્વરલાલ ગીરધરલાલ ઇનામદાર

## બળદોને ક્મોડી થવાનું જણાઈ આવેલું નવું કારણ અને ક્મોડી ન થવા દેવા માટે લેવાના ઉપાય.

લખનારા—માધવરાવ નારાયણ ભામ
વેટરનરી સરજત–મહેસાણા પ્રાંત કડી

આપણા ગુજરાત દેશમાં ક્મોડીનો રોગ બળદોનેજ થતો ઘણો જોવામાં આવે છે આ રોગ ખાસ કરીને બળદોનેજ થાય છે અને તે રોગથી મોટા લોહીઆળ બળદો દર સાલ મરી જતા જોવામાં આવે છે. જેથી કરી ખેડુત લોકોને ઘણું નુકશાનીમાં ઉતરવું પડે છે.

આ રોગ બળદના શીંગડામાં થાય છે. અને શીંગડાની અંદરનો ગરીઓ કે જેના આધારે શીંગડું ઉભું રહી શકે છે ને ગરીઆને સડો લાગ્યાથી શીગડું ઉભું રહેવાનો જે આધાર તે સડવાથી શીગડુ નમતું જાય છે, અને તે આખરે પડી જઈ તેમા મરા વગેરે પડે છે અને બળદ મરણ પામે છે.

ઘણા ખરા ક્મોડીના કેશોમાં શીગડાની અંદરનો ગરીઓ મુળમાથીજ સડેલો હોવાનુ જણાય છે જેથી શીગડુ ભારે હોવાથી નમી જઈ પડી જાય છે.

આ રોગ થવાનું કારણ અમારી ધ્યાનમાં એવું આવે છે કે બળદ રાખનારા તેમજ ઉછેરનારા રબારી લોકો રેહલો ૧–૧॥ વરસ થયે તેના શીંગડા સારાં, સીધાં, જાડા અને સરખા આવવા માટે તેની શીગડી માથામાંથી આશરે બે ત્રણ ઈંચ બહાર નીકલ્યા બાદ શીગડી કહાડે છે. એટલે રેહલાની શીગડી મુળોમાંથી મોઢામા પકડી શીગડી ઉપર નો નીરજીવ ખોબલો મુળોમાથી કરડી ખેચી કહાડે છે જેથી અંદરનો ઉઘાડો પડેલો ગરીઓ સજીવ હોવાથી તેમાથી લોહી વીગેરે નીકળે છે. તેને દવા દારૂ વાગેરે કાંઈ પણ ન કરતા તે સજીવ ગરીઆ ઉપર રાખ અથવા રેત દાબી દે અને તેમાથી લોહી તો વહુ ઘુજ હોય છે તે લોહી કુદરતી રીતે થોડી વાર પછી વહેતું બંધ થાય છે. આવી રીતે અંદરના સજીવ ગરીઆ ઉપર લોહી જામી જાય છે અને તે ખાવા માટે કાગડાઓ ચાંચો મારે છે, માખીઓ બેસે છે અને તે ગરીઆ ઉપર ઈંડા મુકે છે. એવી રીતે એ સજીવ ગરીઆપર નવો નીરજીવ ખોબલો આવતા સુધીની મુદત દરમ્યાન સદર સજીવ ગરીઆમા એક જાતના આપણી આંખેથી જોઈ શકાયે નહીં તેવા ઝીણા ઝીણા જતુઓ માખીઓ બેસીને જે ઈંડા મુકેલા હોય છે તેમાથી પેદા થાય છે. અને તે જતુઓ જેમ જેમ રેહલો મોટો થતો જાય છે તેમ તેમ તેમની સંખ્યા પણ વધતી જઈ જતુઓની સંખ્યાના પ્રમાણમાં અંદરનો સજીવ ગરીઓ ખવાય છે. એટલે વધારે સંખ્યામાં જતુઓ હોય તો ત્રીજી ચોથી ઘરમા ક્મોડી થવા પામે છે અને ઓછી સંખ્યામાં હોય તો બળદ વધારે મોટી ઉમરનો થયે ક્મોડી થાય છે

એ ઉપરાત એક બીજી વાતનો વીચાર કરીશું કે માણસનુ થુંક સજીવ પ્રાણીના કોઈ પણ ભાગમાં દાખલ કરવામા આવે તો તે પણ ઝેર તરીકે કામ કરે છે. અને થુંક એ પણ ઝેર છે માણસોને ચામડીના રોગ જેવા કે દરાજ, ખસ, ખીસ ફોટક, કરોળીયા

વિગેરે દરદો થાય છે. તેને માટે કેટલાક વૈદ્યો અને હકીમો એવો ઇલાજ બતાવ્યાનો સાંભ ળ્યાં છે કે "સવારે વહેલા તમે ઉઠો એટલે તમારૂં મોઢું ધોયાં પહેલાં મ્હોંડા અંદરનું રાત આખીનું વાસી રહેલું થુંક તમારી ચામડી ઉપર થયેલા રોગ માટે લગાડો કે જેથી રોગ મટશે." આવો ઇલાજ બતાવવાનું કારણું એટલુંજ છે કે ચામડીના રોગ જે થાય છે તે સુક્ષ્મ જંતુઓથીજ થાય છે અને તે જંતુઓ આવી રીતે વાસી થુંક લગાડવાથી મરણ પામતા હોવાથી રોગ નાબુદ થાય છે. એ ઉપરથી એમ સિધ્ધ થયું કે માણસનું થુંક એ રૂપણુ ઝેર છે હવે જો આ ઝેર બળદના શીંગડાં કાઢવા માટે મુળીને દાત વડે કરડવામા આવે તો તે કરડવા માટે થુંક સજીવ ભાગમા દાખલ થએ તેનો કઇ પણ અસર જનાવરને થયા વગર રહે નહીં.

ઉપરની હકીકતથી ચોખ્ખું જણાઇ આવ્યુ હશે કે કમોડીનો રોગ થવાનું મુખ્ય કારણ બળદોના શીંગડા કાઢવામાં આવે છે એજ છે. કોઇ માણસને એવી શંકા આવશે કે તમામ બળદોના શીંગડા કાઢવામા આવે છે તો તે તમામ બળદોને કમોડી ન થતા થોડાનેજ કેમ થાય છે? તેનો જવાબ એવો છે કે જે જનાવરના શરીરમા આ કમોડીનું દરદ ઉપજા કરનારા જંતુઓનું પોષણ થવા માટે જે જાતનો ખોરાક, સ્થળ વગેરે જોઇએ તેવું જે જનાવર શરીરમાં મળી આવે છે તે જનાવરને તે રોગ લાગુ પડે છે, એટલે જે બળદોને કમોડી થાય છે તેમના શરીરમાં કમોડીના જંતુઓનું પોષણ થવા માટે જે જે પદાર્થોની જરૂર હોય છે તે સઘળાં મળી આવેલાં હોય છે અને જેને કમોડી થતી નથી તેમના શરીરમાં તેમને જોઇતા પદાર્થો હોતા નથી જેથી થતી નથી.

ઉપર જે કમોડી થવાનું કારણ બતાવ્યું છે તે અમારા માનવા તથા ધારવા પ્રમાણે ખરૂં છે એ નીચેની વધારાની હકીકતથી વાચકોના ધ્યાનમાં આવશે. આજે તેર વરસથી ઢોરોના ડાકટરથી કામ કરીયે છીએ તે દરમ્યાન કમોડીના રોગ માટે લગભગ બારસો તેરસો બળદોના શીંગડા કાપ્યાં તેમા ગાયોની સંખ્યા ફક્ત પંદર નીજ હતી આ જે શીંગડાં કાપ્યાનું લખ્યું છે તે તમામ જનાવરના શીંગડા મોટા અને જાડાં દળદાર હતાં. અને છેલ્લાં સાત વરસ પહેલાં જ્યારે અમને કમોડીનો રોગ બળદોના શીંગડા કાઢવાથી થતો નહીં હશે એવી શંકા આવી તેજ દીવસથી જેટલા કમોડીના રોગના બળદો અમારી પાસે દવા કરાવવા આવ્યા તે દરેક જનાવરના ધણીને બળદના શીંગડા દટાવેલાં છે એવું પુછવામાં આવતુ અને તે માટે તમામ ધણીઓના જવાબ શીંગડા દટાવેલા છે એવોજ આવેલો છે.

આ ઉપરથી શીંગડા દટાવાથીજ કરીને કમોડીનો રોગ થાયછે એવી અમારી ખાત્રી થઇછે અને તેને માટે બીજું એવું કારણછે કે જે બળદ અથવા ગાયના કાઢ્યા વગરના કુદરતી હોય એવી ગાય અથવા બળદને કમોડીનો રોગ થઇ અમારી પાસે દવા કરાવવાં આવ્યાનું અમારા જોવામાં આજદીન સુધી આવેલું નથી.

બીજો એક એવો પુરાવો છે કે બીજા શીંગડા વાળા જનાવરો કે જેના શીંગડા દટાવવામા આવતા નથી જેવાં કે ભેંસો, બકરા વીગેરે વીગેરે તેમને કમોડીનો રોગ થતો નથી?

આ એકંદર હકીકત ઉપર બળદોના ધણીઓ તેમજ રબારી લોકો કે જે રેટલા હજારી બળદો તૈયાર કરવાનુ કામ કરે છે તેમજ ખેડુત ભાઇઓ કે જે નાના રેટલા વેચાતા લઇ ઘરે પાળી મોટા કરે છે તેઓ પુર્ણ રીતે વીચાર કરી જોશે તો તેમની પણ ખાત્રી થશે કે આ કમોડીનો રોગ બળદને થાય છે તે કેવળ બળદના શીંગડા જાડા, સીધા, સરખા, ફુલીઆ આવે અને બળદની શોભામાં વધારો થાય એટલા માટેજ તેમના શીંગડા કાઢવાથીજ થાય છે કે જેનું પરીણામ બીચારા મુંગા અને પરસ્વાધીન પ્રાણીને આખરે ભોગવવું પડી બીચારાનુ રંગ-રુપ વીરુપ થઇ તે રોગથી તેનો જીવ બચાવવા માટે શીંગડું કાઢી નાખવુ પડે છે જેથી બળદ એક શીંગડીઓ ખાંડો થઇ જાય છે તે થયુંને પણ બળદ જીવશે કે મરી જશે તે માટે પણ શંકા રહે છે

ઉપર પ્રમાણેના કારણોથીજ બળદોને કમોડી થતી, હોવાથી બળદોના ધણીઓનો પોતાના બળદનું રંગરુપ પોતાનેજ સારૂ અને શોભીતું દેખાય એવુ કરવાને માટે બીચારં મુંગા અને પરસ્વાધીન પ્રાણી બળદના શીંગડા કાઢી તેને કમોડી થવાનુ સાધન પેદા કરી તેનુ મોત લાવવુ એ કોઇ પણ પ્રકારેં સારૂ હોય એમ અમે માનતા નથી, તો જો તમારા બળદોનુ સારૂ ઇચ્છી તેમને કમોડીના રોગથી બચાવી લાંબી જીંદગી ભોગવે એવું ઇચ્છતા હોવ તો બળદોના શીંગડા કઢાડવાનું હાલ જે નીરદયતા ભરેલો પ્રચાર છે તે બંધ કરો કે જેથી તમારું સારૂ થઇ હરસાલ સેંકડો બળદો કમોડીથી મરે છે તે મરતાં બચશે.

---

## જાનવર માંદુ હોય તે પારખવાના ચીન્હો

---

( " ખેતીવાડી વિજ્ઞાન " ઉપરથી )

" જાનવરોમાં જુદા જુદા ચીન્હો માંદુ પડે છે ત્યારે જોવામાં આવે છે.

૧. હમેશા જાનવરને ખુશ મીજાજમાં આપણે જોતા હઇએ તેમાં ફેરફાર લાગે ત્યારે જાણવુ કે જાનવર માંદુ છે. એક સારો ગોવાળ કે ભરવાડ પોતાના જાનવરને સાજું છે કે માંદુ તે તેને નજરે જોવાથી એકદમ કહી દે છે અને ડાકટરને પુછા કરવા કરે છે.

૨ ગાય, બળદ, કે ભેંસ તંદુરસ્ત હોય છે ત્યારે છુટથી ચરે છે અને વાગોળે છે. તેઓની આંખ ચળકતી ને સ્વચ્છ હોય છે, તેઓના કાન વારવાર હલાવે છે, તેઓનું નાક કુદરતી ભીનાશ વાળું હોય છે તેઓની ચામડી નરમ આવે છે ને સ્વચ્છ હોય છે અને તે ઉપરના વાળ લીસા ને ચળકતા લાગે છે વારવાર પોતાના વાળ કે ચામડી ચાટે છે તેને પોદલો નીયમ સરજ આવે છે અને તે નરમ પેશાબ છુટથી કરે છે. તેના પગો સ્વચ્છ અને જરા પણ લંગડાય નહીં એવી સ્થીતીમા હોય છે ઉપરના બધા ચીન્હો તંદુરસ્તીના છે. દરદી જાનવરના ચીન્હો જયારે જાનવર દરદી હોય છે ત્યારે જાનવર ઝાંખુ લાગે છે અને ભારે જણાય છે અને ટોળામાંથી છુટુ પડીને પાછળ ચાલે છે. તેની ચામડી ખરબચડી થાય છે અને તેના દેખાવ ઉપરથી તે માંદું હોય તેમ જણાય છે. શીંગડા ગરમ હોય છે, નાક સુકુ હોય છે મોઢુ ગરમ હોય છે અને સુકું હોય ત્યારે એમ જાણવું કે જાનવરને તાવ આવ્યો છે. પેશાબ પણ થોડો કરે છે. પોદળો થોડા નાનો સુકો અને કઠણ હોય છે. ભુખ

લાગતી નથી. એટલે ખોરાક ખાતું નથી વારવાર તરસ્યુ થાય છે ઘણા ખરા દરદોમાં જાનવરને તાવ આવ્યો છે કે નહી તે ખાસ જોવુ. કારણ ચેપી રોગોમાં ઘણો સખત તાવ જાનવરને આવે છે. અને જયારે સખત તાવ જાનવરને હોય ત્યારે જાણવુ કે ચેપી રોગ જાનવરને લાગુ પડયો છે સાધારણ તાવમા જાનવરમાં ગરમી હોય તેના કરતા ચાર પાંચ ડીગ્રી વધુ હોય છે પણ સામાન્ય ગરમી કરતા ૭ સાત કે તેથી વધારે આવે તો તાવના હોય ત્યારે જાણવું કે જાનવરને ચેપી રોગ લાગુ પડયો છે. જયારે જાનવરનો કોઇ પણ ભાગ સુજી આવે ત્યારે તે ભાગમા કંઇ દરદ થયુ છે એમ ગણવુ. સુજેલો ભાગ રાતો હોય છે તપે છે અને પોચો હોય છે અગર સુજેલો હોય છે ત્યારે જાનવર કામ કરી શકતુ નથી.

આવા ચીન્હોને સોજો ચઢી આવ્યો એમ કહેવાય છે. ઉપરના ચીન્હો શીવાય દરદી જાનવર ઓળખવાને બીજા વધારે નીચે લખેલા ચીન્હો પણ છે.

(૧) ધીમીચાલ, (૨) ભુખ લાગતી નહી, (૩) વાગોળવુ નહી (૪) ટોળામાંથી પાછળ રહી જવુ, (૫) વાંસો કમાન માફક વળેલો હોય, (૬) ચામડીના વાળ બધા ઉભા થઇ ગયા હોય, (૭) નાક સુકું હોય, (૮) તાવ ચઢેલો હોય, (૯) નાડીનો વેગ વધુ હોય, (૧૦) જોરથી હાંફ જાનવરના દરદ ઉપરના ચીન્હોથી જણાય છે ને કેટલાક દરદો તરતમા એવાં થાય છે ને કેટલાક મરે છે ને પાછા થાય છે શીળાનો રોગ કે માતાનો રોગ એ લોહી વીકારનો રોગ છે. શરીરના અવયવો જેવાકે ફેફસાં, હ્રદય વીગેરે સુજી આવે અગરતો હાડકાં ચામડી વીગેરેમા દરદ થાય તો તે મટી શકે એવા થાય છે. જયારે સખ્યાબંધ જાનવર એક વર્ગના એક સાથે માંદા પડે ત્યારે તે એટલાજ ભાગમા હવા પાણીના ફેરફારોથી એ રોગ ઉત્પન્ન થયો છેએમ માનવુ.

ખરવા, મોવા, શીતળા વગેરે દરદો બધા જાનવરોને સામટા લાગુ પડે છે તેટલા માટે બધી બાબતો જાનવરના ડાકતરોએ જાનવરના દરદ પારખવા પહેલાં તપાસવાની છે.

---

## જુવાર, કપાસ, વીગેરે તુલેપર થતી મહોલા નામની જીવાત.

(મુંબઇ ઇલાકાના ખેતીવાડી ખાતાની સને ૧૯૧૩ ની પત્રિકા નાં. ૧ ઉપરથી લખનાર રા. રા. ત્રંબકલાલ નવનીતલાલ ઝવેરી એલ. એજી. એસી. એન્ટો મોલોજીસ્ટ-ગુજરાત.)

જુવાર, કપાસ, ઘઉં, શેરડી, વેગણ, કોબીચ, વીગેરે તુલેપર ઘણી વખત લીલા, પીળા, તથા કાળા રંગની નહાની જીવાત જેને મહોલા કહેવામા આવે છે તે પડે છે. તેનું કદ ૧/૨૦ ઇંચ કરતા વધુ હોતું નથી. તે છોડપર આમ તેમ ઝડપથી ચાલતા માલમ પડે છે આમાના થોડા પાંખોવાલા પણ હોય છે જેની મદદથી તેઓ એકથી બીજા ઉપર ઉડી જાય છે ને તુલેપર ફેલાય છે.

આ જીવાતના પેટના પાછલા ભાગપર બે નળીઓ આવેલી હોય છે, જેમાથી વે

વિસ્તાર બહોળો છે. કોઈ સલાહકાર એક અર્થ કરે છે તો બીજો બીજો અર્થ કરે છે. આશા તૃષ્ણામાં તમે તણાવો છો. એક બે અને ત્રીજે હાઈ કોરટને તબકે જતાં તમારા વીત્તની હાની થાય છે. બ્રાહ્મણો તમને ભ્રમણતામાં નાંખતા હશે બ્રાહ્મણ યોનીમાં જન્મ થવાના કારણને લીધે જ તમે તેના પર અંધ થઈ રાખતા હશો, તેનો તેઓ દુર ઉપયોગ કરતા હશે. અક્ષર શુન્ય બ્રાહ્મણ હોય તે એમ ન કરે તેમાં નવાઈ શી? તેઓ જાતેજ અજ્ઞાન હોય અને ખરૂં ખોટું સમજતા નહીં હોય, અક્ષર બ્રહ્મ સમજતા નહી હોય તો તમને ખરે રસ્તે શી રીતે ચડાવે. તેવા તમોને ખોટાને ખરો રસ્તો કહી આળસુ બનાવે, તમારી ફરજ શું છે, તમારૂં કર્તવ્ય શુ છે, તમારો ખરો ધર્મ શુ છે તે તેઓ તમને કયાંથી સમજાવે? રૂઢીના દાશ તમને રૂઢીના ગુલામ બનાવે. ભાટો તમારી ખોટી મોટાઇ ગાઇ તમોને ફુલણજી બનાવે તેથી તમારે ચેતતાં રહેવાનું છે. તમારા બાપ દાદાની મોટી કીર્તિઓ ગાઈ તમારામાં ખોટી મોટાઇ આણે તે તમારે જાણવી જોઇએ. તમને તમારી ખરી સ્થીતીનું ભાન થવું જોઇએ. તમારા બાપ દાદામાં જે સહમજ શક્તિ હતી, તેઓમાં જે ઉત્તમ નિતી હતી, તેઓમાં જે શારિરીક બળ હતું, [illegible] પણ હતું, તેઓમાં જે પાણી હતું, તેઓમાં જે નિશ્ચય હતો, [illegible] વીવેક અને વિચાર હતાં, તે તેઓ કેવી રીતે ખીલવતા, જાળવી રાખતાં અને પોતાના ખાનગી કે સાર્વજનિક કામમાં એકત્ર થઇ તેનો કેવો સદ ઉપયોગ કરતા તે તમારા ભાટો તમને ભાગ્યેજ સમજાવે છે. અલબત્ત રામો હાથ પગ ચાલી શકે છે છતાં પારકાપર બોજો થઇ પડનારા, જડતાઇનો કે ગરીબાઇનો ખોટો વેશ ધારણ કરી ઢોંગી ધુતારાઓ તમને છેતરે છે. ધર્મને નામે તમારા આપેલ ધનનો ખોટો ઉપયોગ તેઓ કરે છે તમે તેને ઉતેજન આપો છો આ બધાથી સાવધ રહેવા જ્ઞાનની તમારે ખાસ જરૂર છે. તમારા ધધામાં પુર્ણ ફતેહ મેળવવા, તેની બારીક સારીક વિગતો જાણવા, તેનાં સારા માઠાં પરિણામો જાણવાં, શોધી કહાડવા, તેમા સુધારો વધારો કરવા, તમારા ઘરડાં વડવાઓનુ સારૂં હતું તે ફેરી તાજું કરવા, અન્ય સ્થળોના રીત રીવાજ જાણવા, તેમાથી જે અનુકુળ પડે તેનું અનુકરણ કરવા, તમારે જ્ઞાનની ખાસ જરૂર છે તમારી આજુબાજુ વિંટલાઈ વળેલો સઘળી જાતનો અંધકાર દુર કરવા જ્ઞાનની તમારે ખાસ જરૂર છે.

ત્યારે જ્ઞાન શી રીતે પ્રાપ્ત કરવું એ સવાલ સહાજીક ઉદભવે છે. અમારા ખેડુત ભાઇઓમાંથી કેટલા એવા પણ કહેનાર અમને મળે છે કે અમારે જ્ઞાનની શી જરૂર છે? અમારૂં જે છે તે ઠીક છે!! કેટલાક કહે છે

કે અમારા ધંધા રોજગારમાંથી છુટા થઈ જ્ઞાન મેળવવાનો અમને વખત ક્યાં છે ? કેટલાકો કહે છે કે અમને એમાં સમજ પડતી નથી. ખરેખર છેલ્લી કોટીના માણસો આત્વીક ભાવ બતાવે છે. વચલી કોટીવાળાઓ રાજસ ભાવ બતાવે છે અને પ્રથમ કોટીના માણસો તે તામસના અધકારમાં ડુબકાં ખાતાં જણાય છે. છેલ્લી કોટીના માણસો જેઓ એમ કહે છે કે અમને સમજ પડતી નથી, તેઓ વાસ્તવિક કહે છે કે તેઓને અત્યાર સુધી સંસ્કાર પડયા નથી તેથી તેઓને સમજ પડે નહીં એ સ્વાભાવિક છે. નહીં સમજવાની તેઓની મુશ્કેલી દુર થાય તેવી છે દરરોજ કલાક કે અડધો કલાક તેઓ વખત કહાડી પોતાના ધધાને લગતાં પુસ્તકો, ચોપાનીયાં કે પત્રો, વાંચવાને, તેઓ મહાવરો રાખશે તથા એવું જ્ઞાન ધરાવનાર માણસની સોબતમાં આવ્યા કરશે તો તેઓને ધીરે ધીરે સમજ પડતી જશે અને વખત જતાં તેમાં તેઓને આનંદ લાગશે કાળે કરી આ રીતે પ્રાપ્ત કરેલુ જ્ઞાન તેની સ્થીતી સુધારવામાં એક મજબુત સાધન થઈ પડશે. જેઓ કહે છે કે અમને વખત મળતો નથી તેઓ દયાને પાત્ર છે. ભલા માણસ આખા ૨૪ કલાકમાં તું એવો કેવી રીતે ગુથાઈ રહે છે કે તને જ્ઞાન મેળવવા દર રોજ એક કે અડધો કલાક પણ મળતો નથી ? ૨૪ કલાકમાંથી સુવાના ૮ કલાક લઇયે, ધંધા રોજગારના ૮ કલાક લઈએ, તો પણ રખડવા રઝળવા અને કુથળી કે પરનિંદા કરવાના તારી પાસે ૮ કલાક રહે છે. તેમાંથી તું એક કે અડધો કલાક જ્ઞાન મેળવવા સારૂ જો ન કહાડે તો તારે માટે દયા નહીં ખાવી તો શુ કરવુ ? | જે માણસ એમ કહે છે કે જ્ઞાનની શી જરૂર છે તેને માટે દીલગીર થવા જેવુ છે. જે એમ કહે છે કે જ્ઞાનની શી જરૂર છે તે અજ્ઞાનતાની સાક્ષાત પ્રતિમાં છે, મુર્ખની મુર્તિ છે, છતાં પણ એવાને માટે આશા છોડવાનું કારણ નથી જ્ઞાનની શી જરૂર છે એમ કહેનારમાં એટલુ કહેવા જેટલુ પણ જ્ઞાનનું બીન્દુ છે; આશાનું કીરણ છે. દુનિયામાં જ્ઞાન વિનાનો નર પશુ છે; વશુ વિનાનો નર પશુ નથી. ઉપર કહ્યુ છે કે સર્વ દુઃખ, દરિદ્રતા, દુબળતા, દુષ્ટતા વિગેરે અધોગતીનું કારણ અજ્ઞાનતા છે. તે ટાળવા, દુર કરવા, હણવા, ખેડુત ભાઈઓ જ્ઞાન સંપાદન કરો–જ્ઞાન સપાદન કરો. ઉમરે પહોચેલા વાંચવાનો શોખ વધારો. જ્ઞાન મળે એવા મહંતોનો સમાગમ કરો. બાળકોને માટે સરકારે ગામે ગામ શાળાઓની સોઇ કરી છે અને વધુ સોઈ થતી જાય છે તેનો લાભ જરૂર બાળકોને મળે તેવા પ્રયાસ કરો. તમારા બાળકો ચાર પાંચ ચોપડી શીખી તુમાર લખનાર કારકુનો થાય નહીં કે હીસાબના ચોપડા લખનાર ગુમાસ્તા થાય નહીં તેની ખબરદારી રાખો.' તેઓ પોતાના ખેતીવાડીના ધધાનું સારૂં જ્ઞાન મેળવે, તે ધધામાં સારા કરવાઇઆ

થાય, તે તરફ તેઓનુ વલણ વળે એવુ જ્ઞાન તેઓ મેળવે તે બાબતની કાળજી રાખો.

જ્ઞાન અનંત છે. એહિક તથા પરમાર્થિક જ્ઞાન ભંડારનો પાર નથી. સંસારમાં પોત પોતાના ધંધામા ફતેહ મેળવવા માટે તે બાબતોના જ્ઞાન મેળવવાની ખાસ જરૂર છે. તે ઉપરાંત સામાન્ય સમજ શક્તિ ખીલવવા સારુ વ્યવહારીક અન્ય જ્ઞાનોની જરૂર છે તથા જગતના તથા પોતાના આત્માના કલ્યાણ સારૂ પરમાર્થિક કાર્યો કરવાં બ્રહ્મ જ્ઞાનની પણ જરૂર છે. જ્ઞાન સુર્યની રસમી છે. જ્ઞાન ચંદ્રની શીતળતા છે, જ્ઞાન અમૃતમય જળ છે. માટે ફરી કહીશુ કે જ્ઞાન સંપાદન કરો ખેડુત ભાઇઓ જ્ઞાન સંપાદન કરો. આ દુનિયાના વ્યવહારિક તથા પરમાર્થિક કાર્યો સીધ્ધ કરો!

—ચીમનલાલ હરદેરામ.

---

# પાતાળ કુવાની યોજના.

( લે:- વ્રજલાલ કેશવલાલ અગરવાલા બી૦ એ૦
હેડ માસ્તર ગવર્હનમેન્ટ ગીલ્ડર સ્કુલ, અમદાવાદ. )

લોકોની આરોગ્યતા માટે આ ઇલાકાની સરકારે શું કર્યું છે, કયા ઉપાયને અમલમાં મુકે છે અને હજી શુ કરવા ધારે છે તે પ્રસીધ્ધ કરવા હાલમાં સરકારે એક ચોપાનીયુ પ્રસીધ્ધ કર્યું છે તેનું સાતમુ પ્રકરણ ખેડુતોને જાણવા જોગ હોવાથી તેનો અને તેને લગતા બીજા લખાણનો અત્રે અનુવાદ કીધો છે

ઇ સ ૧૯૦૨ના નવેમ્બરમાં મદ્રાસમા મળેલી બીજી ઓલ ઇન્ડીયા સેનેટરી કોન્ફરંસે નક્કી કર્યું છે કે હીંદના ગામડામાં લોકોને અસ્વચ્છ પાણી વાપરવું પડે છે તે પણ મરકી, તાવ અને મરડાના મોટા કારણોમાનુ એક છે કુવા તળાવ વી૦ ના પાણીને બગડવાને બાધ છે માટે જો ( Tube-Well ) નળી-કુવા અને પંપ દાખલ કરવામા આવે તો કુવાનુ પાણી બગડતું અટકાવવાની માથાકુટ રહે નહી.

પાતાળ કુવા કોરવાના કામના એક્ઝીક્યુટીવ ઇજનેર ( Executive Engineer in Charge of Boring Works) સાહેબે આ કામમા વપરાતા ઓજારો વીગે કરેલા રીપોર્ટ સાથે સરકારના આરોગ્ય ખાતાના ( Sanitary ) ઇજનેર સાહેબે આ ઇલાકામાં આ કુવા ખોદવાનું શુ કામ થયું છે તે બાબત હમણા એક રીપોર્ટ કર્યો છે. તેઓનું માનવુ છે કે ઉંડા પાતાળ કુવા કોરવામાં ઘણુંજ ખરચ થતો હોવાથી રોજ વાપરવાના પાણી

પુરૂં પાડવાને માટે તે સગવડ ભરેલા નથી વળી ગુજરાતની કેટલીક જમીનમાં જમીન ઉપરથી પાણીની ઉંડાઇ સુધી કોઇ કોઇ સ્થળે તો એક હજાર ફુટ કરતા પણ વધારે ઉંડી ભરતની રીઓખંડની નળીઓ નાખીને ઘોધ બધ પાણી આવે એવી ગોઠવણ કરવામાં અડચણ નડે છે; જેમ ઉંડા જઇએ તેમ રેતી અને કાંપનું દબાણ વધે છે, અને કેટલીક નીચે ગયા પ છી તો નળી સહી સલામત વધારે ઉંડી ઉતારી શકાતી નથી; પણ કાનપુરી સાધ્ડા ( Boring tools ) વડે ખેતીવાડી ખાતુ જે છીછરા કુવા ખોદે છે તે ગુજરાત અને કર્ણાટકના ગામડામાં ચાલી શકશે ખેતીવાડી ખાતાના વાર્ષીક રીપોરટમા અને ખાશ કરીને ૧૯૧૨-૧૩ ના રીપોરટમાં આવા કુવા બાબત કીમતી હકીકત છે નાણાની જોગવાઇ થશે ત્યારે નળી-કુવાની ગુજરાતમાં અજમાયસ લેવાની યોજના પાર પાડવાને ખેતીવાડી ખાતાના અધીકારીએ માથે લીધું છે ત્યાર પછી એવા નળી-કુવા અને પંપને કામ કામા ઉત્તેજન આપવાને ખાસ શું કરવુ તે બાબત સરકાર વીચાર ચલાવશે.

આ બાબતમા એટલું વળી જાણવા જોગ છે કે રસ્તા મરામત, ગામડામા પાણી પુરૂં પાડવાની યોજના વી૦ કેળવણી ખાતા સીવાયના બીજા ખરચ માટે લોકલ બોરડને સાતાલાખ રૂપીઆની જે ઠરાવેલી વર્ષીક ગ્રાન્ટ મળે છે, તે ઉપરાન્ત શહેર સુધરાઇ પાછળ ખરચવાને રૂ. ૯) લાખ શરૂઆતની ગ્રાન્ટ અને રૂ૦ ૧) લાખની વાર્ષિક ગ્રાન્ટ ઇન્ડીયા સરકારે આપી છે અને વળી એવુ ઠરાવ્યું છે કે જો મુંબઇ સરકારને એમ લાગે કે વ્યવહાર યોજના તૈયાર છે તો આમાની કોઇ પણ ગ્રાન્ટમો કેટલેક ઉપયોગ ગામડાની સુધરાઇ પર ખરચવામા પણ વાંધો નથી.

આ ઉપરથી એટલુ તો ખુલ્લુ છે કે વ્યવહાર યોજના મળી આવે તો આ બાબતમાં નાણાની જોગવાઇ કરતા અડચણ આવવાની નથી છતાં, એમ પણ ખુલ્લુ છે કે આ મહાની વસતીની મદદ વગર કામ બહુ ધીમુ ચાલવાનુ.

પાતાળ કુવા ફોડવા બાબત ઇ સ. ૧૯૧૨-૧૩ના ખેતીવાડી ખાતાના અધીકારીના રીપોરટમા નીચેની મતલબની નોંધો માલુમ પડે છે

મરે સાહેબની ખાતામાંથી બદલી થયા પછી તેમણે નવી જાતની પાતાળ કુવા ફોડવાની સાધ્ડી ( Boring machine ) શોધી કહાડી છે તે હાથે કે બળદની મદદ વડે ચાલે છે ખેતીવાડી ખાતાએ આ યત્રની બરાબર અજમાયસ લીધી છે, અને નાણાની જોગવાઇ થશે કે તુરત પોતાના હાલના ઓજારને બદલે તે મરે સાહેબની સાધ્ડી દાખલ કરવાની ઇચ્છા રાખે છે.

આ શોધ થવાથી દખણ અને સધર્ન મરાઠા મુલકમા પાતાળ કુવા ફોડવાની માગણી નીકળી આવી છે અને બનશે ત્યાં સુધી આ માગણી પુરી પાડવાને હંગામી ગોઠવણ કરવામા આવશે

આ શોધ થવાથી ખેતરોને પાણી પુરૂં પાડવાના કુવાની સખ્યામાં પણ ઘણો વધારો થશે એમ દેખાય છે.

હોવા જોઈએ. તેમજ તેની બરદાસી કરવાની ચેટક રાખવા વાળા હોવા જોઈએ. તેથી આ મુદ્દતની વાત એ છે જે ઢોરના માલીક તેના ઢોરની માવજતના સબંધની, ઉપર કહેલી સઘળી હકીકતો ઉપર જાતે પુરતું લક્ષ આપી ચોકશી રાખવી જોઈએ.

(૬) ઢોરની માંદગી—જ્યારે આપણને આપણું ઢોર માદુ પડેલું લાગે કે તરત તેને તપાસી તેની બીમારી કેવા પ્રકારની છે તે જોઈ તેને આરામ થાય તેવા ઉપચારો કરવા જોઈએ. આપણા લોકો સાધારણ રીતે સામાન્ય બીમારી ઓળખી શકે છે, ને તેના ઉપચારો પણ કેટલેક અંશે જાણે છે પરંતુ એ માહીતી હોવા છતાં બેદરકારી રાખી ઢોરની લેવંતી સારવાર કરતા નથી એ ઠીક નથી. હવે તો માનવંતી સરકારે ઢોરના ડાક્તરો રાખી એ સગવડ પણ કરી આપી છે; એટલે જરૂર પડે તેમને બતાવી દવા કરવી અને જોઈતી માવજત રાખવી જોઈએ.

(૭) વીઆવાના ઢોરની માવજત—ઉંડી ગયેલાં ઢોરને દાણા રૂપી ખોરાક આપણા લોકો આપતા નથી માટે વીઆવાની ગાય યા ભેંસને વીઆવાની આગમચથી થોડો ખોરાક આપવો શરૂ કરવો તેમજ વીઆવાના બે ત્રણ દીવસ આગમચ તેને બધા ઢોરો સાથે જવા ન દેતાં વાડામાં નાખી રાખવી અને વરસાદમાં પણ બને તો તેને એક બાજુએ થોડી ઘાસની પથારી કરી ઇલાયદી બાંધવી.

(૮) આવા ગાભણા ઢોરની પ્રસુતિ થયા બાદ તે ઢોરને ઓળ પડવામાં સહાય કરતી થઈ પડે એવા પદાર્થો જેવા કે ગોળ અસાળીયાની રાબડી પાવી વીગેરે આપણા લોક જાણે છે અને કરે છે. પરંતુ ઘણી ખરી વખત તરેહવાર ભુલો પણ જોવામાં આવે છે. જેવી કે વાછરડું જનમ્યા પછી ઠંડુ પાણી પાવું આગ લીલો ચારો નાખવો વીગેરે. તેમજ માતા અને બચ્ચાને બન્નેને ધોઈને સાફ કરવાની બેદરકારી—આ પ્રસુતા માતાનું પુઠું ગરમ પાણીથી—મેલી પડી ગયા બાદ—ધોઈ લુછીને તેલ કપુરના મીશ્રણનું પાછળા ભાગપર મર્દન કરવુ લાભકારક છે. તેમજ નાના બચ્ચાંને તેના નાળવાના ભાગો ગરમ પાણીથી ધોઈ લુછીને તે જગ્યાએ ઉપર પ્રમાણેના તેલ કપુરનું મીશ્રણ મર્દન કરવું.

(૯) નાના વાછરડાં પાળવાની માવજત—જ્યાં સુધી બચ્ચું ખાતાં શીખે ત્યાં સુધી તને તેની માના દુધપર જીવનનો આધાર છે. કેટલીક માતાએ એટલું બધું દુધ દે છે કે તે બધું કમ બચ્ચાને પચે એમ નથી માટે તેને પચતું ધાવવા દેવુ. તેમજ જ્યારે પંદરેક દીવસનું થાય અને કંઇક ખાવા શીખે એટલે તેને થોડું ખવડાવવું. અને ટંક ભરીર દુધ મળે એટલું આપણેમા નાખી ખવડાવવું. જરે દુધ દોહી લેવાના લોભને અગાઉ નાનું બચ્ચું ઘણી વખત ભુખમરાનો ભોગ થાય છે દુધ પુરતું પોષણ ન મળવાથી બેવસ કફાળ હાલતનું થાય છે. આથી નુકશાન તે ઢોરના માલીકનેજ થાય છે.

(૧૦) ઢોરની ઉછેર એટલે સારી જાતના, આગ રૂપ રંગના, સારા દેખાવ, જાનવર થવાને માટે પણ કેટલાક નિયમો જાળવવા જોઈએ. જેવા કે (અ) સાંઢીઆ પાડા ઉચ્ચ જાતિના હોવા જોઈએ અને તેનાથીજ ગાય યા ભેંસ ફેરાવવી હોવી જોઈએ (બ) સારી

ગાયોના ટોળામાં ગોધલાં યા આખલા રૂપી સાંઢ ન રાખવા. (૬) ધરડા સાંઢો પણ નકામાંજ ગણવા. સાંઢ ત્રણ વરસની ઉમ્મરથી તે આઠ વરસની ઉંમર સુધીના જ કામે ગણવા. બીજા સામાન્ય ગુણો નીચે પ્રમાણે હોવા જોઇએ. ઉંચાઇમાં મોટો, છાતીએ ભરાઉ, અને પહોળો, પાછળથી લાંબો અને ઘેરાવ વાળો, પગે મજબુત, આંખ તીવ્ર (ચપળ) ગરદન ટુંકી, વીગેરે. નાના વાછરડાંઓ કે જે સાંઢને મરે જોઇતાં લક્ષણો ધરાવે નહીં તેવાને એક વરસની ઉંમરે ખસી કરાવવા.

ઉપર પ્રમાણેની ઢોરની માવજત અને ઉછેરના સામાન્ય નિયમોની નોંધ લઇ હું આપણા દક્ષિણ ગુજરાતના ઢોરની ઓલાદ અને સ્થીતી વીશે વીવેચન કરીશ

આપણે ત્યાંની, ગાય, ભેંસો તળપદી, તરબદી જાતથી ઓળખાય છે, એટલે કે અહીંની પેદાશની ચાલી આવેલી ઓલાદ કાલાન્તરે જેમ જેમ ફેરફાર થતો ગયો તેમ તેમ જરૂર પડે તેમાં ઉત્તર ગુજરાત (નર્મદાની ઉત્તરે ઠેઠ કાઠીયાવડની હદ સુધીનો પ્રદેશ) માંથી ગાયો, ભેંસો અને બળદોનુ મિશ્રણ થતું ગયુ હાલ શુધ્ધ તળપદી ઓલાદ કેટલે અંશે રહી એ કહેવુ મુસ્કેલ થયું છે ઉત્તર ગુજરાત આપણી અડોઅડ આવેલો મુલક છે અને ત્યાંના જાનવરો સારી પ્રતિના હોવાથી પરીણામ કોઇ પણ રીતે નુકશાન કારક નથી આવી રીતે આપણે ત્યાં હાલ નીચેની વીગતના ઢોર છે

(૧) તળપદી ગાયો (૨) ગુજરાતી કાંકરેજી ગાયો. (૩) સોરઠી (ગીર) ગાયો. આ ઘણીજ જુજ સંખ્યામાં છે.

**ભેંસો**:-હવે આની ઓલાદો સંબંધે સયોગ એવો થયો કે તળપદી અને ગુજરાતી (Imported from Northern Gujarat) કહોને કહેવી એ સવાલ રૂપ છે. કારણ એમ છે કે આપણા ઉજળી પરજના ખેડુતો ભેંસો વધારે રાખે છે અને તે ખરી પણ અંશે ચરોતરથી લવાય છે હવે આપણે નામ જ આપી ઓળખ રાખવી હોય તો સુરતી-ગુજરાતી (Nomenclature) કહીએ

**બળદો**:—આમા નીચેની જાતો છે. (૧) તળપદા (તરબદા) (૨) ગુજરાતી કાંકરેજ (ઉત્તર ગુજરાતમાંથી આવેલા) (૩) સીંધીયા. (૪) માળવી (રતલામ તરફથી આવેલ) (૫) સોરઠી-ગીર આમાં છેલ્લા ત્રણ એટલે ત્રીજી ચોથી અને પાંચમી જાતના બળદો ઘણીજ થોડી સંખ્યામાં છે. કોઇ પણ દેશમાં ઢોરની ઓલાદ સારી હોવા ને અને થવાને માટે ત્યાં નીચે દર્શવેલી સવડતા હોવી જોઇએ.

(૧) મધ્યમસર વરસાદ. ૩૫ થી ૪૦ ઇંચ સુધી.
(૨) સપાટ ધરતી (રેતાળ વધુ અનુકુળ હોય છે)
(૩) ઘાસ ચારાની જમીનનું મ્હોટું પ્રમાણ
(૪) જમીન મ્હોટુંપ હોઇ ખાધ ખોરાકના સતા સારા તુનો.
(૫) જીવંત નદી-નાળા યા તળાવ.
(૬) સાધ મેટાં ઢાળો આપે એવાં ઝાડો

# સુરત સરકારી ખેતર પરના ચેઈન પમ્પનું ચિત્ર.




ના ૧ લોઢાનું ચક્કર કે જેને ફેરવવાથી સાંકળ ખેંચાવાથી પાણી નળીમાંથી નીકળે છે ના ૨. ચક્કર ફેરવવાના હાથા બે માણસો એક હાથા પકડી ચક્કર ફેરવે છે ના ૩ લોઢાની સાંકળ કહેવાય છે —આ સાંકળ નળીમા થઇ ચક્કર ઉપર જાય છે ના. ૪ પાણી પડવાનીપેટી જે લાકડાની હોય છે ના. ૫ લોઢાની નળી, જે પાંચ છંચ પહોળી હોય છે અને એની નીચેનો ભાગ પાણીમાં રહે છે. ના. ૬. પેટી (લાકડાની) આની ઉપર સમરતથા પાણી પડવાની પેટી રહે છે ના. ૭. લાકડાના બે લાકડા જે પાણીના કામ ઉપરમુકવામા આવે છે અને તેની ઉપર ના ૬ વાળી પેટી મુકવામા આવે છે. ના. ૮ પમ્પ.

આ ઉપરાંત ઢોર પાળી ઉછેરવાવાળી ખાસ જાતો જેવી કે રબારી, આહીર યા ગોવાળની તે દેશમાં વસતિ હોવી જોઇએ, આપણા દેશની સંસારિક, સામાજીક રીતીએ પ્રમાણે આ ઉપર કહેલી કોમો (જાતીઓ) નેજ ઢોરની ઉછેરને માટે પ્રભુએ સરજેલી હોય એમ છે અન્ય કોમોને એક નહીં તો બીજો અને બીજો નહીં તો ત્રીજો એવા ના ના પ્રકારના વાંધાઓ નડે છે આપણા દેશમા ઢોરની ઉછેર ઠરેલા નિયમ અનુસારતો છેજ નહીં, જે રીતીઓ છે તે પ્રિમિત્રિન રૂપમાજ છે

હવે આપણે દક્ષિણ ગુજરાતમા ઉપર બતાવેલા સાધનો ફક્ત આ ખાસ જાતની ગેરહાજરી-સીવાય બધા છે આમ હોવાથી પુર્વના વખતમા ગાયો ઉછેરવાનો ધંધો આ પણા કાળી લોકોમાજ પ્રચલીત હતો અનાવલા અને કણબી ખેડુતો ફક્ત ભેંસો પાળતા આવ્યા છે. આ બાબતમાં ધાર્મિક કારણના ઝર નીચે સબળ આર્થિક સબબ સમાયલો છે. કારણ કે ઉચ જાતના લોકો વાછરડાને ખસી કરાવવા એ કામને પાપ ગણે છે ગુજરાતી તેમજ સુરતી તળપદી ગાય એ થોડું દુધ આપનારું પ્રાણી છે ભેંસ એ ઘણું દુધ આપનાર જાનવર છે ગાય કોમળ અંગી પ્રાણી છે ભેંસ કઠણ છે.

ગાયને ઉમદા ખોરાક જોઇયે છે. ભેંસ જાડા પોચા ખોરાકથી નભે છે બાકી ગાય ઉત્તમ પ્રાણી છે, કામ દુધા છે. (અપુર્ણ)

---

## પાણી ચડાવવાનાં હાથથી કામ કરવાના

# ચેઈન પંપો.

આપણા દેશમાં વર્ષાદ જ્યારે ખેંચાયો હોય છે ત્યારે કયારીમાં ભાત વગેરે તુલોને પાણીની જરૂર પડે છે આવે વખતે લોકો ચપાશ અગર ટોપલીથી અગર સુપડેથી તળાવોમાથી અગર વહોળામાથી પાણી ચડાવી પીત કરે છે. કેટલીક વખત એવું બને છે કે પાણી ચાર છ ફીટ ઉંડુ હોય છે ત્યારે ખેડુતને લાચારીથી તુલને કરમાઇ જવા દેવું પડે છે. સબબ એટલાથી પાણી ખેંચવાનું આપણા દેશી ઓજારોમા સાધન નથી. આવે પ્રસગે ખસુસ કરીને અને ચપાશ વગેરેની જગ્યાએ પણ ચેઇન પંપોથી પાણી ખેંચવુ સુલભ અને સ્હેલું છે આ ચેઇન પંપો ૫ ફુટથી ૧૦ ફુટના માપના બની શકે છે અને તેની કીમત નીચે પ્રમાણે છે.

| ફુટ | કીમત | ઘતુ કામ | |
|---|---|---|---|
| | રૂ. આ. પા | દર કલાકે | |
| ૫ | ૪૫-૦-૦ | ૨૩૦૦ ગાલન | કાળજીવાન માણસો આથી બમણું પાણી કહાડી શકે છે |
| ૧૦ | ૬૦-૦-૦ | ૧૮૦૦ " | |

છ, સાત, વગેરે ફુટના ચેઇન પંપોની કીમતમાં પોઇપની કીંમતના જેટલોજ વધારો થાય છે અને કામ પ્રમાણસર થાય છે.

આ સાથેના ચીત્રમા આ ચેઇન પંપ બતાવ્યો તેમા તેના ભાગોની સમજ પણ છે અને પાણીની પુરે ગોઠવી કામ કરી શકાય છે.

હવે આપણે વાળ મુળ પોતાનું કામ કઇ સ્થિતીમાં ઉત્તમ રીતે કરી શકે તે તપાસીશું: અને આ નિરીક્ષણો ઉપરથી મુળને માટે કયા પ્રકારની ખરડાસ વ્યાજબી છે એ વિષે મન બાંધીશું અને એ જ્ઞાન આપણા પોતાના તથા બીજાના અનુભવ સાથે સરખાવીશું. પ્રથમ એક વાત ધ્યાનમાં રાખવી કે વાળ મુળ અને મુખ્ય મુળનાં બધાં નાના સેંકડ ચેતન્યવાળા હોય છે અને તેથી જીવનને ઉપયોગી દરેક વસ્તુની તેમને જરૂર છે. આ ગોલકો છોડના બીજે ભાગોનું પોષણ કરી શકવાને તન્દુરસ્ત હોવા જોઇએ ચેતન્યમય રહેવાને પ્રથમ પુષ્કળ સારી હવાની જરૂર છે. મુળને શ્વાસોચ્છાસની ખાસ જરૂર છે. કેટલાક એવા ઝાડ પણ છે કે જેઓ હમેશની ભીનાશવાળી જમીન કે જેના રજકણો ઘણા નજીક ગોઠવાયેલા હોય છે અને જેના રજકણો વચ્ચેની જગ્યા પાણીથી રોકાયેલી હોય છે તેવી જમીનને પણ અનુકુળ થયા છે આ ઝાડમાં મુળોને હવાપુરી પાડવા ખાસ વ્યવસ્થા કરવામાં આવેલી હોય છે વસઇ બંદરે કાદવના મોટા પ્રદેશમાં તીવર, ( એવીસેનીઆ આલ્બા અને એવીસેનીઆ ઓફીશીનેલીસ ) નામના ઘણા છોડ માલુમ પડે છે. એ છોડના મુળમાંથી એક અગત્યનો ભાગ જમીન બહાર ફુટી નીકળેલો હોય છે આ શ્વાસોચ્છાસ લેવા માટે મુળ છે. એ મુળ છિદ્રવાળા તત્વોનું બનેલું હોવાથી જેમ ડુબકી મારનાર માણસને બહારની હવાના સબંધમાં નળી વતી રાખી શકાય છે તેમ કાદવમાંના મુળ આ છીદ્રવાળા મુળ વડે બહારની હવાના સંબંધમાં રહે છે અને હવા લઇ શકે છે. આ દષ્ટાંત હવાની અગત્યતા બતાવી આપે છે. મુળને રહેવા લાયક જમીન એવી સ્થિતીમાં જોઇએ કે જેથી જમીનની તથા બહારની હવાની જવર અવર સારીરીતે થઇ શકે જમીનની અંદરની હવા તથા બહારની હવા એક સરખીજ હોતી નથી જમીનમાં ( ઓક્સીજન ) પ્રાણવાયુ હમેશાં સેન્દ્રિય પદાર્થ કહોવરાવવામાં વપરાય છે અને મુળ હમેશાં પ્રાણવાયુ લે છે અને બીજા વાયુઓ બહાર કાઢે છે, તેથી જમીનની હવામાં બહારની હવા કરતા પ્રાણવાયુ કમી હોય છે અને બીજા વાયુઓ વધારે પ્રમાણમાં હોય છે. હવે જમીનમાં હવાના પ્રાણવાયુની અવર-જવરનો આધાર કઇ બાબતોપર છે એ પ્રશ્ન ઉઠે છે:-હવાની અવર જવરનો આધાર મુખ્ય બે બાબતો પર છે:

1. જમીનના રજકણોનું કદ અને તેમનો એક બીજા સાથેનો સંબંધ
2. જમીનમાં રહેલા પાણીનું પ્રમાણ.

પહેલી બાબતને લીધે જો જમીન સખત હોય અને ભરોડાં (ફાટ) પડે તેવી હોય તો જો કે તેના મોટાં ભરોડામાં હવા દાખલ થાય તો પણ મોટા રોડાની અંદરના ભાગમાં હવા પુરતી દાખલ થઇ શકે નહિ. બારીક રજકણોવાળી જમીન પાણીથી ભીંજાયા પછી ઘટ થાય છે અને તેમાં ઉપર મુજબ ભરોડાં પડે છે. મોટા રજકણવાળી જમીનમાં જલદી ભરોડાં પડતા નથી. જો આપણે ફળઝાડ લાયક જમીનની ઉત્તમ સ્થિતીને પાણીમાં બોળી બરોબર નીચોવી નાખેલી વાદળી સાથે સરખાવીયે તો બીજી બાબત સ્પષ્ટ સમજાશે. વાદળીનો દરેક ભાગ પાણીથી ભીનો હોય છે તેમ છતાં હવાવાળો હોય છે. ફળઝાડપર અતીશય પાણી પાવાથી જે ખરાબ અસર થાય છે.—

૧. રજકણોમાના જે ખાલી ભાગો હવાથી ભરાવા જોઇયે તે પાણીથી ભરાય છે.

૨. જમીન સખ્ત થાય છે ને તેમાં ભરોડાં પડે છે અને જો ચોખ્ખી માટી વધારે પ્રમાણમાં હોય તો ખાસ કરીને જમીન એવી ઘટ થાય છે કે જેથી પાણી અંદર પ્રવેશ કરી શકે નહિ. એક વાત ખાસ ધ્યાનમા રાખવા જેવી છે કે છોડના મુળ જમીનના રજકણોની વચ્ચેના છિદ્રોમાં રહેલું પાણી ચુસતાં નથી પણ વધારેનું પાણી પચી ગયા પછી જે પાણી રજકણોની આજુબાજુ વળગેલું રહે છે તે ચુસે છે આ ઉપરથી ફળ ઝાડના બાગ માટે અંતરભુમી કેવી જોઇએ તેની સુચના આપણને મળે છે. તે એવી જોઇએ કે પાણી એકદમ પચી જવું જોઇએ. આંબાના ઝાડ ગોવા તથા રત્નાગીરીમા સારાં થાય છે તેનું એક કારણ છિદ્રવાળી રાતી ગોરાડુ (લેટરાઇટમાથી બનેલી) જમીનજ છે પત્થરવાળા અથવા લેટરાઇટ અંતરભુમી વધારાનું પાણી એકદમ પચવી દે છે જો અંતરભુમી માટીવાળી હોય તો પાણી ભરાઇ રહે છે. આ ઉપરથી આપણને વ્યવહારીક ઉપયોગી બે બાબતો મળી છે, ફળ ઝાડ માટે જમીન પસંદ કરવામાં સપાટીની જમીન, હવાની જવરઅવર વાળી અને અંતર ભુમી, વધારેનું પાણી પચી જાય એવી પસંદ કરવી જોઇયે. જો જમીનની સપાટીની તથા અંતરભુમીની સ્થીતી ઉપર કહી તેવી ન હોય તો પણ આપણે ખાસ કેળવણીથી, કેટલે અંશે, જોઇએ તેવી સ્થીતીમા જમીનને લાવી શકીએ. સપાટીની જમીન આપણે સારી ખેડ તથા ખાતરથી સુધારી શકીએ. સુકી રેતાળ જમીનને મોટા જથ્થાવાળું ખાતર જેવું કે છાણ કચરાનુ ખાતર વધારે જરૂરનું છે અને જમીનની એક કે જાત એવી નથી કે જેને લીલા ખાતરથી ફાયદો ન થાય આ સેન્દ્રિય ખાતર જમીનના રજકણોને ઓછા વત્તા ઘટ કરે છે અને જમીનની પાણી ચુસી રાખવાની શક્તિ વધારે છે. વળી તે જમીનના છોડ પોષક તત્વોમાં પણ વધારો કરે છે. છોડ રોપતા પહેલાં તેમજ પછી ખેડની પણ જરૂર છે. છોડ રોપતા પહેલા ઉંડીને સારી ખેડ કરવા કરતા બીજા કામમાં વખત, પૈસા ને મજુરીનો વધારે સદઉપયોગ થઇ શકે નહિ પડતર જમીન ઝાડ રોપતાં પહેલાં એક વરસ અગાઉથી ખેડવી જોઇએ. અને તે દરમીયાન બીજો કોઇ ફાયદાકારક પાક કે જેથી નીંદામણ કમી થાય અને જમીન પોચી રહે તેવો લેવો જોઇએ. પણ જે જગ્યાએ ઝાડના ખાડા કરવાના હોય ત્યા ઝાડના રોપ રોપતા પહેલા ચાર મહિના કંઇ પાક લેવો નહિં. ખાડાને તથા નીચેથી કાઢેલી જમીનને હવા ઉજાશમા રાખવાં.

જો અંતરભુમીમા પાણી પચતુ ન હોય તો પાણીને જવાને માટે નીક કાઢવી જો તેમ કરવામાં ન આવે તો અતીશય પાણી આપવાથી જમીનને ઘણું નુકશાન થાય છે. નારંગીના ઝાડનાં મુળ કહોવાય છે અને ઝાડ ધીમે ધીમે સુકાય છે. વળી પાણી ઉપર આવે છે તેથી નીચેના ખાર ઉપર લાવે છે અને જમીનને ખારવાળી બનાવી ફળ ઝાડ, માટે ના લાયક કરે છે. આવી સ્થીતીનો દાખલો અમારી જાણમા થોડા વખતપર આવેલ છે. વાડીના કેટલાંક નારંગીનાં ઝાડનાં પાંદડાં પીળાં થયાં હતાં અને ઝાડનાં ડાળા સુકાતાં હતાં. આવા ઝાડ બાગમાં અહિં તહિં જ્યાં ત્યાં હતાં આ જગ્યાઓમાં ઝાડના થડ આગળની જમીનમાં (ક્યારામાં) ખાર જમીનમા થનારા પાણી પોચા નીંદામણના છોડ ઘણા હતા. બાગના કુવાનું પાણી ખારૂ ન હોતુ તેમજ તેને આપેલું ખાતર પણ એવુ

નહોતું કે જેથી બાગની આવી સ્થીતી થાય. આવા સુકાતા ઝાડ નજીકની જમીનનાં પ્રથંકરણમાં ખરનુ પ્રમાણ ઘણુ માલુમ પડ્યુ જે રોગનુ મુખ્ય કારણ પણી નહિં પણ ખારાશ સપાટીની જમીનમા વધી ગયેલા ખારજ હતા. રોગી બાગમાં થોડે થોડે અંતરે સાંકડી નીકો ખોદી પાણીને બાગની બહાર કાઢવું એજ આવી બાબતમાં ખરો ઉપાય છે.

એક બીજી જગ્યાએ જમીન ઉપર મોટાં સફેદ ધાબા માલુમ પડ્યા હતા તે ધાબાં પાસેના છોડ નીચા અને રોગી દેખાતા હતા કુવાના પાણીમાં ઘણો ખાર હતો તોપણ ખાર એટલો બધો ન હોતો કે જેથી જો પાણી જમીનમાં નીચે ઉતરી જતું હોત તો છોડને નુકશાન થાત. જમીન ઉંડી ખોદી પાછી ભરવાથી બાગની સ્થિતી ઘણી સુધરી હતી. આ બાબતમા અસલ જમીનનો ખાર ન હોતો પણ કુવાનું પાણી નીચે નહિં ઉતરી જવાથી તેનો ખાર એકઠો થયો હતો નીચેના ખાર ઉપર આવતા અટકાવવાને ક્યારાંમાં ઘાસ તથા ઝાડનાં પાન પાથરવા કે જેથી જમીનમાંથી હવામા ઉડી જતું પાણી ઘણું કમી થાય છે, જમીનમાં ચીરા પડતા બંધ થાય છે, નીંદામણ ઓછું થાય છે અને મુળને વધારે ગરમી લાગતી નથી આ રીતે ગણેશખીંડના વનસ્પતિ શાસ્ત્રના બાગમાં (બોટેનિકલ ગાર્ડનમાં) ત્રણ ચાર વરસથી ઘણું સારું પરિણામ આવ્યુ છે આ રીત આંબા, ચીકુ, સીતાફળ, રાયણ, કેળ, કોફી અને કોકો વગેરેના નાના છોડ માટે વપરાય છે

ઝાડના મુળને હવા પુરી પાડવા માટે ઝાડ નજીકની જમીન વારંવાર ખોદવી પાણી આપ્યા પછી ત્રણ ચાર દહાડે ખરપડી કે કોદાળી વતી જમીનમાં ઉખેડ પાડવો, અને ઉપરની જમીન બારીક કરવી કે જેથી તે પોલા ઢાંકણ (પોરસમલ્ચ) તરીકે ઉપયોગી થાય, આ કામ પંજેગીથી સારું થય છે

ઝાડ નીચે ઉગતા નકામાં છોડથી ઝાડના મુળને ઘણું નુકસાન થય છે નીંદામણના મુળ જગ્યા રોકી, ઝાડના મુળની આડે આવે છે ઝાડને ઘણું ઉપયોગી જે પાણી તે નીંદામણ ચુસી લે છે જમીનનું ઉપરનું પડ નીંદામણ રોકી લે છે અને એવા વાયુઓ તેના મુળમાંથી કાઢે છે કે જેથી જમીનની હવા ઝાડના મુળ માટે ઝેરી થાય છે જો વારંવાર આ જમીનને ખોદવામાં આવે, તો નીંદામણ થતુ નથી, ગણેશખીંડ ગાર્ડનમાં, આંબા વાડીઆમાં અને નારંગીના બાગમાં ત્રણ જગ્યાએ અને નજીકની એક્સપેરીમેન્ટલ વાડીમાં એક ફુટ ઉંડી જમીન ખોદવાથી ઘણો ફાયદો થયો છે અને ઝાડની ફુટ વધી છે તથા બાગના નારંગીના ઝાડ ઉપર ખોદવાથી તથા બીજી સારવારથી ઘણાં ફળ આવ્યા છે મજુર ખોદતી વખતે મુળ કાપે નહી તે ધ્યાનમા રાખવાનું છે નીંદામણનો સવાલ ફળ ઝાડ વચ્ચે લેવાતા પાક વીશે વીચાર કરાવે છે કે જેને ઉપરના બધા સિદ્ધાંતો લાગુ પડે છે પેટા પાકોએ મુખ્ય પાકના મુળના હવા પાણીના આવરામાં હરકત કરવી જોઈએ નહી સજ્જડ વવાતા પાકો જેવા કે ઘાસ, બાજરી, જુવાર વગેરે પાકો પેટા પાક તરીકે લઈ શકાયજ નહી તેમ છતા આંબાના ઝાડ વચ્ચે કઇ પણ દેખીતા નુકસાન વગર જુવાર વવાય છે પણ આ ઝાડ મોટાં જુનાં અને છુટાં છુટાં હતા જો કે તેમના મુળ જમીનમાં ઉંડા હોવાથી આ પેટા પાકથી કઇ ખાસ

નુકશાન થઇ શકે તેમ ન હોઇ, તેમ છતા ઉપરનો સીધ્ધાંત બદલાતો નથી. કોંકણમાં કેટલા ક ભાગમા આબાવાડીયમા ડાંગરનુ વાવેતર થાય છે પણ તે આંબાના મુળની તન્દુરસ્તીને નુકશાન કારક છે કારણ આંબો પાણીમા થઇ શકતો નથી, જ્યારે ઝાડ નાનાં હોય ત્યારે રીંગણાં, કાંદા, મરચી વગેરે પાક કે જે સજ્જડ રોપાતા નથી તેવા પેટા પાકો લઇ શકા ય પણ તે પાકો ઝાડ નજીક રોપવા જોઇએ નહી ઝાડની ડાળીઓના ફેલાવા જેટલી જમીન દરેક ઝાડના થડની દરેક બાજુએ ચોખ્ખી રાખવી જોઇએ.

ધારો કે આપણે ૫૦ ૫૦ ફુટને અંતરે ઝાડ રોપ્યાં અને ઝાડનો ઘેરાવો ધારોકે બે ફુટ છે, તો આપણે ત્રણ ફુટ વ્યાસના ઘેરાવા જેટલી જમીન દરેક ઝાડની બાજુબાજુએ ચો ખ્ખી રાખવી અને કઇ પેટા પાક લેવો નહી. નાના ઝાડનો ઘેરાવો લગભગ તેના મુળના ફેલાવા જેટલો હોય છે. જેમ જેમ ઝાડ મોટા થતા જાય છે તેમ તેમ ઝાડનો ઘેરાવો વધે છે અને તેથી પેટા પાક લેવાને માટે જમીન થોડી થતી જાય છે કે છેવટે જ્યારે ઝાડ એક બીજાને અડે છે ત્યારે બીલકુલ રહેતી નથી. પેટા પાક ઝાડ કરતા નીચા જોઇએ કારણ જો ઝાડને પેટા પાકની છાયા લાગે તો તે લાંબા ટાંટેલ વધી જાય છે. જ્યારે પેટા પાક કાઢી લેવામાં આવે છે ત્યારે આ ઝાડનાં થડ એકલાંજ રહેવાથી નબળાં અને નકામા પડે છે. (અપુર્ણ.)

# આયર્લાંડની ખેતીવાડીમાં થયેલો સુધારો.

## મુંબઇ ઇલાકાને તેવો પ્રગતીમાન બનાવવાની શુભ હીલચાલ.



મુંબઇ ઇલાકામાં આયર્લાંડના જેવી રચના કરવા આપણા ઇલાકાના કામ ચલાઉ ડાયરેક્ટર ઓફ એગ્રીકલચર મી૦ સ્માર્ટે સને ૧૯૧૩ ના સપ્ટેમ્બર માસમાં નામદાર ગવર્નર લોર્ડ વીલીંગ્ડનના પ્રમુખપણા હેઠળ ખેતીવાડી સંબંધીનું કોન્ફરન્સ પુનામાં મળ્યું હતું તે વેળાએ આયર્લાંડના ખેતીવાડી ખાતા તરફથી ત્યાંની ખેતીવાડીમાં સુધારો વધારો કરવા જે બંધારણ કરવામાં આવેલું છે તે મુંબઇ ઇલાકાની સ્થીતીને લાગુ કરવાની યોજનાનો નીબંધ વાંચ્યો હતો, તેનો સાર અત્રે રજુ કરીશું.

મી૦ સ્માર્ટ પોતાનો નીબંધ શરૂ કરતાંજ કહે છે કે લોકો કહેશે કે આયર્લાંડને મુંબઇ ઇલાકા સાથે શું લાગતું વળગતું છે? ત્યાંની સ્થીતી અને કેમ લાગુ પાડી શકા શે? પરંતુ એ સવાલ ધ્યાનમાં રાખીનેજ તેઓ કહે છે કે મેં આ વીષય હાથ ધર્યો છે. આયર્લાંડના મશહુર હુન્નરના શાળા ખાતાએ સને ૧૯૦૦ માં ડાંબિન્દી ઇક્ઝિબીશન (અત્રે,

ઓની યાદી તૈયાર કરે છે પેટા કમીટીઓ તેમાંથી પોતાને રૂચતા કામો પસંદ કરે છે. યોજનાનો ખરડો ખેતીવાડી ખાતાની બોર્ડ આગળ ઓગસ્ટ માસમા રજુ કરવામા આવે છે તથા સરકારમાંથી નાણાની કેટલી મદદ જોઇશે તે બતાવવામા આવે છે કાઉન્ટી કાઉન્સીલનો અનુભવ લેવા મી૦ સ્માર્ટ ટીપરેરીની કમીટીમા ગયા હતા. તેના ૨૯ મેમ્બરો છે. કમીટીએ એક કાયમનો સેક્રેટરી રાખેલો છે તેના હાથ નીચે એક એસીસ્ટંટ છે બાગાયત, મરઘા બતકા વગેરેનું શીક્ષણ આપવા એક એક ફરતા શીક્ષક રાખેલા છે

ખેતીવાડીના ઉચા જ્ઞાનનું શીક્ષણ આપવામાં મુંબઇ ઇલાકો આયર્લાંડથી પછાત નથી, ખેતીવાડી સબંધીનુ શીક્ષણ દેશી ભાષામાં આપવાની નીશાળો ઉઘડતી જાય છે, એટલે આપણે તે બાબતમાં આયર્લાંડની બરોબરી થોડા વખતમા કરી શકીશુ આપણે સરકારી ખેતરો તથા તેના કામદારોની બાબતમા સારી સ્થીતી ધરાવીયે છીએ પરંતુ જીલ્લાઓની અંદર ખેડુતોની સાથે મળી મીસલીને કામ કરવાની બાબતમા આપણે આયર્લાંડથી ઘણું પછાત છીએ આયરલાંડમા સરકારને જે જે મુશ્કેલીઓ નડી હતી તે આપણુથી કાંઇ ઓછી હતી નહીં ત્યાંના રીપોર્ટમાથી એક ફકરો મી૦ સ્માર્ટ ટાંકી બતાવે છે કે —

" ખેડુતના છોકરાઓની પોતાના ધંધામાથી દુર ખસી જવાની વૃત્તી ખેતીવાડીનુ શીક્ષણ આપવાની યોજના ઘડતી વખતે ધ્યાનપર લેવા જેવી છે હાલનુ તેઓનુ શીક્ષણ તેઓને બીજા ધંધા માટે લાયક બનાવે છે ખેડુતોને નીશાળે બેસાડી શીક્ષણ આપવાનુ બની શકે તેમ નથી એ માટે ફરતા શીક્ષકો રાખવાની જરૂર છે તેઓ ગામના ખેડુતોને એકઠા કરી ખેતીવાડી સબંધી ઉત્તમ જ્ઞાન વાતો કરીને તેઓની શંકાઓ ટાળીને આપે. આ રલાંડના ખેડુતોની સ્થીતી સારી નથી ઘણીવાર છોકરા ખેતી છોડી દે છે એક બે ખેડુત પાસે ખેતીની જમીન થોડી હોય છે ખેડુતોની નાણા સબંધી સ્થીતી સારી હોતી નથી ખે તી શાખ તો ત્યા છેજ નહી. ખેડુતો એવું સમજી બેઠા છે કે ખેતીમા કાંઇ સુધારો થશે તો સરકાર ધારો વધારશે, આ હકીકતથી માલમ પડશે કે ખેતીવાડી ખાતાનુ કામ કેટલુ મુશ્કેલ છે."

શુ આ શબ્દો આપણે માટેજ લખ્યા નહી હોય ! શું આપણને તે પૂરેપુરા અત્રે લાગુ પડતા નથી ! જો આમ હોય તો આયર્લાંડ જે રીતે સુધારો વધારો કરી શક્યુ છે તે રીત આપણે પકડીએ તો શુ આપણે અગાડી નહિ જઇ શકીશુ ?

મી૦ સ્માર્ટ કહે છે કે મારી સુચના એવી છે કે ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડને રૂપીઆ એક આનાને એક પાઇ વસુલ કરવાની સત્તા આપવી કમીટીમા કેટલાક ડીસ્ટ્રીક્ટ બોર્ડના મેમ્બરો હોય કેટલાક તાલુકા બોર્ડના હોય અને થોડાક કલેક્ટરના નીમેલા હોય ડીસ્ટ્રીક્ટ બોર્ડ એક પાઇ પ્રમાણે જેટલા રૂપીઆ એકઠા કરે તેનો અરધો ભાગ કે બે ત્રીયાંસ ભાગ સરકારે આપવો. જીલ્લાના ડીસ્ટ્રીક્ટ એગ્રીકલ્ચરલ ઓવરસીયરનો પગાર સરકારે જુદો આપવો. સરકારે આપેલી મદદ અને ડીસ્ટ્રીક્ટ બોર્ડે એકઠા કરેલા નાણાં જીલ્લાના ખેતીવાડીના સુધારા વધારામાજ ખરચવા. મુંબઇ ઇલાકામા ૧૫ જીલ્લા છે તે પૈકી ૧૦ જીલ્લા આ કામ ઉપાડી લેવા તૈયાર થાય તો પછી ઇલાકા માટે ખેતીવાડીની

આવે તે ઉપલાં ખેતરની ચોમાસામાં દેખરેખ રાખે ચોમાસા પછી ડીસેમ્બરથી મેહ્‌માં સમા કેટલેક અધ્ય સ્થળે ખેતીવાડી તથા હીશબ કીતાબ શીખવા સારૂ ચઉદ ચઉદ દીવસના કલાસ તેના તાબામે સોંપવામાં આવે હાલમા ગામડાની નીશાળોમાં વાચન અને લેખાથી વીશેષ થોડુંકજ શીખવવામા આવે છે. તેવે વખતે ખેડુતોના છોકરાઓને આ કલાસો ઘણા ઉપયોગી થઇ પડશે ગામડાની નીશાળના જે શીક્ષકોને ખેતીવાડીનુ જ્ઞાન હશે તેઓને કાંઇક મુસારામા વધારો આપી રાતના ખેડુતોને સારો ખેતીના નીયમો શીખવવા સારૂ પણ રાખી શકાય ઉપર બતાવેલા ડીગ્રી મેળવેલા માણસોના તાબામા પ્રત વાર એક કે આસીસટન્ટ રાખવામાં પણ આવે આ માણસોને એવી રીતે આસા બનાવી અપાય કે તે ખેતીવાડીને લગતી ઘણી ખરી ચીજો લઇને ગામડામા ફરી દેખાડી તેની પ્રત્યક્ષ માહીતી આપી શકે. મી૦ સ્માર્ટે ઉવટે. એક સારા જીલ્લામાં આ બધા કામો માટે લગભગ રૂ૦ ૨૩ હજાર ખરચ થાય તેવો અન્દાજ આપેલો છે આયર્લાન્ડમાં આવી યોજનાથી પુરકલ લાભ થયા છે. તેવા લાભ મેળવવા મી૦ સ્માર્ટ કહે છે કે મારા વીચારને પુષ્ટી મળશે, તો તેનું ઘણું વજન પડશે. મી૦ સ્મોરટના આ વીચારો પુનાની કોન્ફરન્સે મંજુર કર્યા હતા તે ઉપરથી ના૦ સરકારે જે પ્રેસનોટ કહાડી છે તે આ નીચે આપીએ છીએ.

---

# ઉપલી યોજના સંબંધી મુંબઈ સરકારની યાદી.

સને ૧૯૧૩ ના સપ્ટેમ્બર મહિનામાં પુનામા ભરાએલી એગ્રિકલચરલ કોન્ફરન્સ (ખેતીવાડી સબંધી પરિષદ) મા તે વખતના ડીરેકટર ઓફ એગ્રીકલ્ચર મી૦ ડબલ્યુ. ડબલ્યુ સ્માર્ટ, આઇ. સી. એસ. એમણે, "આયર્લાંડમાં ખેતીવાડીના ખાતાએ કરેલી ખેતીની વ્યવસ્થા અને મુંબઇ ઇલાકાની,સ્થીતીને તે કેમ લાગુ પાડવી" એ વીષય ઉપર એક નિબંધ વાંચ્યો હતો તેણે કહ્યું, કે પહેલા (સામાન્ય) સ્થીતીની તપાસ કરીને સને ૧૯૦૦ મા કામ શરૂ કરવામા આવ્યુ હતું આ તપાસ કર્યા પછી એવા અનુમાનો કાઢવામાં આવ્યા હતા કે (૧) લોકોની પછાત સ્થીતીને લીધે અને પોતાની જમીન છોડવા માટે નાના જમીનદારની નાખુશીને લીધે, ખેતીવાડી સંબધી કેળવણીના અતિ વીસ્તૃત અથ પ્રમાણેના કેળવણીની એક કાયમની અને બહોળા સ્વરૂપની યોજના ઘડવાની જરૂર છે, (૨) ખેતીવાડીની ખીલવણી કરવામાં સ્થાનિક અધીકારીઓને મદદ કરવા સદરહુ ખાતાએ બની શકે તેટલે સુધી પોતાના ફંડનો મોટો ભાગ બક્ષિસ તરીકે આપવો અને (૩) સમતોલપણું જાળવી રાખવા માટે સદરહુ ખાતાએ એકસરખા ધોરણની પ કૃતિ રાખીને સ્થાનિક અધિકારીઓને માર્ગ દર્શાવવો. તે ઉપરથી એક આકટ પસાર કરીને ૩૬ કાઉન્ટી કૌંસિલોને ખેતીવાડીની જમીન ઉપર પોતાની મરજી પડે તો કર નાંખવા

નો અધિકાર આપવામાં આવ્યો એટલું તો નોંધ લેવા લાયક છે કે જેથી સદરહુ કર નાખવાનું ફરજીઆત નહોતું તો પણ આપણા દેશની દરેક કૌંસિલે સદરહુ આકટ પસાર થયાના બીજા વરસ પછી સદરહુ કર નાંખ્યો છે આવી રીતે એકઠી કરેલી રકમમાં ખેતીવાડીનું ખાતું તેના જેટલી અથવા કોઇ કોઇ પ્રસંગે તેનાથી વધારે રકમ ઉમેરે છે એવી રીતે ભેગા થએલા ફંડનો વહીવટ દરેક કૌંસિલે નીમેલી તેના પોતાના મેમ્બરોની તથા બીજા શખ્સોની (બહોળી) કમીટી ચલાવે છે આ કમીટીઓ ખેતીવાડીના ખાતા સાથે છુટથી મસલત ચલાવે છે, અને દરેક ના કાર્યક્રમના સંબંધમાં કાંઇપણું તકરાર થાય તો સદરહુ કમીટીઓ કૌંસીલ ઓફ એગ્રિકલ્ચર (ખેતીવાડીની કૌંસીલ) જે આ કામ માટે ખાસ નીમવામાં આવેલી હોય છે અને સદરહુ ખાતું જો લોકમત તરફ બેદરકારી બતાવે તો જેને જવાબ આપવાને બંધાયલું છે તેના ઉપર લખાણ કરવાનો હક્ક ધરાવે છે.

કાઉન્ટી કૌંસીલોના અનુવર્તન માટે સદરહુ ખાતાએ ઘડી કાઢેલી ચોક્કસ યોજનાઓ પ્રમાણે તે કૌંસીલોએ કામ કરવાનું હોય છે. તેમને સદરહુ યોજનામાંથી ગમે તે એક કે વધારે યોજના પસંદ કરવાનો અધીકાર છે, પરંતુ તે યોજનાઓની બહાર તેઓ પૈસા ખરચી શકતી નથી આ યોજનાઓ બહોળા પ્રકારની હોય છે અને તેમાં, ઢોરો અને બીજા જાનાવરોને ઉછેરવામાં, સુધારા કરવા, ખેતીવાડી સંબંધી વિષયોમાં ફરતા માણસો મારફત ઉપદેશ આપવો, ઝુંપડાં અને વાડીઓ માટે ઇનામો આપવા, જીવતા પ્રાણીઓના પ્રદર્શન માટે શાળો આપવો, ખાતર અને બીઆ વડે ખેતરમાં પ્રયોગો કરવા અને દ્રષ્ટાંત સાધનો આપણો આપવા, મરઘાં બતકાં પાળવા અને વેચવા બાબત શીક્ષણ આપવું, તથા મધપુડા જમાવવાનું અને ઘેર માખણ બનાવવાનું શિક્ષણ આપવું, વગેરેનો સમાવેશ થાય છે.

૨. સદરહુ યોજના આયર્લાન્ડમાં બહુજ ઉત્તમ રીતે ચાલી છે, અને તે દેશની સ્થિતી ઘણી બાબતોમાં મુંબઇ ઇલાકાની સ્થિતીના જેવી છે એમ બતાવી આપ્યા પછી મી. રમાણે સૂચના કરી કે તેવી જાતની યોજના આ ઇલાકામાં દાખલ કરવી જોઇએ. તેની સુચનાએ એક વજનદાર સબ-કમીટીને હવાલે કરવામાં આવી અને આ સબ-કમીટીએ કરેલી ભલામણો ઉપર સંપુર્ણ રીતે વાદવિવાદ ચલાવ્યા પછી કોન્ફરન્સે તે એક મતે સ્વીકારી સદરહુ ભલામણો ટુંકમાં નીચે પ્રમાણે છે. એક કાયદો પસાર કરીને જીલ્લા લોકલ બોર્ડોને તેમની મરજી પ્રમાણે જમીન મહેસુલ ઉપર દર રૂપિયે એક પાઇનો અથવા તેમ નહી તો બાર વરસમાં એકજ વખત રૂપીએ એક આનાનો ખેતીવાડીનો દર ઊઘરાવવાનો અધીકાર આપવો. તેજ કાયદાની રૂએ, સદરહુ દરથી ઉપજેલી રકમ જેટલી રકમ આપવા સરકારે બંધાવું જોઇએ. આવી રીતે એકઠું થએલું ફંડ એક એગ્રિકલ્ચરલ કમીટીને સોંપવું અને તે કમીટીનું બંધારણ નીચે પ્રમાણેનું રાખવું:—

દરેક તાલુકા લોકલ બોર્ડ પોતાના મેમ્બરોમાંથી એક મેમ્બર ચુંટી કહાડશે આવી રીતે તાલુકા લોકલ બોર્ડોએ ચુંટી કાઢેલા મેમ્બરો જેટલા મેમ્બરો જીલ્લા લોકલ બોર્ડે પોતાના મેમ્બરોમાંથી ચુંટી કહાડવા, અને ખેતીવાડીની બાબતમાં ખાસ ઉલટ ધરાવનારા ઓમાંથી તેટલાજ માણસોને કલેક્ટરે નીમવા.

એવી રીતે થએલી એગ્રિકલ્ચરલ કમીટીએ સદરહુ એકઠું થએલું ફંડ ખેતીવાડીના ખાતાએ પસંદ કરેલી યોજનાઓના વાપરવુ જોઈએ, પરન્તુ તે સીવાયની બાબતમાં તે ફંડ ઉપર તેનો સંપુર્ણ કાબુ હોવો જોઈએ છેવટે તળ ઇલાકાના ૧૯ જીલ્લાઓમાંથી ૧૦ જીલ્લાઓ જ્યારે કમીટીઓ કરે ત્યારે, આખરીશ ધોરણ ઉપર એક કોંસિલ ઓફ એગ્રિકલ્ચર સ્થાપવી.

૩. ગવર્નર ઇન કોંસિલ કબુલ કરે છે કે સદરહુ યોજના દાખલ કરવામાં આવે તો તે ખેતીવાડીને લગતી કેળવણી તથા સુધારાઓનો ફેલાવો કરવા માટેની એક અપુર્ણ સંયોજના પુરી પાડશે એનો મુખ્ય ફાયદો એ છે કે તેમા લોકોનું સહકારીપણુ મેળવવાનો પ્રયત્ન થાય છે ખેતીવાડીના અમલદાર મંડળમાં ગમે તેટલો વધારો કરવામાં આવે તોપણ તેવાં પરીણામ આવી શકશે નહી, કારણ કે તે પ્રયત્ન તો આર્થીક સ્થિતી સુધારીને સદરહુ સવાલનું નીરાકરણ કરવાના પ્રયત્નને બદલે તેનાથી ઉંધી રીતનો થશે તેવીજ રીતે ખેતીવાડીની એસોસીએશનો નોકર મંડળ અને ફંડની ખામીને લીધે કાંઇપણ પદ્ધતીસર કામ કરવા અશક્તિમાન નીવડી છે પરંતુ તેજ વખતે આગલુ તો બરાબર સમજવુ જોઇએ કે સદરહુ યોજનાથી કરમાં વધારો કરવો પડશે આ વધારો કાંઇ મોટો નથી, કારણ કે હાલના લોકલ ફંડ સેસનો ૧/૧૨ છે, અને લોકલ ફંડ સેસ જમીન મહેસુલના ધારા ૧/૧૬ છે. જ્યારે અત્યંત સ્થાનીક હીતની બાબતો માટે નાણા માગવામાં આવે છે ત્યારે તે ખુશીથી મળી છે એ હવે અજાણ્યું નથી સદરહુ કોન્ફરન્સમાં એક વકતાએ, સ્થાનીક કેળવણીના અર્થે સારૂ પુર્વ ખાનદેશમાં જમીન મહેસુલના દર રૂપીઆ દીઠ ૩, ૪, અને ૮ આનાનો ફાળો આપવા આગળ આવેલા માણસોના દાખલા આપ્યા હતા, અને માત્ર ચોપડા તાલુકામાંથી ૪૦,૦૦૦ ખરેખર ભરાયા હતા વળી જે મી રમારટની યોજના અમલમાં મુકાય તો લોકલ ફંડ સેસ તરીકે જમીન મહેસુલના દર રૂપીઆ દીઠ ૧૨ પાઇને બદલે ૧૩ આપવા અમે ખુશી છીએ એવી મતલબની અરજીઓ થાણા અને કોલાબા જીલ્લાના ખેડુતો તરફથી મળી ચુકી છે. તેમ છતાં પણ લાગતાવળગતા સઘળા માણસો તરફથીના અભીપ્રાયો, અને તેટલા બહોળા પ્રમાણમા મેળવવા માટે પહેલા પ્રયત્ન કર્યા સીવાય ખેતીવાડીનો કર નાખીને કર વધારવાનો અધીકાર લોકલ બોર્ડને આપવા નામદાર ગવર્નર ઇન કોંસીલ ખુશી નથી, સબબ સદરહુ બાબત ચર્ચા અને વીવેચન કરવાનું સઘળા લોકોને કહેવામા આવે છે

* * * *

ઉપલી યાદીમાં નરકારે જે અભીપ્રાયો માગ્યા છે તે ગામના પટેલો, તાલુકા લોકલ બોર્ડના મેમ્બરો, તાલુકા ખેતીવાડી મંડળના મેમ્બરો વગેરે લાગતા વળગતાઓ સાથે વીચાર કરી સરકારી મદદનો લાભ લઇ પોતની ખેતી વાડીમાં સુધારો વધારો કરવા પોતાના યોગ્ય અભીપ્રાયો જણાવશે રૈયત-પ્રજાના મંદભાગ્યે મી. રમાર્ટ સાહેબની યોજના જલદી અમલમાં મુકાય તો આયર્લાન્ડની માફક મુંબઇ ઇલાકાના ખેડુતોના સ્થિતી જલદી સુધરવાનો ઘણો સંભવ દેખાય છે. દેશની મુખ્ય આવક તથા ઉદ્યમની બાબત ખેતી તે તરફ જલદી વધુ લક્ષ અપાય અન્ય પ્રદેશોના જેવા સુધારા વધારા જલદી થાય તો દેશની આબાદીમા ખાસ વધારો થશે, એ ઉપર લક્ષ રાખી રૈયત-પ્રજા સત્વર પુરો વીચાર કરી મીત રમાર્ટના જેવી કે તેનાથી પણ સારી યોજના જલદી અમલમા મુકાય એવી પ્રથમ તક હાથ ધરશે

ચી. ડ.

# સાદી સરળ સુચના.

**કપાસીયાંમાંથી નીકળતા પદાર્થોનો ઢોરના ખોરાક તરીકે ઉપયોગ—** જેમ તલ ઘાણીમાંથી પીલીને તેલ અને ખોળ બે પદાર્થ મળે છે તેમ કપાસીઆમાંથી ત્રણ મળે છે (૧) કપાસીઆમાના છાલા (બીજ કહાડી લીધા બાદ રહેલા) (૨) તેલ-(બીજને પીલી કહાડેલુ.) [૩] ખોળ- બે રૂપમાં, સુકા રૂપમા અને વડી રૂપમા આમા છાલા અને ખોળ એ બે ખેડુત વરગના લોકને ખાસ ઉપયોગમા આવવાની ચીજ હોવાથી એ કેટલા અને કેવા પ્રમાણમા ઢોરને ખવાડવી, એને ખવાડવાથી શુ અસરો થાય છે તેમ જ એ ખોરાક કેવો નીભાવ આપે છે વગેરે મુદ્દાઓ પર અવલોકન રાખી યથાસ્થિત નોંધ લેવાનુ ઉચીત પગલું આ વખતે ખેતીવાડી ખાતા તરફથી બે પશુઓ ઢોર (બળદ અને દુજણી ગાયો) ને ખવાડી લેવાયુ છે. (૪)

સને ૧૯૧૧ના સાલની શરૂઆતમા એ ખોરાક ઢોરને ખવાડી એક ટેસ્ટ અજમાયસ કરી જોઇ એ સાલના નવેમ્બર માસમા ત્રણ અઠવાડીયાં સુધી ચાર બળદ અને બે દુજણી ગાયોને ફક્ત કપાસીઆના છાલા અને બીજ (ખોળનો ભુકો )ના ખોરાક પર મુક્યા.

છાલા શેર-૨૦, સુકો ખોળ શેર-૩, કુલ્લે શેર ૨૩.

જેટલા અને તેટલા કાઢી નંખાવવા આ કર્યા, પછી જો નારસાટ ચાલુ રહે તો એક થોડાં માણસની ટુકડીને આવા રોગવાળા છોડને જમીન ઊ છેક નજીકથી દાતરડા વડે કાપી નાખ વાને મુકવી. અને તે કાપી નાંખેલાં છોડને ખેતરની બાજુમાંજ ખાડો ખોદી દાટાવી દેવા કે જેથી નારસાટ વધુ ફેલાતો અટકે આ કામનો ખર્ચ તેનથી મળતો ફાયદો ધ્યાનમાં લેતા બુજ જેવો આવશે. આ પછીથી નારસાટ તદ્દન નાબુદ નથાય તોપણ નુકશાન કારક નીવડ શે નહીં. છોડ કાપતી વખતે આખો છોડ કાપી નાખવો નહી પણ ફકત વચ્ચેના જુવાર નો સાંઠો કે જે ચીમલાઇ જતો માલુમ પડે તેનેજ કાપી નાખવો, આથી કાપેલા છોડના મુળ આગળથી બીજા સાંઠા નીકળશે અને જુવારની આવકમા નુકશાન થશે નહી.

૪) ખેતરોમાંથી વધુ પાણી નીકળી જવાના કાઢા (માર્ગ) (Field Drainage) કાળી જમીનની કુદરત—કાળી જમીનમા ઓરાણ થવા માટે પ્રથમનો છ સાત ઈંચ એક સામટા વરસાદની જરૂર છે આની પછી ઉઘાડ હોય તો પાચ છ દીવ સ પછીથી ઓરાણ થઇ શકે. જો ચાર પાચ ઇચ વર્ષાદ પડે તો તે નકામા જેવો છે. અ ટલુંજ નહી પણ નુકશાન કારક છે. આ પ્રમાણે જો વધુ વરસાદ થાય તો પાણી ભરાઇ રહે છે અને તે જેને આપણે કાવાણી યાતો રેયાણ કહીયે છીએ તે થાય છે આથી ખેડ વગેરે થઇ શકતી નથી અને ઓરાણને માટે રાહ જોવા બેસી રહેવુ પડે છે આને માટે ભરાઇ રહેતાં પાણીને બહાર નીકળી જવાને યોગ્ય માર્ગો કરી આપવા જોઇએ. આવા માર્ગોથી પાણી, નદી નાળા યા ગામઇ તળાવમા જઇ પડે એવી સવડ થવી જોઇએ

આવા કાઢા કઇ દરેક ખેતરને હોવા જોઇએ એમ નથી, પરંતુ સીમના ઢાલ અ ને નીકાશ સ્થાનની જોગવાઇ પ્રમાણે અમુક ભાગના ખેતરોનેજ કાઢાની આવશ્યકતા હોય છે. સુરત જીલ્લામાં ઉનડ ભાગના તાલુકામ આ પ્રથા જોવામાં આવે છે પણ તે જયે ાપી. ભરૂચ જીલ્લામાંતો જવલેજ છે જે બાબતમા ખેડુત કંઇક કરી શકે એમ છે. આથી કેટલોક ફાયદા થવાનો સભવ છે;

(૧) ખેતર જલદી વરાપી જઇ ચોમાસુ વાવેતર કરવા રોકાણ થાય નહીં.

(૨) જમીનની તાકાતમા વૃધ્ધી થાય.

(૩) જતુના ઉપદ્રવ તથા બીજાં નુકશાન થતાં રોપીથી સારું ઓછું થવાથી ક મી થાય

# ખેતી વગેરે ધંધામાં ફતેહની કુંચી.

( એક અંગ્રેજી લેખકના લેખ ઉપરથી અનુવાદ કરનાર

મી૦ ઈશ્વરલાલ ગીરધરલાલ. )

કોઈ પણ ધંધામાં જેમ કુનેહની જરૂર છે, તેમજ ખેતી અને તેને લગતા ધંધામા કુનેહની જરૂર છે. દરેક માણસે પોતાના ધંધામા ખંત અને દ્રઢતા રાખવી જોઈએ. પણ ઘણી વેળા માલમ પડે છે કે, ખેડુત ધંધાની કુનેહમાં ઘણોજ પછાત પડે છે, અને મુખ્યત્વે કરીને આ દેશમા તેવુ ઘણી વેળા જોવામાં આવે છે તેથી-આ નીચે આપેલી ટુંકમાં આઈ. ચીનેટની સલાહ અયોગ્ય સ્થળે આપી છે એમ લેખાશે નહી.

જે માણસને ચોક્કસ કામ કરવાનું છે અને તેમાં ફતેહ મેળવવાનો નિશ્ચય હોય છે, તે પહેલાં તો તે, કેવી રીતે મેળવવી તેનો અભ્યાસ કરે છે તે અંધારામાં ફાંફા મારશે નહી. તેને જે રમત રમવાની હશે તેના નીયમો પહેલાં તેણે જાણવા જોઈએ. જો કે તેને કુદરત તરફથી શક્તિની બક્ષીસ મળી હશે તો પણ તેણે બીજાના અનુભવોનો લાભ લેવો જોઈએ. અને જ્યારે એમ લાગે કે બધા નીયમોથી પોતે માહીતગાર થયો છે, અને તારી પાણીની સામુ થવાને તૈયાર છે ત્યારે એકદમ દ્રઢતાથી બહાર પડવું, ખુશીથી પ્રયાસ કરવો અને તે વખતે આનંદ ઉત્પન્ન થશે

હોંસીલા થાવ.

ઈંગ્રેજ લેખક જોન રસકીન કહી ગયો છે કે—"આપણે જે કામ મન પોરવી કરતા નથી, તે કરવા આપણને આ દુનિયામા મોકલ્યા નથી. આપણને, આપણી ગુજરાન પેદા કરવા સારૂ અમુક કામ કરવુંજ પડે છે અને તે ખંતથી કરવાની જરૂર છે. બીજાં કામો આપણા શોખને અંગે કરવાના છે અને તે પણ અંતઃકરણ પુર્વક કરવા જોઈએ આ એમાથી એકે પણ અધુરે કે મન વગરનું કરવાનું નથી, પણ ખરાં મનથી કરવાનું છે, અને જે કામ નકામુ છે, તેમાં આવી મહેનત કરવાની જરૂર નથી." આ સલાહ દરેક ધંધા ધારી માણસે યાદ રાખવા જેવી છે આપણે આપણો રોટલો પેદા કરવા સારૂ ખંતથી કામ કરવું જોઈએ. કેટલાં માણસો એમ ધારતા હશે કે જો તેઓ આ પ્રમાણે દરરોજ ચાલુ કામ કર્યા કરે તો તેઓને ફતેહ નક્કીજ મળશે. મહેનત તથા સારી ચાલ ચલણથી મેળવેલી માણસની ફતેહને ખરાબ નસીબ, હરીફાઈ કે લાગણી વગરનો તેનો શેઠ લુટી શકતો નથી દરેક મુશ્કેલીને માટે રસ્તો છે કોઈ પણ આશાવાળો માર્ગ એવો શીધો નથી કે જેને માટે ઢોળાવ નથી. આપણને નડતી મુશ્કેલીથી આપણે મંજબુત થઈએ છીએ માટે જો કે હાલના તમારા નસીબ તમને લાતો મારતું હોય તો પણ નીરાશ થશો નહીં; અને ઢીલા થશો નહી. તમારાં પાડોશી કરતાં કંઈક કામ ચોક્ક

# ખેતીવાડી સંબંધી હિલચાલ.

મુંબઇ સરકાર તરફથી વખતસરની સુચના—હાલમાં યુરોપમાં જબરી લડાઇ ચાલે છે, તે વખતે હીંદુસ્તાનમાંથી યુરોપ અને ત્યાંથી અત્રે માલ લઇ જવા લાવવાના કામમાં ખલેલ પહોંચવા જેવું છે તેથી દર વરસની માફક કપાસ કે તેલી બીઆંનો ઉપાક યુરોપ માટે મોટા જથામાં જવાનો સંભવ થોડો છે માટે સરકાર સુચના કરે છે કે ખેડુતોએ જને તેટલા ઓછા પ્રમાણમાં કપાસ તથા તેલી બીઆંનું વાવેતર કરવું. ઘઉં, જુવાર વગેરે ધાન્યો તથા તુવેર ચણા વગેરે કઠોળનું વધારે વાવેતર કરવું. ખેડુતો આ સુચનાપર પુરતું ધ્યાન આપશે.

લડાઇમાં મદદ—આસ્ટ્રેલીઆ જેવું મુલક છે ત્યાંના ખેડુતોએ આ લડાઇને ટાંકણે અંગ્રેજ સરકારને દશ લાખ ઘેટાની મદદ આપવા પોતાની ખુશી બતાવી છે ધન્ય છે.

માઇસોરની સરકારે ખેતીને માટે જમીનમાં સુધારો કરવા બે લાખ રૂપીઆની રકમ મંજુર કરી છે.

ગાયકવાડ સરકારે આયર્લાન્ડની પધ્ધતી ઉપર પોતાનાં રાજ્યમાં ખેતીવાડી તથા વેપાર ઉદ્યોગ ખીલવનારી કૌંસીલ સ્થાપી છે.

ખેડા જીલ્લામાં ઠાસરા તથા કપડવંજ તાલુકામાં નવી જમીન ઉખેડવાના કામ સારૂ મુંબઇ સરકારે પચાસ હજાર રૂપીઆના ખર્ચે વરાળના બળથી ચાલતું હળ ખરીદવા મંજુરી આપી છે. ભવિષ્યમાં આખા ગુજરાતમાં આ હળ જરૂરવાળી જગ્યાએ ઉપયોગ થઇ પડશે.

સને ૧૯૧૨ મા મોરીસની ખાંડ હીંદુસ્તાનમાં ૧,૪૩,૩૬૧ ટન આવી હતી વેપાર માટે એકંદર ખાંડ ૨,૦૬,૬૭૭ ટન થઇ હતી. આ ખાંડનો સૌથી વધારે ખપ હીંદુસ્તાનમાં થાય છે

સતારા જીલ્લામાં સારા વરસાદને લીધે દુકાળનું જોર નરમ પડ્યું છે. મુંબઇ સરકારે કુવા ખોદવા રૂપીઆ છ્વાસ હજાર તગાવી તરીકે આપ્યા છે.

હીંદુસ્તાનમા દર એકરે ઘઉંની સરેરાસ પેદાશ ૭૦૦ પૌંડ થાય છે. ઇંગ્લાંડમાં ૧૭૦૦ પૌંડ થાય છે. હીંદુસ્તાનમા દર એકરે, કપાસીઆ વગરનું ૨,૪૦ થી ૫૦ પૌંડ થાય છે. અમેરીકામાં દર એકરે ૩૦૦ પૌંડ ઉતરે છે. હીંદુસ્તાનમાં ચોખાનો પાક, દર એકરે સરેરાસ ૮૦૦ પૌંડ ઉતરે છે. જાપાનમા આવેલા બેલેરીઆ પ્રાંતમાં ૨૫૦૦ પૌંડ થાય છે.

તાંજોરની જેલમાંના કેદીઓને ખેતીવાડીનું શીક્ષણ આપવા મદ્રાસની સરકારે એક કેળવાયલો અને અનુભવી અમલદાર ખેતીવાડીના ઇન્સપેક્ટર તરીકે નીમવા મંજુર કર્યું છે. દરેક ઇલાકાની જેલોમાં આ પ્રમાણે થવું ઇચ્છવા જોગ છે

હીંદુસ્તાનના નહેરો ખાતાના સને ૧૯૧૨-૧૩ ના રીપોર્ટ ઉપરથી જણાય છે કે એ વરસમાં નહેરોથી પાણી પાયલી જમીનમાંથી ૬૭ કરોડ રૂપીઆનો પાક ઉતર્યો હતો. એ ખાતા પછાડી ૪૭) કરોડ રૂપીઆ ખરચ થયો હતો ચોખો નફો ૫૯૩ ટકા પડતો ગયો હતો રેલ્વેનો નફો ૧.૪ ટકા આવ્યો હતો પ્રજાની આબાદાનીની અને સરકાર ની આવક વધારનારૂં આ ખાતું મોટા પાયા પર મેલવાની જરૂર જણાશે.

અમેરીકામાં દર વરસે ૨૨ કરોડ રૂપીઆના કેળાં ખપે છે ઈંગ્લાંડમાં દર વરસે સાડા ચાર કરોડ રૂપીઆના કેળાં વપરાય છે. કહે છે કે એક વિઘામાં કેળ વાવનાર પોતાના કુટુંબનું ગુજરાન કરી શકે છે

**ખેડુતોને માટે રેલ્વે નુરમાં ઘટાડો:—** જે ખેડુતોને સુરત વગેરે સરકારી ખેતરોપર જોવા જવું હશે તેઓને મામલતદારનો દાખલો રજુ કર્યેથી રેલ્વે સ્ટેશનવાળા તરફથી જતાં આવતાંની ટીકીટ દોઢા નુરે મળવાની ગોઠવણ થયેલી છે.

**કપાસના તુલનો અંદાજ:—** તા૦ ૧ ઓગસ્ટ ૧૯૧૪ સુધીમાં બ્રીટીશ જીલ્લાઓમાં ૨ લાખ ૪૮ હજાર એકરમાં વાવેતર થયું છે દેશી રાજ્યોમાં ૨ લાખ ૨૫ હજાર એકરમાં વાવેતર થયું છે. ચાલુ સખત વરસાદને લીધે ગુજરાત તથા કાઠીઆવાડમાં પંદર દીવસથી મહીના સુધી વાવેતર મોડું થયું છે વધારે વરસાદથી કોઈ કોઈ સ્થળે તુલ પીળું પડી ગયું છે બાકીને ઠેકાણે સારૂં છે.

**ભોંયસીંગના તુલનું અંદાજ:—** તા૦ ૧ ઓગસ્ટ ૧૯૧૪ સુધી બ્રીટીશ જીલ્લાઓમાં ૯૮ હજાર એકરમાં વાવેતર થયું છે દેશી રાજ્યોમાં ૪૧ હજાર એકરમાં વાવેતર થયું છે તુલ હાલમાં સઘળે સારૂં છે.

**સહકારી મંડળીના નાણાં ઉચાપત કરનારને સજા—** ભરૂચ જીલ્લાના આમોદ તાલુકાના વસ્તી ખડાલી ગામના સહકારી મંડળીનો હીસાબ તપાસતા એ જીલ્લાના ઓનરરી ઓર્ગેનાઇઝર રા૦ સા૦ અંબાશંકર ઉત્તમરામ મલજીને હીસાબમાં ઘોટાળો જણાવાથી ઉત્તર વિભાગના ઓડીટર મી૦ દેસાઇની ખાત્રી થતાં કામ ચાલી ઉપલી મંડળી ના ચેરમેન તથા સેક્રેટરી ઉપર બે રકમો થઇ રૂ૦ ૧૦૫૯-૮-૧ ઉચાપત કરવાના ગુન્હા બદલ ભરૂચના સેશન્સ જડજ સાહેબે બન્ને ગુન્હેગારોને અઢાર માસની સખત મજુરી સાથની કેદ ફરમાવી છે. પરસ્પરશની મદદની સંસ્થામાં પણ આવા ઠગો પેઠાં જણાય છે!!!

## સને ૧૯૧૪ નો વરસાદ.

| જગાનું નામ | જાનેવારીથી મેઈ સુધી. | | જુન | | જુલાઇ | | ઓગસ્ટ | |
|---|---|---|---|---|---|---|---|---|
| | ઇંચ. | દો. | ઇંચ | દો. | ઇંચ. | દો. | ઇંચ | દો. |
| સુરત. ચોરાસી | ૦ | ૪ | ૨૨ | ૪૫ | ૧૬ | ૪૩ | ૩ | ૩૦ |
| ઓલપાડ | ૦ | ૦ | ૧૮ | ૬ | ૧૩ | ૮ | ૩ | ૪૪ |
| માંડવી. | ૦ | ૩ | ૧૪ | ૪૮ | ૨૭ | ૬૧ | ૫ | ૯૫ |
| બારડોલી | ૦ | ૦ | ૧૪ | ૭૮ | ૨૫ | ૯૪ | ૬ | ૪૨ |
| વાલોડ | ૦ | ૬ | ૧૧ | ૫૬ | ૩૨ | ૪૧ | ૮ | ૩૯ |
| જલાલપોર | ૦ | ૮ | ૧૫ | ૪૮ | ૨૩ | ૨૪ | ૩ | ૫૦ |
| ચીખલી | ૦ | ૨૩ | ૧૭ | ૮૫ | ૩૭ | ૧૬ | ૯ | ૫૫ |
| વલસાડ | ૦ | ૩૭ | ૨૩ | ૩૩ | ૨૮ | ૧૭ | ૧૦ | ૩૫ |
| પારડી | ૧ | ૧૩ | ૨૩ | ૬૭ | ૩૯ | ૫ | ૧૦ | ૩૪ |
| ભરૂચ | | | | | | | | |
| ભરૂચ | ૨ | ૧૪ | ૧૨ | ૮૮ | ૧૨ | ૭૬ | ૪ | ૬૫ |
| અંકલેશ્વર | ૦ | ૧૯ | ૧૦ | ૯૧ | ૧૦ | ૬૩ | ૪ | ૫૩ |
| હાંસોટ | ૦ | ૦ | ૧૬ | ૭૩ | ૮ | ૯૩ | ૨ | ૭૫ |
| પ્રનામ | ૦ | ૬ | ૧૪ | ૫૮ | ૧૧ | ૧૨ | ૨ | ૫૩ |
| વાગરા | ૦ | ૦ | ૯ | ૫૦ | ૧૬ | ૭૪ | ૪ | ૩૫ |
| દહેજ | ૦ | ૬ | ૧૦ | ૬ | ૧૩ | ૭૬ | ૧ | ૨૬ |
| આમોદ | ૦ | ૧૯ | ૯ | ૫૫ | ૧૪ | ૩૧ | ૨ | ૮૦ |
| જંબુસર | ૦ | ૦ | ૭ | ૨૯ | ૧૩ | ૧૩ | ૩ | ૧૦ |
| ખેડા. | | | | | | | | |
| ખેડા | ૧ | ૩૫ | ૧૧ | ૧૮ | ૨૨ | ૭૪ | ૩ | ૯૦ |
| મહેમદાવાદ | ૦ | ૭૪ | ૬ | ૧૫ | ૧૪ | ૯૭ | ૩ | ૬૬ |
| માતર | ૦ | ૭૭ | ૬ | ૯૧ | ૧૩ | ૯૧ | ૩ | ૧૯ |
| નડીયાદ | ૦ | ૦ | ૧૦ | ૩૪ | ૨૨ | ૪૫ | ૪ | ૧૬ |
| મહુધા | ૦ | ૫૨ | ૮ | ૬ | ૧૬ | ૫૯ | ૨ | ૫૯ |
| કપડવંજ | ૧ | ૩૫ | ૭ | ૯૯ | ૧૬ | ૭૧ | ૭ | ૭૨ |
| ઠાસરા | ૦ | ૦ | ૯ | ૬૧ | ૧૨ | ૩૦ | ૨ | ૭૨ |
| ડાકોર | ૦ | ૭ | ૧૦ | ૪૯ | ૧૬ | ૬૭ | ૨ | ૬૭ |
| આણંદ | ૦ | ૧૫ | ૮ | ૧૪ | ૨૦ | ૬૭ | ૪ | ૧૭ |
| બોરસદ | ૦ | [illegible] | ૫ | ૧ | ૨૧ | ૨૧ | ૩ | ૭૧ |
| પંચમહાલ | | | | | | | | |
| ગોધરા | ૦ | ૭૯ | ૯ | ૯૧ | ૨૦ | ૪૦ | ૪ | ૭૦ |
| કાલોલ | ૦ | ૩૭ | ૧૦ | ૫ | ૧૯ | ૬૨ | ૭ | ૭૮ |
| દાહોદ | ૦ | ૩૦ | ૩૧ | ૯૨ | ૩૬ | ૬૩ | ૬ | ૨૪ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| દાહોદ | ૦ | ૨૨ | ૫ | ૧૫ | ૯ | ૫૦ | ૨ | ૧૫ |
| ઝાલોદ | ૦ | ૨૮ | ૩ | ૩૩ | ૬ | ૭૩ | ૩ | ૫૯ |
| ઝાંબુ ઘોડા | ૦ | ૧૯ | ૧૦ | ૬૫ | ૨૮ | ૬૧ | ૭ | ૭૧ |
| અમદાવાદ. | | | | | | | | |
| દસક્રોઈ | ૦ | ૯૭ | ૪ | ૭૧ | ૧૫ | ૭૬ | ૮ | ૮૪ |
| પ્રાન્તીજ | ૦ | ૧૧ | ૫ | ૬૬ | ૨૦ | ૧૫ | ૭ | ૭૦ |
| મોડાસા | ૦ | ૮૫ | ૫ | ૬૩ | ૨૯ | ૧૯ | ૬ | ૬૬ |
| સાણંદ | ૧ | ૬૫ | ૫ | ૨૧ | ૧૭ | ૪ | ૮ | ૩ |
| વીરમગામ | ૧ | ૧૨ | ૩ | ૧૭ | ૧૨ | ૬૬ | ૪ | ૧૨ |
| ખારાઘોડા | ૦ | ૨૮ | ૭ | ૮૮ | ૭ | ૦ | ૨ | ૭૩ |
| માંડલ | ૧ | ૫૮ | ૫ | ૬૦ | ૬ | ૭૧ | ૫ | ૮ |
| ધોળકા | ૧ | ૯૬ | ૬ | ૨૨ | ૧૦ | ૮૭ | ૭ | ૦ |
| ધંધુકા | ૦ | ૧૭ | ૯ | ૭૦ | ૧૦ | ૫૭ | ૬ | ૬૧ |
| રાણપુર | ૦ | ૮ | ૧૨ | ૯૯ | ૬ | ૨૬ | ૧ | ૬૬ |
| ધોલેરા | ૦ | ૧૦ | ૭ | ૭૬ | ૧૩ | ૯૯ | ૪ | ૯૩ |
| ઘોઘો | ૦ | ૧૫ | ૮ | ૩૮ | ૧૨ | ૮૨ | ૩ | ૯ |

## દેશી રાજ્યો.

| જગાનું નામ. | જાનેવારીથી મેહ સુધી | | જુન. | | જુલાઈ. | | ઓગસ્ટ | |
|---|---|---|---|---|---|---|---|---|
| વડોદરા. | ઈંચ. | દો. | ઈંચ. | દો. | ઈંચ | દો. | ઈંચ. | દો. |
| ૧ વડોદરા | ૦ | ૯ | ૮ | ૮૦ | ૧૮ | ૮૪ | ૪ | ૨૬ |
| સુરત એજન્સી, | | | | | | | | |
| ૧ ધરમપોર | ૦ | ૩૬ | ૨૬ | ૪ | ૫૮ | ૭૯ | ૧૩ | ૭૧ |
| ૨ સચીણ | ૦ | ૨ | ૧૫ | ૮૧ | ૧૮ | ૫૮ | ૩ | ૧૦ |
| ૩ વાસદા | ૧ | ૯૪ | ૩૧ | ૭ | ૬૩ | ૩૮ | ૯ | ૩૧ |
| ૪ ખંભાત. | ૦ | ૬૦ | ૭ | ૮૨ | ૧૫ | ૩૩ | ૫ | ૬ |
| રેવાકાંઠા. | | | | | | | | |
| રાજપીપલા | | | | | | | | |
| ૧ (નાંદોદ) | ૦ | ૬૦ | ૮ | ૫૬ | ૨૪ | ૨૮ | ૪ | ૩૭ |
| ૨ લુણાવાડા | ૦ | ૮ | ૫ | ૯૩ | ૭ | ૨૧ | ૨ | ૯૪ |
| ૩ છોટા ઉદેપુર | ૦ | ૩૦ | ૯ | ૯૯ | ૨૧ | ૨૩ | ૭ | ૬૧ |
| ૪ બારીઆ | ૦ | ૪ | ૬ | ૬૨ | ૧૫ | ૭૨ | ૫ | ૪૩ |
| ૫ વાડાસીનોર | ૦ | ૮ | ૧૦ | ૦ | ૧૨ | ૬૨ | ૩ | ૨૨ |
| મહીકાંઠા | | | | | | | | |
| ૧ ઇડર | ૦ | ૨૦ | ૪ | ૧૯ | ૧૮ | ૨૧ | ૫ | ૮૧ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૨ ઈડર | ૦ | ૩૧ | ૫ | ૩૪ | ૧૪ | ૧૦ | ૫ | ૨૮ |
| ૩ અહમદનગર. | ૦ | ૫૬ | ૫ | ૯૭ | ૧૮ | ૨૭ | ૬ | ૬ |
| ૪ બાયડ | ૦ | ૧૩ | ૭ | ૪૯ | ૧૭ | ૫૬ | ૫ | ૬૩ |
| ૫ મોહનપુર | ૦ | ૪ | ૬ | ૫૬ | ૨૩ | ૮૦ | ૭ | ૧૯ |
| પાલણપુર | | | | | | | | |
| ૧ પાલણપુર | ૦ | ૩૨ | ૨ | ૪૩ | ૧૪ | ૪૫ | ૮ | ૨૫ |
| ૨ રાધનપુર | ૦ | ૨૭ | ૨ | ૧૬ | ૧૨ | ૮૯ | ૧ | ૨૧ |
| ૩ થરાડ | ૦ | ૨૯ | ૨ | ૬ | ૯ | ૦ | ૩ | ૬૪ |
| કાઠીઆવાડ | | | | | | | | |
| ૧ રાજકોટ | ૦ | ૨૨ | ૭ | ૬૧ | ૯ | ૩૩ | ૬ | ૮ |
| ૨ મોરબી | ૦ | ૬૫ | ૭ | ૮૬ | ૮ | ૯૦ | ૦ | ૨૦ |
| ૩ નવા નગર | ૦ | ૩૨ | ૪ | ૪૧ | ૩ | ૬૧ | ૬ | ૩૪ |
| ૪ ગોંડલ | ૦ | ૨૧ | ૮ | ૩૦ | ૬ | ૯૪ | ૧ | ૭૨ |
| ૫ ધોરાજી | ૧ | ૩૦ | ૬ | ૮૮ | ૬ | ૬૬ | ૧ | ૮૮ |
| ૬ જેતલસર | | | | | | | | |
| ( માણેકવાડ ) | ૧ | ૨૮ | ૪ | ૩૯ | ૫ | ૮૦ | ૧ | ૫૭ |
| ૭ જુનાગઢ | ૨ | ૩૪ | ૫ | ૬૮ | ૮ | ૪૬ | ૨ | ૪૭ |
| ૮ પોરબંદર | ૦ | ૧૧ | ૧૦ | ૭૧ | ૨ | ૫૪ | ૧ | ૨૪ |
| ૯ વેરાવળ | ૦ | ૧૧ | ૪ | ૮૫ | ૬ | ૯૨ | ૧ | ૪૬ |
| ૧૦ જાફરાબાદ | ૦ | ૦ | ૭ | ૪૮ | ૬ | ૬૬ | ૨ | ૨૩ |
| ૧૧ સોનગઢ | ૦ | ૪ | ૮ | ૮૫ | ૪ | ૫૨ | ૨ | ૧૨ |
| ૧૨ ભાવનગર | ૦ | ૪ | ૮ | ૯૨ | ૧૩ | ૯૬ | ૪ | ૯૨ |
| ૧૩ મહુવા | ૦ | ૪૦ | ૯ | ૬૯ | ૬ | ૬૧ | ૧ | ૧૭ |
| ૧૪ પાલીતાણા | ૦ | ૮ | ૧૦ | ૮૬ | ૫ | ૧૧ | ૨ | ૨૬ |
| ૧૫ જસદણ | ૦ | ૦ | ૯ | ૧૬ | ૭ | ૭૧ | ૨ | ૩૭ |
| ૧૬ વઢવાણ | ૦ | ૦ | ૧૨ | ૯૬ | ૩ | ૫ | ૦ | ૬૬ |
| ૧૭ ધ્રાંગધ્રા | ૦ | ૧૮ | ૭ | ૮૫ | ૧૨ | ૬૫ | ૦ | ૭૩ |
| ૧૮ બગસરા | ૦ | ૯૫ | ૪ | ૨૩ | ૯ | ૩૯ | ૧ | ૧૪ |
| ૧૯ વાંકાનેર | ૦ | ૭૭ | ૯ | ૮૨ | ૭ | ૮૪ | ૦ | ૫૮ |
| ૨૦ ચુડા | ૦ | ૦ | ૭ | ૬૩ | ૩ | ૭૮ | ૧ | ૭૫ |
| કચ્છ | | | | | | | | |
| ૧ ભુજ | ૦ | ૮૩ | ૩ | ૨૩ | ૧ | ૯૯ | ૦ | ૯૧ |
| ૨ માંડવી | ૦ | ૪૨ | ૭ | ૮૭ | ૧ | ૩૬ | ૧ | ૯૮ |
| ૩ અંજાર | ૦ | ૭૭ | ૩ | ૮૯ | ૨ | ૮૨ | ૧ | ૩૮ |
| ૪ રાપર | ૧ | ૩૮ | ૩ | ૨૦ | ૩ | ૭૫ | ૧ | ૩૪ |
| ૫ નળીઆ | ૦ | ૭૬ | ૪ | ૫૭ | ૧ | ૩૦ | ૦ | ૧૦ |

| સ્થળ | વરસાદ. ૧૯૧૪ ઓગસ્ટ આખર સુધી ઈંચ દો | ૧૯૧૪ સપ્ટેમ્બરમાં ઈંચ દો | ૧૯૧૩ ના સપ્ટેમ્બરમાં ઈંચ દો | ૧૯૧૪ ના સપ્ટેમ્બરમાં ભારે વરસાદની તારીખો | તાપનુ માપ-પારાની શીસીમાં ડીગ્રી. જુલાઇ તારીખ | જુલાઇ ઓછો | જુલાઇ વધારે | આગસ્ટ તારીખ | આગસ્ટ ઓછો | આગસ્ટ વધારે | સપ્ટેમ્બર તારીખ | સપ્ટેમ્બર ઓછો | સપ્ટેમ્બર વધારે |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સુરત | ૪૬-૨૨ | ૧૫-૪૭ | ૩-૮૨ | ૧૧ મી ૧-૨૯ | ૧૯ | ૭૬-૨ | ... | ૨ | ૭૬-૨ | ... | ૨૯ | ૭૩-૬ | ... |
| | | | | ૧૭ મી ૩-૭૦ | ૯ | .. | ૮૯-૪ | ૧૬ | .. | ૯૦-૬ | ૨૯ | ... | ૯૩-૬ |
| | | | | ૧૮ મી ૫-૭૩ | | | | | | | | | |
| ભરૂચ | ૩૦-૪૩ | ૧૦-૧૯ | ૭-૯૦ | ૯ મી ૧-૩૭ | ૩૧ | ૮૧ | | ૩૧ | ૮૦ | | ૨૮ | ૭૮ | .. |
| | | | | ૧૧ મી ૧-૨૫ | ૮ | ... | ૯૨ | ૭ | . | ૮૨ | ૨૯ | | ૯૬ |
| | | | | ૧૫ મી ૩-૮૦ | | | | | | | | | |
| ગોધરા | ૩૫-૮૪ | ૯-૦૧ | ૬-૮૫ | ૮ મી ૧-૭૪ | ૧૧ | ૭૭ | | ૨૩ | ૭૬ | ... | ૧૮ | ૭૨ | .. |
| | | | | ૧૭ મી ૩-૨૨ | ૬ | . | ૯૮ | ૧૬ | ... | ૮૪ | ૭ | ... | ૯૪ |
| | | | | ૧૮ મી ૧-૬૭ | | | | | | | | | |
| ખેડા | ૨૬-૪૧ | ૬-૬૨ | ૬-૭૮ | ૮ મી ૧-૫૫ | ૨૬ | ૭૮ | | ૨૯ | ૭૭ | | ૧૮ | ૭૭ | ... |
| | | | | ૧૧ મી ૧-૦૧ | ૬ | ... | ૯૭ | ૧૬ | ... | ૯૭ | ૨૮ | ... | ૧૦૦ |
| | | | | ૧૭ મી ૨-૦૬ | | | | | | | | | |
| અમદાવાદ | ૨૯-૭૮ | ૯-૨૪ | ૭-૨૮ | ૮ મી ૧-૬૯ | ૨૬ | ૭૪ | | ૨૯ | ૭૩ | ... | ૮ | ૭૨ | ... |
| | | | | ૧૧ મી ૩-૯૧ | ૭ | .. | ૯૮-૫ | ૧૬ | ... | ૯૫-૮ | ૧૬ | ... | ૯૭-૭ |

૪૭,૭૬૩થી વધીને રૂા ૬૬,૧૩,૧૩૫ થઇ છે સરકારની રાજ્યનીતી એવી છે કે સોસાયટીને પોતા તરફના કઇ દખલ સીવાય સ્વતંત્રતાના નીયમ મુજબ ચાલવા દેવી જો કે, સઘળી નવી નવી ધીરનારી મંડળીઓ આ ત્રીજી એરગેનાઇઝરો સારી સમજથી સ્વેચ્છાથી સ્થપાયેલી જણાય છે એ તેના દેખાવથી આટલે જે થોડા ઘણાં ફકરા પહોંચ્યા છે તે તરફ ધ્યાન રાખી સોસાયટીઓની આટ સચવાય તેવી રીતે નવી સોસાયટીઓ રજીસ્ટર કરતા પહેલા તે તરફ સંપુર્ણ કાળજી રખાવી જોઇએ મધ્યસ્થ સોસાયટીઓ ગયે વરસે ૪ હતી તે આ વરસે ૬ થઇ છે તેની થાપણ રૂા. ૧૩૬૪,૫૬૫ ઉપરથી રૂા. ૧૭,૯૪,૫૩૧ થઇ છે. ગામડાની સોસાયટીઓને મધ્યસ્થ સોસાયટીઓ સાથે જોડવાનો નવો નીયમ આ વરસમા દાખલ કરવામાં આવ્યો છે ચાર મધ્યસ્થ સોસાયટીઓને ૭૦ ગામડાની સોસાયટીઓ જોડાઇ છે ખેતીવાડીના ખાતાની માફક આ ખાતું પણ લોકોના કલ્યાણનું ખાતું છે. દીલસોજ અને મહેનતુ અમલદારોની દેખરેખ નીચે આ ખાતું ઘણું ઉપયોગી કામ કરે છે. તેને રાજા પ્રજા તરફથી સચ્ચી મદદ અને ઉત્તેજન મળ્યાં જશે એવી સંપુર્ણ આશા રાખી કોઓપરેટીવ સોસાયટીના રજીસ્ટ્રારના રીપોર્ટની નાની મોટી બાબત તથા કોનફરન્સમાં રજુ થયેલા અગત્યના નીબંધો ઉપર પ્રસંગાવસાત લખવાનું મુલતવી રાખી આ લેખ બંધ કરી સર રીચર્ડલેમ્બના ભાષણ તરફ અમારા વાચનારાઓનું ધ્યાન ખેંચીશું.

ત્રી૦ ગો૦ આશીસ.

---

## સર રીચર્ડલેમ્બનું ભાષણ.

---

ઓન. મી૦ પટની, મી. ડીરીંગ અને ગ્રહસ્થો,

હુ દીલગીર છું કે મે૦ ગવરનર સાહેબ આ પ્રસંગે હાજર થઇ શક્યા નથી, ના કરીને આ પ્રસંગે તેઓના ઉત્તેજન અને સલાહની ખોટ છે, કે જે આપણે સં કોનફરન્સમા મેળવવા ભાગ્યશાળી થઇએ છીએ. તેઓની ગેરહાજરીમાં હુ ઘણી ખુશીથી સ્વીકારું છું.

હીંદુસ્તાન અને લડાઇ.

કોનફરન્સનું કાર્ય ક્રમ શરૂ કરતાં પહેલાં, યુરોપમાં જે લડાઇ ચાલે છે તેનો વીચાર હાજર રહેલા દરેક ગ્રહસ્થોના મગજમા રમી રહેલો છે તેના સંબંધમાં બે શબ્દો કહેવા આ જગ્યાએ અયોગ્ય લેખાશે નહીં. હુ ધારું છું કે, તમારા મગજમાં ચોક્કસજ હશે કે આ લડાઇથી .. રહેનારાઓને, દરરોજના કાર્ય ક્રમમાં થોડીકજ ખલેલ પડી છે, અને ...રીતે આપણે આજે આ જગ્યાએ ઘણી મોટી સંખ્યામાં ભેગા મળ્યા છી ...ની માફક આપણું સાધારણ કામ કરીએ છીએ. આ દેશના રાજ ... જરાપણ ખામી આવી નથી. શાન્તીના વખતમાં જે પ્રમાણે

લાગેલ છે. વણકરોની બાબતમાં ખાસ મુશ્કેલીઓ છે, જો કે તેઓના સંબંધમાં થોડું ઘણું થયું છે, પણ હજુ ઘણું કરવાનું બાકી છે. આ તેમજ બીજી શાખાઓમાં, ઓનરરી ઓરગેનાઇઝરનું કામ ઘણું જરૂરનું છે કારણ સરકારથી આ ખાતાંઓ ચલાવી શકાય તેમ નથી, તેમજ આમાં ભાગ લેવાનું અમે ઇચ્છતા પણ નથી. ઓનરરી ઓરગેનાઇઝરો બીજી બાબતમાં મદદ આપે છે તેજ માફક વણકરોની બાબતમાં પણ આપશે, કે જે વણકરોને ધંધો ચાલુ રાખવામાં, વધારવામાં, તથા આબાદ કરવામાં ઓનરરી ઓરગેનાઇઝરો તરફથી કામ કરવા રસ્તો સોધી કાઢશે એવી હું આશા રાખું છું. તેઓએ જે કામ બજાવ્યું છે તે બદલ હું બધા તરફથી અને મારા તરફથી મુબારકબાદી આપું છું તેઓની મદદ વગર આ હીલચાલ આગાડી ઉગવું બારનું નહિ હોત, અને હવે પછી પણ સહકારીતાનું કામ આગાડી ચાલશે નહીં. રજીસ્ટ્રારે તેઓના નામ રીપોર્ટમાં આપ્યા છે. હું ફરીથી તેઓને ધન્યવાદ આપું છું ને કોનફરન્સનું કામ ચાલુ કરૂં છું.

---

# રજીસ્ટ્રાર મી૦ યુએન્કનું ભાષણ.

---

મી૦ આર બી. યુએન્ક આઇ સી એસ. કોઓપરેટીવ ક્રેડીટ સોસાઇટીના રજીસ્ટ્રારનું ગયા વરસમાં થયેલા કામકાજ ઉપર વીવેચન.

સર રીચર્ડ લેમ અને ગ્રહસ્થો ! મને ખાત્રી છે અને તમને સર્વને ખાત્રી હશેજ કે મે૦ ગવરનર સાહેબે હાજરી આપી નથી તેનું કારણ તેમની લાગણી આ કોનફરન્સ પ્રતિ ઓછી થઇ છે એમ નથી. આપણો દરેક જણ તેમની ગેર હાજરીથી દીલગીર છીએ અને તેનું કારણ આપણે સઘળા જાણીએ છીએ તેઓની હાજરીની બીજી જગ્યાએ અત્રે ના કરતાં વધારે જરૂર છે. આપણે સર રીચર્ડ લેમને, આજની સભાનું પ્રમુખ સ્થાન સ્વીકાર્યા બદલ આભાર માનવો જોઇએ, કારણ એઓ સાહેબને રાજ્ય કારોબારને લગતું ઘણું કામ હોવા છતાં પણ અત્રે પોતાની હાજરીથી કોનફરન્સને માન આપ્યું છે.

ઉપલા બારેજ વરસે થયાં રજીસ્ટ્રાર રીપોર્ટમાં વરસ દરમ્યાન થયેલા કામકાજનો હેવાલ અને આગલી કોનફરન્સમાં થયેલા ઠરાવો નાખી જાય છે, આ ખાતાનું પોષણ, અરસપરસ મદદથી કામ કરનારાઓમાં વધારો કરવાનો છે. ગયે વરસે એક ખાસ કનસેશનની સરકાર પાસે માગણી થઇ હતી. સરકારે કોઓપરેટીવ ક્રેડીટ સોસાઇટીના કાયદાની ૪૬ મી કલમની રૂએ, ઇન્ડસ્ટ્રીયલ યુનીઅનના મેમ્બરને રૂ૦ ૧૦૦૦ ) ને બદલે વધારેમાં વધારે રૂ૦ ૩૦૦૦ ) સુધીના શેર રાખવા દેવાની માગણી એવી શરતે કબુલ રાખી છે કે કાયદાની કલમ ૨૧ મુજબનો લાભ મેમ્બરો લઇ શકશે નહી. ખેતીવાડીને લગતી સોસાઇટીના મેમ્બરોએ પોતાના ઉતારાઓને વીમાને મુકવા એવો ઠરાવ ગયે વરસે થયો હતો. તેનો કમનસીબે હજી અમલ થયેલો જણાતો નથી, આ ખાતાના તરફથી એ બાબતમાં હાથ ધાલી

શકાય તેમ હું ધારતો નથી. સેંટ્રલ બેંક, કે યુનીઅનો આ બાબતમાં કઈ વધારે કામ કરી શકે તે વીગે ધાર્યા કરતા વધારે મુશ્કેલીઓ ઠરાવ પાસ થયા પછી જણાયું છે. દક્ષીણ વીભાગમા અને નીલગીરીમાં આ બાબત કાંઇ કામ થયું છે, અને વખત જતા વધુ થશે. ઘર તથા ચાલીઓ બાંધવાની અગત્યની સહકારી મંડળી વીગે ગયે વરસે વીચાર કરવામા આવ્યો હતો અને તેને લગતી એસોસીએશન સ્થપાયું છે. આ મંડળે પત્રીકાઓ કાઢી છે અને મુંબઇની પ્રજાનું ધ્યાન ખેંચ્યું છે પરંતુ દીલગીરીની વાત એ છે કે તેને જોઈએ તેવું ઉત્તેજન મળ્યું નથી. મુંબઇની પ્રજા ત્યાંની મ્યુનીસીપાલીટી તથા શહેર સુધારાના ટ્રસ્ટ ઉપર આ વીગે ભરોસો રાખતી જણાય છે. મીલ મજુરોની સોસાયટી સ્થાપવા વીશેની ગયા વરસની દરખાસ્ત મુજબ સરવટ ઓફ ઇંડીઆ સોસાયટી તરફથી ૩ મંડળીઓ સ્થપાઈ અને વધુ પણ સ્થપાશે.

આ વરસે ખેડુતોની કરજદારી અને એવા બીજા વીષયો ઉપર વીચાર કરવાનો છે મને આશા છે કે આ બાબતમા જે કાંઇ થયું છે તેને વધુ ઉત્તેજન મળશે. ગયે વરસે એલગામમા આ ખાતાને લગતુ કોનફરન્સ મળ્યું હતું જોવાનું એ છે કે, આ કોનફરન્સ લોકો તરફથીજ બોલાવવામાં આવ્યું હતું ત્યાં ઠરાવો થયા નથી, વાદવીવાદ ને ચર્ચાઓ થઇ હતી, "કોમરસ ને કો ઓપરેશન" આ ઇલાકાનું એક ખાનગી પત્ર છે, તેની ૧૦૦ નકલ સરકારે લેવાનું ઠરાવ્યું છે આ ઉપરાંત ૪૦ કે ૫૦ કોપીઓ કોઓપરેટીવ ક્રેડીટ સોસાયટીઓ ખરીદે છે તેને વધારવું ને ચાલુ રાખવું એ તમારા હાથની બાબત છે.

ઇ. ગી.

---

## સહકારીતા સબંધી છેલ્લા પ્રસીધ્ધ થયેલા સરકારી ઠરાવનો સાર.

(લે૦ કાળીદાસ દામોદરદાસ, ખાંધીઆ, બી. એ. એલ. એલ. બી. ભરૂચ)

"જો સહકારીતાની પધ્ધતી પુર્ણ પણે દાખલ થાય અને ઉપયોગમાં લેવાય તો આ દેશની ખેતીવાડીને લગતા લાભો માટે એક મોટુ કિર્તીવંત ભવિષ્ય હું અગાઉથી જોઉં છું."

—નામદાર શહેનશાહ. ૨૩ મી ડીસેમ્બર ૧૯૧૧.

પ્રથમ દશ વરસમાં આ બાબતને લગતી જે અસાધારણ પ્રગતિ થઇ છે તે સહકારીતામા આશાજનકમાં આશાજનક માનનારે અગાઉથી જોઇ નહી હોય. આ ચીવટાલ, નાની શરૂઆતથી, રજીસ્ટ્રારોની સાવચેતવાળી દેખરેખથી અને બીન-અમલદાર કામ કરનારા

હયો કે " મારવાડીને ત્યાંથી " અને સાથે સાથે એમ પણ જણાવવામાં આવ્યું કે મુંબઈથી જો જથ્થાબંધ લેવામાં આવે તો ઘણું સસ્તું પડે મી૦ હારસેકરે તેમને જણાવ્યું કે જો તેઓ મંડળી કરે તો મુંબઈથી યાર્ન અને રેશમ બહારો બહાર ખરીદવામાં કંઈ પણ ખાસ મુશ્કેલી છે નહી અને તેમને વણકરોનું સહકારી યુનીયન સ્થાપવાને સમજાવ્યા તેઓએ પ્રયોગને માટે કબુલાત આપતાં ટુંક વખતમાં યુનીયન-મંડળી હસ્તીમાં આવી

મંડળીના સભાસદોની સંખ્યા હાલમાં ૧૦૦ કરતાં કંઈક વધારે છે અને તેની થાપણ નીચે પ્રમાણે રૂ૦ ૧૬,૫૬૩ છે.

અનામતો રૂ૦ ૧૬૮૭, શેરોની થાપણ રૂ૦ ૭૧૬૨, લોન (સરકાર) રૂ૦ ૧૪૭૧, લોન ખાનગી રૂ૦ ૨૦૦૦, લોન એજન્ટો પાસે રૂ૦ ૩૧૬૦, રીઝર્વ ફંડ રૂ૦ ૫૭૮-૨-૮. કુલ્લે રૂ૦ ૧૬૫૬૩-૨-૮.

કમ્પનીના શેર દરેક રૂ૦ ૧ નો છે સરકારે ઉત્તેજન રૂપે વગર વ્યાજે રૂ૦ ૨૦૦૦ ત્રણ વરસને માટે ધીર્યા હતા જે હવે હપ્તે હપ્તે દર વરસે પાછા વાળવામાં આવે છે વરસ દહાડે રૂ૦ ૩૦ હજારની ઉથલ પાથલ કરે છે. મંડળ કાચી પેદાશો જેવી કે રેશમ ગળીનો રંગ અને વણવાને માટે જોઈતી ચીજો જથ્થાબંધ ખરીદ કરી સભાસદોને રૂપીયે પૈસો નફો લઈ રોકડેથી કે ઉધાર છુટક વેચે છે. રોકડ ધીરધાર કે ઉધાર વેચેલા યાર્ન ઉપર ૯ થી ૧૨ ટકા જેટલું વ્યાજ લેવામાં આવે છે. રોકડ લેનો-ધીરધાર ઘણી ટુંકી મુદતની હોય છે મંડળી મુંબઈ, હુબલી, સોલાપુર, ગાડગ, અને ગોકાકના દલાલો પાસેથી યાર્ન ખરીદ કરે છે. જો મંડળ બહારો બહાર યાર્ન મીલમાંથી લેતો તે સરખામણીમા વધારે સસ્તું મળે પણ તે તેમને માટે શક્ય નથી કેમકે તેમનો વાર્ષીક ઉપાડ ઘણો થોડો હોય છે જો ભવીષ્યમા એમની સંખ્યા વધે તો વણકરોના મંડળોનું યુનીયન મધ્યસ્થ થઈને મીલોમાંથી જુદી જુદી મોસાપટીને જોઈતો માલ પુરો પાડી શકે.

શાખાઓ—મંડળે ધારવાડ નજીકના ગડગ અને માલાપુર ગામોમાં વણકરો માટે પોતાની શાખાઓ ખોલી છે. ઉત્પાદક મંડળના તાગાની પેટા કમીટીને શાખાઓનો વહીવટ સોંપ્યો છે. માલપુરની શાખા રોકડેથીજ કામ કરે છે. પોતાની શેરની મુડીથી દસ ગણી રકમ સુધીનો ઉત્પાદક મંડળ સાથે ગડગની શાખા ધંધો કરી શકે છે. મુળ મંડળના સભાસદો તેનો હીસાબ જોઈ શકે છે બીજી ઘણી રીતે શાખાઓ ઉપર કાબુ દેખરેખ અને લાગવગ અંકુશ રાખવામા આવે છે

બીજી બાબતો—તૈયાર થયેલો માલ ગીરો રાખીને કમીટી તેની કીંમત આંકે તેના ૩/૪ ભાગની રકમ ધીરે છે દર અઠવાડીએ પોતાનો માલ વેચાય ત્યાં સુધી બજારમા માલીક પોતાની ચીજ વેચાણ કરવાને લઈ જાય છે આ પધ્ધતીથી વણકર પોતાનો તૈયાર માલ બરાબર ભાવ ઉપજાવીને કે મંદી સામે ટકીને વેચી શકે છે. મંડળ પોતાને માટે ગળી કાપા જથ્થાના પ્રમાણમાં ખરીદ કરે છે. અને ધારવાડથી ૩૦ માઈલ આવેલા મુનવાલીના રમગેજી ટામના પ્રખ્યાત ગામમાં યાર્ન રંગાવી મંગાવે છે મંડળ રેશમ, યાર્ન અને ગળી ઉપરાંત વણકર કામને ઉપયોગી સઘળી ચીજો જથ્થાબંધ ખરીદે છે. મંડળી સ્થાપ્યા પહેલા આ બધી ચીજો સાહુકારો અને મારવાડીઓ રૂપીઆ રોકીને આપતા નફો અને ૧૮થી ૨૪ ટકા વ્યાજ લઈ વણકરોને પુરી પાડતા એટલુંજ નહીં પણ વણકરો જે સાહુકારો પાસથી તેઓ માગે તે વ્યાજને દરે યાર્ન લેતા તેઓનેજ પોતાનુ વણેલુ કાપડ વેચતા અને તેમની ગુલામીમા રહેતા. આ બધો સાહુકાર મારવાડીનો જુલમ અટકાવી શકાયો છે. અને વણકરો હવે સ્વતંત્રતાની હવા લે છે.

જમા રકમો—મંડળ સવા ૭ ટકે જમા માડે છે અને વધારાની ખાસ રકમો ૭ ટકે જમે માંડે છે. સભાસદો પાસે ૯થી ૧૨ ટકા વ્યાજ લેવામાં આવે છે. પ્રમાણે સા

જે નફો થાય છે નફાની ચોથાઈ રીઝરવ (કાયમ ફંડ) મા જાય છે તેમાના એક ભાગમાંથી શેરોનું વ્યાજ વહેંચાય છે બાકીની રકમ સભાસદોનેખરીદેલા યાર્નના પ્રમાણમા બોનસ આપવામાં વહેંચાય છે ૪૩ ટકા બોનસ અને ૯ ટકા ડીવીડંડ સને ૧૯૧૨–૧૩માં વહેંચાયા હતા અને યાર્ન અને રેશમના કુલ્લ સાટા ૩૬૮૦ અને ૧૭૮૭ રતલ અનુક્રમે ચર્યા હતાં.

નઈતીક લાભો–મંડળીથી નીતીની સારી અસરો વણકરો ને થાયછે. તે પૈસાના લાભો કરતાં વધુ અને વીશેષ કીમતી છે સભાસદોમા ભાતૃ ભાવ ઉત્પન્ન થાય છે અને મંડળીની એ સ્કીમ ધંધાના સ્થાનક ઉપરાંત સામાજીક ઠરાવનો ગરજ સારે છે મંડળની સરકાર પાડનારે અસરો આગળ વધવાના જુસ્સામાં જણાય છે કે જે હમણા વણકર વરગમાં જણાય છે. તેઓ છોકરાઓને સરકારી વણકર સ્કુલમા જવાને ઉત્તેજીત કરે છે અને તેઓ ત્યાં ફલાય શટલ શાળો ચલાવતા શીખે છે એટલુંજ નહીં પણ તેમાના કેટલાક જાતે સુધરેલા શાળો ઉપર કામ કરે છે અને જમાનાથી પ્રતીષ્ઠિત તેમનો ધંધો સુધારવાને સહકારીતાના નવા માર્ગો પડવાને ચાલુ પ્રયાસ કરે છે.

નરહરી કુબેરરામ દેસાઈ બી, એ.

## સેજા કારેલી તાલુકે જંબુસર જીલ્લે ભરૂચની સહકારી મંડળીની મેનેજીંગ કમીટી તથા સાધારણ સભાનો હેવાલ,

સેજા કરેલી પરસ્પર સહાયકારી શાખ વાળી મંડળીની મેનેજીંગ કમીટીની સભા તા૦ ૨૫–૭–૧૯૧૪ને રોજ મળીહતી. તે વખતે નીચે મુજબ કામ થયું હતું.

કમીટીના મેમ્બરો શીવશંકર જેશંકર, દાભાઈ કાભાઈ, ભગવાન હમીર, મોરાર શીવલાલ, અને ફુલા અભેસંગ હાજર હતા.

૧. આ સભાના પ્રમુખ શીવશંકર જેશંકરને ઠરાવ્યા અને નીચે મુજબ સર્વાનુમતે ઠરાવ પસાર કરવામા આવ્યા

૨. તા૦ ૨૨–૭–૧૪ દીને શીલક રૂ ૩૩૭–૬–૪ રહેલા તેમાથી રૂ ૬૩૦ તા૦ ૨૪ મીએ પોસ્ટલ સેવીંગ બેન્કમાં મુકેલા છે અને શીવશંકર જેશંકર રૂ. ૩૦૦ ચાલુ ખાતે થાપણ મુકવાનું જણાવ્યાથી તે રૂ આજરોજ લઈ સેવીંગ બેન્કમા મુકવામાં આવ્યાં એમ કરી કુલ (રૂ. ૬૩૦) સેવીંગ બેન્કમા મુક્યા તે સેવીંગ બેંક ખાતે ઉધારતા નીચે મુજબ શીલકમા ગણી લેવા ઠરાવ્યું

૩. આજરોજ નં. ૫૩, ૫૪, ૫૫, ૫૬, ૫૭, ૫૮, ૫૯, અને ૬૦ નંબરની અરજી કરજ માગણીની આવી તેમાંની દવા તથા દાણ લેવાની જરૂર માટે રૂ ૭૮–૦–૦ની માંગણી છે તે નાણાં હાલ તુરત શીલકમાં નહીં હોવાથી શીવશંકર જેશંકરે રૂ. ૭૫ ચાલુ ખાતે થાપણમાં મુકવાનું જણાવ્યાથી તે જમા લઈ આઠ આસામીઓને ૧૯૧૪ના ડીસેમ્બરના છેલ્લા અઠવાડીઆમા પાછા કરવાની શરતે આપ્યા છે

મંડળીનો જન્મ ઉઘડ્યો ત્યારથી જેના જમા બાજુ રૂ. ૭૭૦ મેમ્બર ફીના, તથા રૂ ૪૧૭૫ થાપણો લઈ કુલ રૂ. ૪૪૪૫ થયેલા છે. થાપણોના જમા રૂપીઆમાં સભાસદોએ રૂ ૧૩૭૫ થાપણ મુકેલા છે અને બાકીના રૂ ૨૮૦૦ બીન સભાસદોએ આપેલા છે ઉધાર બાજુમા રૂ ૫૮૬–૮–૦ જાત જામીન ઉપર ધીરવામાં આવ્યા છે. અને રૂ.

૩૨૦૦) ગીરો મીલકત ઉપર ધીરવામા આવ્યા છે રૂ. ૨૪-૧-૮ ખર્ચ ખાતે ગએ સા ગણતાં હાથ ઉપર રૂ. ૬૩૪-૬-૪ની શીલક રહેલી છે તે પૈકી રૂ. ૬૩૦ સેવીંગ બેન્કમા જમા મુકવામા આવ્યા છે એ એનાં ચાલુ થાપણના દેવા રૂ. ૬૭૫ હોવાથી મંડળીને કોઇ જાતનું નુકશાન ગેરવ્યાજથી થવુ જણાતુ નથી સને ૧૯૧૪-૧૫માં ધીરેલી રકમના હપતા રૂ.૧૦૪૧ ના પકે છે.

૫. આવતી મોસમ માટે ધીરવાની જરૂર સગવડ ભરણાં માટે તથા ઇતર ખરચ સારૂ નાણા જોઇશે તે નાણા મેળવવા માટે સભાસદો થાપણો રોકે તેમ કરવા બનતી સમજુત કરવા ઠરાવ્યુ

૬ મંડળીમાંની ૫૪ સભાસદો પૈકી ૩૧ સભાસદોએ નાણાં લીધેલાં જણાય છે. બાકીના સભાસદો આવતી મોસમે ગીરો જમીન છોડાવવા સારૂં નાણા લેવા ઇન્તેજારી રાખે છે માટે પરમવંશી રકમ ૭ હજારની છે તે વધારી ૧૨ હજારની કરાવવા તજવીજ કરવી તેમ ન થાય ત્યાં સુધી સભાસદોને હાલ દાખલ ન કરવા ઠરાવ્યું.

---

તારીખ ૨૩-૮-૧૪ ને રોજ સેળ કારેની પરસ્પર સાહાયકારી શાખવણી મંડળીની બીજી સાધારણ સભા મળી તેમા ૫૪ સભાસદો દાખલ થએલા પૈકી નીચે લખેલા સભાસદો હાજર હતા.

૧. શીવશંકર જેશંકર પ્રમુખ, ૨. દાદાભાઇ દાભાઇ, ૩. હીમત જીવા, ૪. પરસોતમ બાદર, ૫ ગીરધર દાદા, ૬ વાલજી જીવાભાઇ, ૭. નાગજી ડાયા, ૮. જેઠા નાથા, ૯ ગીરધર રતના, ૧૦ મોમા ખોડા, ૧૧ લખા ડાયા, ૧૨. રેવા ડાયા, ૧૩. દુલા અભેસંગ, ૧૪ નીભોવન જેઠા, ૧૫ સરદાર જેસંગ, ૧૬. ભગવાન હમીર, ૧૭. રણછોડ એભોન, ૧૮. આસા હીમત, ૧૯. કાભાઇ બાવર, ૨૦ ગોરધન જીવાભાઇ ૨૧. પરસોતમ ગીરધર, ૨૨ લખા રણછોડ, ૨૩ હીમત અભેસંગ, ૨૪. ગીરધર જીભાઇ, ૨૫. લાલા ગરબડ, ૨૬. પુંજા પાલસંગ, ૨૭. રૂપા, ૨૮. ખોડા કાશાઇ ૨૯. ગોગર શીવલાલ, ૩૦. પુંજા બેહચર, ૩૧. પરસોત હમીર, ૩૨, ફુલા બાધર, ૩૩ ગોરધન ભાઇયા, ૩૪, સાર મલ સદા, ૩૫ જેઠા જગમલ

૧. દાભાઇ દાભાઇની દરખાસ્તથી અને હીમત જીવાના અનુમોદનથી શીવસંકર જેસંકરને પ્રમુખ કોરમ થવાથી સર્વાનુમતે આપવા ઠરાવ્યુ.

૨ આ૦ મે૦ નીભોવન જેઠાભાઇએ જણાવ્યું કે અત્યાર સુધીના અનુભવ ઉપરથી સેંકડે સાત ટકા સુધીની થાપણો જરૂર પડે લેવી પડી છે તે મંજુર કરી થાપણો ઉપર એક પાઇના દરથી તે વધુમા વધુ સેંકડે સાત ટકા સુધીનો દર હમેસ માટે મંજુર કરવો તે ઉપરથી સર્વાનુમતે સાત ટકાના વ્યાજથી લીધેલી થાપણોનુ વ્યાજ મંજુર કરવા ઠરાવ્યું અને એક પાઇના દરથી જે વધુમા વધુ સાત ટકા સુધીનું વ્યાજ થાપણો ઉપર વરસ એકથી વધુ મુદત બાધી આપવા ઠરાવ્યુ

૩ આ૦ મે૦ નીભોવન જેઠાભાઇએ જણાવ્યું કે પરમાવધી રકમ રૂ૦ (૭૦૦૦) ની મંજુર થએલી છે અને સભાસદોની સંખ્યા દીનપર દીન વધતી સરજન છે તેમજ ઘણાજ સભાસદોની જમીન ગીરો હકથી ગોઠવના દસ્તાવેજમા ગએલી છે તે છોડાવવા દરેક સભાસદ નાણાની માગણી કરવા ઇન્તેજારી રાખે છે તેને પોહોચી વળવા માટે રૂ૦ ૧૫૦૦ ની પરમાવધી રકમ ઠરાવ મે૦ ને ઉપરથી ગોગર શીવલાલે જણાવ્યું કે સરકારના કેડીટ બેંન્કના રૂપીઆ લઇ મંડળીમા ધીરધાર કરવાની હુ ખીલાફ છુ આપણી શાખ ઉપર આપણા નામેની બીન સભાસદો પાસેથી નાણાં લાંબી મુદતથી મળી શકે તેમ હોય તો પરમાવધી રકમ રૂ ૧૫૦૦૦) હજાર સુધીની કરવા કાંઇ હરકત જોતો નથી, એ ઉપર

તે નફો થાય છે. નફાની ચોથાઇ રીઝરવ (કાયમ ફંડ) મા જાય છે તેમાના એક ભાગમાં થી શેરોનું વ્યાજ વહેંચાય છે બાકીની રકમ સભાસદોનેખરીદેલા યાર્નના પ્રમાણમાં બોનસ આપવામાં વહેંચાય છે ૪૬ ટકા બોનસ અને ૯ ટકા ડીવીડંટ સને ૧૯૧૨-૧૩માં વહેંચાયા હતા અને યાર્ન અને રેશમના કુલ્લ સાટા ૩૬૯૦ અને ૧૭૯૭ રતલ અનુક્રમે થયાં હતાં.

નઇતીક લાભો–મંડળીથી નીતીની સારી અસરો વધુકરીને થાયછે. તે પૈસાના લાભો કરતાં વધુ અને વીશેષ કીમતી છે સભાસદોમાં ભાતૃ ભાવ ઉત્પન્ન થાય છે અને મંડળીની ઓફીસ ધંધાના સ્થાનક ઉપરાંત સામાજીક ક્લબની ગરજ સારે છે મંડળીની સરકાર પાડનારે અસરો આગળ વધવાના જુસ્સામાં જણાય છે કે જે હમણા પશુકર વરગમાં જણાય છે. તેઓ છોકરાઓને સરકારી વણકર સ્કુલમા જવાને ઉત્તેજીત કરે છે અને તેઓ ગા ફ્લાય શટલ શાળો ચલાવતા શીખે છે એટલુજ નહીં પણ તેમાના કેટલાક જાતે સુધરેલા શાળાઓ ઉપર કામ કરે છે અને જમાનાથી પ્રતીરિકત તેમનો ધંધો સુધારવાને સહકારીતાના નવા માર્ગો ઘડવાને ચાલુ પ્રયાસ કરે છે

નરહરી કુબેરરામ દેશાઇ બી, એ.

---

# એજા કારેલી તાલુકે જબુસર જીલ્લે ભરૂચની સહકારી મંડળીની મેનેજીંગ કમીટી તથા સાધારણ સભાનો હેવાલ,

---

મૌજે કારેલી પરસ્પર સહાયકારી શાખ વાળી મંડળીની મેનેજીગ કમીટીની સભા તા૦ ૨૫-૭-૧૯૧૪ને રોજ મલીહતી. તે વખતે નીચે મુજબ કામ થયું હતુ

કમીટીના મેમ્બરો શીવશંકર જેશંકર, દાભાઈ કાભાઇ, ભગવાન હમીર, મોચર શીવલાલ, અને ફુલા અભેસંગ હાજર હતા

૧. આ સભાના પ્રમુખ શીવશંકર જેશંકરને ઠગવ્યા અને નીચે મુજબ સર્વાનુમતે ઠરાવ પસાર કરવામા આવ્યા

૨. તા૦ ૨૨-૭-૧૪ દીને શીલક રૂ ૩૩૭-૬-૪ રહેલા તેમાંથી રૂા. ૪૩૦ તા૦ ૨૪ મીએ પોસ્ટલ સેવીંગ બેન્કમા મુકેલા છે અને શીવશંકર જેશંકર રૂા. ૩૦૦ ચાલુ ખાતે થાપણ મુકવાનું જણાવ્યાથી તે રૂા આજરોજ લઇ સેવીંગ બેન્કમા મુકવામાં આવ્યા એમ કરી કુલ રૂા. ૬૩૦) સેવીંગ બેન્કમા મુકયા તે સેવીંગ બેંક ખાતે ઉધારતાં નીચે મુજબ શીલકમા ગણી લેવા ઠરાવ્યુ.

૩. આજરોજ ના. ૫૩, ૫૪, ૫૫, ૫૬, ૫૭, ૫૮, ૫૯, અને ૬૦ નંબરની અરજી કરજ મંગણીની આવી તેમાંની ઢગા તથા દાણ લેવાની જરૂર માટે રૂા ૧૭૮-૦-૦ની માગણી છે તે નાણાં હાલ તુરત શીલકમાં નહી હોવાથી શીવશંકર જેશંકરે રૂા. ૭૫ ચાલુ ખાતે થાપણમાં મુકવાનું જણાવ્યાથી તે જમા લઇ આઠ આસામીયોને ૧૯૧૪ના ડીસેમ્બરના છેલ્લા અઠવાડીયામાં પાછા ભરવાની શરતે આપ્યા છે.

મંડળીનો જમા ઉધારનો દીસાબ જોતા જમા બાજુ રૂા ૨૭૦ મેમ્બર ફીના, તથા રૂા ૪૧૭૫ થાપણો લઇ કુલ્લ રૂા. ૪૪૪૫ થયેલા છે થાપણોના જમા રૂપીઆમા સભાસદોએ રૂા ૧૩૭૫ થાપણ મુકેલા છે અને બાકીના રૂા ૨૮૦૦ બીન સભાસદોએ આપેલા છે. ઉધાર બાજુમા રૂા ૫૨૬-૮-૦ જાત જામીન ઉપર ધીરવામા આવ્યા છે. અને રૂા.

# THE GUJARAT AGRICULTURAL & INDUSTRIAL QUARTERLY.




श्री गुजरात

# खेतीवाडी अने हुन्नर उद्योग

## त्रि मा सि क.

પુસ્તક ૬ ઠું. જાનેવારી—૧૯૧૫. અંક ૪ થો.

फलत्य धिक्षिता स्वर्ण दैन्यं सेवान् वेक्षिता
कृषि. कृषि पुराणज्ञ इत्युवाच पराशरः ॥

ભાવાર્થ.—ખેતી ઉપર ખેડુત પોતે જાતે દેખરેખ રાખે તો તે સુવર્ણ આપે એવી છે પરંતુ જો પોતે તેના ઉપર નજર નહી રાખે તો તે ગરીબાઈ આણે એવું કૃષિ પુરાણ જ્ઞાનિ પારાશર ઋષિ કહે છે.


પ્રસિધ્ધ કર્ત્તા.

ભરૂચ ખેતીવાડી તથા હુન્નર ઉદ્યોગ ખીલવનાર મંડળની
પબ્લીશીંગ કમીટી

૧. સરદાર રાવબહાદુર મોતીલાલ ચુનીલાલ—ભરૂચ
૨. મી૦ ભીમભાઇ મોગરજી દેસાઇ
ડીવીઝનલ ઇન્સપેક્ટર ઓફ એગ્રીકલ્ચર ઉત્તર વિભાગ—સુરત
૩. મી૦ રામભાઇ ડી૦ પટેલ બી૦ એજી૦
ખેતીવાડી ખાતાના ઓવરશીયર—ભરૂચ
૪. મી૦ નગીનદાસ કુબેરારામ દેસાઇ બી૦ એ૦—ભરૂચ
૫ મી૦ કાલીદાસ દામોદરરામ ખાંખીઆ બી૦ એ૦ એન૦ એસ૦ બી૦—ભરૂચ.

ચીમનલાલ હરદેરામ
કાર્યવાહી, સેક્રેટરી અને ટ્રેઝરર—ભરૂચ.


લવાજમ—મંડળના લાઇફ મેમ્બરોને મફત—મંડળના ભરૂચ જીલ્લાના સભાસદોને મફત.
અન્ય ગ્રહસ્થો માટે વાર્ષિક રૂ૦ ૧-૦-૦ પોસ્ટેજ રૂ૦ ૦-૩-૦

ને આગળાની રચના, તેનુ રાચ રચીનુ, રસ્તા, નીશાળ, ગ્રામ્ય મંડળ, વગેરે દરેક સાધુ રણ ખેડુત તે એમજ માને છે કે ખેતીવાડી ખાતાનો માણસ દરેક જાતની ખેતીની બાબ તમા એક પ્રમાણભુત છે અને તેને દુકાળ, વર્ષાણું, ઢોરની સભાળ, પાકની વ્યવસ્થા, સુકા પાકનો સંગ્રહ, બાગાયત, કીડા જીવાત વગેરે બાબતો ઉપર અનેક સવાલો પુછે છે, વળી આવુ સઘળુ જ્ઞાન પ્રયોગ કર્યા વગર જણાય છે કારણ સવાલ પુછનારને એવોજ જ વાબ મળે છે કે ફલાણી પત્રિકા કે ફલાણી નોંધ યાતો ફલાણુ ચોપાનીયુ જુવો આ ઉપરાંત આવા મંડળનો એક બીજો પણ લાભ છે વનસ્પતી ઉદ્યોગ ( Plant-Industry ) ખાતાના શાસ્ત્રીય વીભાગો દર વરસે ઘણી કીમતી શોધો કરે છે અને તગનો સચોટ ઉપયોગ થાય તેવી રીત તેમને દેખાડે છે

યુનાઇટેડ સ્ટેટ્સના ખેતીવાડી ખાતાએ સ્થાપેલા બાળ ખેડુત મંડળનો મતલબ.—

૧ ખેતરના કામમા ખરેખર કામ પણ કામની ઉપયોગનુ થઇ પડે એવું ખેતીવાડીનું વ્યવહાર જ્ઞાન ગ્રામ્ય શીક્ષક દઇ શકેલી રીતે આપી શક

૨ જમીનમાંથી ખેડુતે કદી પણ કલ્પેલ હોય તે કરતાં વધારે કસ તેમાં રહેલો છે તે સાબીત કરવુ. સુધરેલી રીતે ખેતી કરનાર ખેડુત પણ ધનવાન થઇ શકે છે એવુ નીશાળીઆને બતાવીને ખુબી તરફ તેની પ્રિતી ઉત્પન્ન કરવી અને એવી રીતે તેમને કુટુંબ અને પડોશને ઉપયોગી બનાવવો

૩ છોકરાઓને અમુક કાર્ય સોંપી આપવું અને તેમનામા મીત્રાચારી ભરી હરીફાઇ પેદા કરવી

આ કામમા ઉપર કહ્યાં પ્રમાણે કેળવણી ખાતું, ગામના ખેડુતો, અને છોકરાઓ મદદ કરે છે એટલુ જ નહી પણ શહેરના વેપારી ને શરાફો સુધ્ધા ઉત્તેજન આપે છે, અને તે કામ, છોકરાઓની સભાઓ ભરીને તેમનામા પત્રિકા અને ચોપાનીઆ વહેંચીને છોકરાઓ પાસેજ પોતાના અનુભવનુ ભાષણ અપાવીને તેમને ઇનામો આપીને તથા તેમના ઇનામ મેળવનાર અને પાકના નમુનાના ફોટોગ્રાફ દેખાડીને કરવામા આવે છે,

બાળ ખેડુત મંડળની યોજના અમલમા લાવનાર કારભારીઓની શ્રેણી અને તેમનું પૃથક પૃથક કામ,

The Boys' demonstration work, The Corn Clubs ( revised Edn 1912, અને Farmers co-operative demonstration work by S A Knoff, Special Agent, in charge of Farmers' co-operative demonstration work, Bureau of Plant Industry, Year-book of departmental agriculture for 1909 Govt. Printing Office Washington U. S A

આ સવિસ્તર આપેલું છે તેમાં ખેડુત, સરકાર, લોક અને નીશાળીઆ, સરવેની એકત્ર મદદની જરૂર છે તેઓ પોત પોતાનો ભાગ ઉમંગથી બજાવવાને તત્પર હોય ત્યારે જ બની શકે અને વળી એક દેશની આમ યોજના બીજા દેશને સર્વાંસે લાગુ પડતી નથી માટે એ યોજનાનો માત્ર રસ્તો માત્ર દર્શાવીને બસ કરવામાં આવે છે

વધારો. Supplement

# શ્રી ગુજરાત, ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ત્રિમાસીક

અંક ૪ થો



છોકરાઓની અનાજની ક્લબ—ખેતીવાડીની ખરેખરી નીશાળ-અમેરીકા



Members of a Boys' Corn Club at Tyler, Tax

Areal school of Agriculture, America.

# "ખડ, નીંદામણ."

લે.—મી૦ પી. આર. દેશાઇ, એલ. એજી. સુરત ફારમ.

**વ્યાખ્યા.** ખેડુત, જુવાર, બાજરી, કપાસ, ડાંગર, વલ તુવર, વેંગણ, મરચી, શેરડી વીગેરે અનેક જાતના તુલ વાવે છે, અગર રોપે છે ત્યારે તેમાં ઉપરના રોપા સીવાય બીજા રોપા, છોડ કે ઘાસ ઉગી નીકળે છે તેને ખડ, ખડસલું કે નીંદામણ કહે છે.

**હયાતિ.** જ્યારથી મનુષ્યની ઉત્પતિ આ પૃથ્વીપર થઇ તે અગાઉથી અગર ત્યારથી ખડની હયાતિ થઇ છે એમ લાગે છે માણસ પોતાને રહેવાને તણુ ઝોકે છે અગરતો એક કાયમનું ઘર બાંધે છે ત્યારે થોડા દીવસ પછી તેની નજીકમા પાણી વીગેરેની અનુકુળતા મળતાં ખડ માલમ પડે છે. ખેતરમા તે ગમે તે પાકની વાવણી કરે છે તો તેમાં પણ થોડા વખત બાદ ખડ માલમ પડે છે, અને કેટલીક વખત આ ખડ ખુબ ઝપાટા બંધ વધી કાયમ થવા પ્રયત્ન કરે છે, તે વખતે ખેડુતને ઘણીજ મહેનત તથા ખર્ચ તે ખડનો નાશ કરવાને લાગે છે.

વળી લાંબા કાળથી બીન ખેડાણ રહેલી જમીનમાં આપણને થોડાંજ સ્થાનીક ખડ જણાય છે અને આ ખડની વૃદ્ધી તેની તેજ જમીનમાં બહુજ થતી નથી. ત્યારે બીજી બાજુએ જે જમીન લાંબી મુદતથી ખેડાણ થતી આવી હોય જે તેમા સ્થાનિક ખડ કરતા બીજાં ખડ ઘણી ખરી વાર ઘણી સખ્યામાં માલમ પડે છે જે પ્રદેશમાં જુદા જુદા ભાગમાંથી લોક આવી વસે છે તેવા પ્રદેશમા ભીન્ન ભીન્ન દેશના ખડ થવાનો સંભવ હોય છે કારણ કે અનાજ, પાણી તેમજ બી વીગેરે સાથે જુદા જુદા ખડના બી પણ સાથે જવાનો સંભવ હોય છે આવી રીતે દાખલ થયલી ખડની કેટલીક જાત નવા સંજોગોમાં બરોબર થતી નથી ત્યારે બાકીની ઝપાટા બંધ વધી કાયમની થાય છે

ખડની હયાતિ સંબંધ નીચેની બે બાબત વીચારવા જેવી છે (૧) અમુક સ્થાનમાં ખડની જાતની સંખ્યા અને (૨) આ જુદી જુદી જાતની વૃદ્ધિ થવાનો વખત અને વીસ્તાર.

પહેલી બાબતનો વીચાર કરતાં આપણને જણાશે કે ખડ અનેક જાતના થાય છે અને જુદી જુદી જમીનમાં જુદી જુદી મોસમમાં થાય છે, વળી પાકની સાથે પણ સંબંધ હોય એમ લાગે છે કારણ કે એક જાતની મોલાતમા એક પ્રકારનુ ખડ ઘણુ સારૂં થાય છે ત્યારે એજ ખડ બીજા પાકમાં દબાઇ જાય છે ખડ પણ અનેક તરહના થાય છે કોઇ ઘાસ જેવાં, તો કોઇ કઠોળ જેવા, કોઇ ભાજી જેવાં, તો કોઇ કંદ કે મુળ જેવાં થાય છે.

જો કે ખડની હયાતિ કંઇ કામની નથી તો પણ એટલુ અત્રે જણાવવુ પડે કે કેટલીક જાત ઘણી નુકશાન કારક નથી ત્યારે બાકીની જો તેને અનુકુળતા મળી આવે

તો તેઓ બહોળા વિસ્તારમાં વૃદ્ધિ પામી કેટલીક જાતનાં મોસમી પાક નફાકારક ન લેગાય એવી સ્થીતિમાં જમીનને મુકી દે છે આપણી માલુમ જે ખડ મળી આવે છે તેમાંનાં ઘણા ખરા તો સારી ખેડ કરવાથી વૃધિ થતાં અટકે છે, તેમજ નાબુદ પણ થાય છે ત્યારે બાકી રહેલી ખડની જાતને નાબુદ કરવા માટે કઇ ચોકસ ઉપાય યોજવાની જરૂર છે

આપણે નસીબદાર છીયે કે એવી ખડની જાત ઘણીજ જુજ સંખ્યામાં આપણને મળે છે

જો આપણે બાજી બાબતનો વીચાર કરીએ તો જણાશે કે તેઓ ઘણી ઝડપથી વધે છે અને તેથી ખેડુતને ત્રાસ ઉત્પન્ન થાય છે આમાના કેટલાક તો મોસમ સામો અંગ રતો પાણી વીગેરેની અનુકુળતા મળે છે ત્યારે ઝપાટા બંધ વધી જમીનનો કબજો કરી લે છે તેઓ દરેક જાતની જમીનમાં તેમજ ગમે તે તુહમાં જણાય છે સુરત જીલ્લાના ઓરપાડ તાલુકાના ઘણા ગામોમા ગોરી જમીનમાં દાભડો, દરોઇ તથા ગુંદરડો ઘણી જ જગ્યાએ મળી આવે છે અને કુદસડ જેવા ગામમાં આવા ખડને લીધે જમીન પડતર રહેવા દેવી પડે છે.

તેવી રીતે બાગાયતી તુહમાં અગર બાગમાં—કે જે ખરી રીતે ચોખ્ખાં રહેવા જોઇએ એ તેમા આપણને ઘણા પ્રકારનાં ખડ માલમ પડે છે.

ખડથી જુદી જુદી જાતના તુહને નીચે પ્રમાણે નુકશાન થાય છે.

**ખડથી થતુ નુકશાન.** (૧) ખડ ખેતરમાથી કસ ચુસી લે છે કારણ કે ખડ પોતાને જોઇતો ખોરાક એજ જમીનમાંથી લે છે તુહ અને ખડના પુષ્ટિકારક દ્રવ્યો ઘણે ખરે ભાગે એકજ હોય છે અને તુહ કરતાં ખડમાં તેજ જમીનમાંથી પોતાનો ખોરાક વધારે ઝડપથી તૈયાર કરી ચુસી લેવાની શક્તી હોય છે, તેથી કરીને જયારે તેઓ કોઇ પણ પ્રકારના પાકની સાથે ઉગતાં જણાય ત્યારે તેઓ તે પાકના અગરતો સાર પડીના બીજા પાકના પુષ્ટિકારક દ્રવ્યનો પોતાને જોઇએ તેટલા પ્રમાણમા નાશ કરે છે તેથી કરી તે જેટલા પ્રમાણમા તે જમીનમાં ઉગ્યા હોય તે પ્રમાણમાં તે પાકને પુષ્ટિ માટે તાણ પડે છે

વરઠન, સમડી, ચીણી ખોરડી, ખાવો, દાભડો, રોઢીલી; જેવા થોડાંક ખડસલાના મુળ ઉંડા હોય છે બાકી બીજાના તો ઉપર ઉપર જમીનમા હોય છે આ ઉપરની જમીનમાં ઘણો કસ હોય છે તે ખડના ચુસાટને લીધે ઓછો થઇ જાય છે વળી છોડના પાદડામાંથી વરાળ રૂપે પાણી હવામા ઉડી જાય છે તેથી આ ખડથી પણ પાણી ઉડી જાય છે આમ થતુ હોવાથી તે જમીનમાંથી પાણીનો જથ્થો કમી થાય છે અને મુખ્ય તુહને પાણીની તાણ પડે છે

સામો, ગુંદરડો, જેવા ખડ, પાણી અને પૌષ્ટિકારક દ્રવ્યો જમીનમાંથી ચુસી લઇ જમીનને કઠણ અને સખત બનાવે છે

(૨) ખડ હવા પ્રકાશને રોકે છે.

આપણે જે તુલ વાવીએ છીએ તેને પાણી, હવા, અજવાળાની અને તડકાની જરૂર છે તેથી જ્યારે તુલમા ખડ ઉગે છે ત્યારે તે શકાયામણ કરે છે. અને મુખ્ય તુલને જોઈતાં હવા પ્રકાશ તથા તડકો પ્રમાણસર નહીં મળતા હોવાથી તે તુલ પકવેલી ફાલી શકતુ નથી, એક સોટી માફક ઉંચું વધી જાય છે, પીળું અને નબળું પડી જાય છે અને તેથી પાકની નીપજ ઘણી કમતી આવે છે.

(૩) ગમે તે તુલમાં ખડ હોય છે તે તુલનો પાક જ્યારે તૈયાર થાય ત્યારે તેને વેચાણ માટે તેમજ બી તરીકે સંઘરી રાખવા માટે ખડ બીજેરના બીથી સ્વચ્છ કરવો જોઇએ.

ચોખ્ખાં તો દૂખીતી બાબત છે કે ગમે તે દાણા જેની સાથે કોઇ પણ ખડના બી હોતા નથી તેવાં દાણાની કીંમત બીજા મેલા દાણા કરતા વધારે આવે છે જુવાર, બાજરી બાત જેવાં ધાન્યોમાંથી ખડના બી વીણી કાઢવાની અગર ચારી નાખવાની મજુરી પડે છે; પણ જે ખડના બી નાના હોય છે અને એ જ રીતે જે તુલના દાણા પણ નાના હોય છે તે બેઉ જે ભેળસેળ થયના હોય તો તેને જુદા પાડતા ઘણીજ મજુરી તથા ખરચ લાગે છે. અને કેટલીક વખત તો ગમે તે પ્રકારે પણ તે સાફ થઇ શકતાં નથી.

(૪) ખડ ખોરાક તરીકે ઉપયોગી નથી.

જો ખડ મનુષ્ય જાતી અગર પ્રાણી વર્ગના ખોરાક તરીકે ઉપયોગમાં આવતાં હોત તો તેમનો નાશ કરવા માટે કંઇ પણ ઉપાય શોધી કામે લગાડવાની જરૂર હોત નહીં. પણ ખડ ઘણે ખરે ભાગે કઇ પણ ઉપયોગમા આવતાં નથી. ખડમાના ઘણા ખરા સ્વાદમાં કડવા હોય છે તેથી ઢોર ઢાકને રૂચી કર નથી. એ ખરૂ છે કે દરોઇનો ઢોરના ઉત્તમ ખોરાક તરીકે ઉપયોગ થાય છે તો પણ એકંદર એ ઘણું નુકશાનકારક ખડ છે. તેનીજ રીતે નરઘનનું પણ સમજવું કારણ કે એના મુળ ઉંડા હોવાથી એનો સહેલાઇથી નાશ થતો નથી.

(૫) ખડ અગર નવ પાક લેવાની પદ્ધતીને આડે આવે છે એનો પ્રસીધ્ધ વાત છે કે એક સારી અદલ બદલ પાક લેવાની પદ્ધતી રીવાય ખેતી નફાકારક અને સંતોષકારક થઇ શકે નહીં દેશની જમીન, હવા પાણી, પાણી પાવાની સુગમતા, માલનું બજાર, ખેતીમાં જોઇતા સાધનો વીગેરે બાબતોનો વીચાર કરી અગર તવર વાવેતર કર્યું હોય તો ફાયદો થાય છે. અને આ પદ્ધતિથી જમીનની ફળદ્રુપતા જળવાઇ રહે છે પણ જે જમીનમાં ખડ વધું ઘણું હોય ત્યાં એ પધ્ધતીમાં વખતે ફેરફાર કરવાની જરૂર પડે છે. કારણ કે કેટલાંક તુલને વાવ્યા પછી ઉગતાં વાર લાગે છે અને ઉગ્યા પછી શરૂઆતમા કેટલાંકને વધતાં વાર લાગે છે દાખલા તરીકે ગતાણ, આદુ, અગાથ વીગેરે પહેલા પ્રકારના છે ત્યારે વાલ, તુવર, ચણા, મગ, કપાસ વીગેરે બીજા પ્રકારના છે—જ્યારે આવા તુલો વાવવામા આવ્યા હોય છે ત્યારે ખડ એકદમ જોર કરી જાય છે અને તુલને દબાવી દે છે.

પણ કેટલાક વૃક્ષ એકદમ ઉગી નીકળી ઝડપ બંધ વધે છે, તેમા ખડ બહુ થવા પામત નથી. તલ, રાઇ, સણ, કળથી વીગેરે આવી જાતના હોય છે.

( ૬ ) જે જગાએ ખડ વધુ હોય છે તે જગાએ જીવાત પણ વધારે થાય છે એ દેખીતું છે કારણ કે જીવાતની ઇંડાળ વીગેરે રહેવાનું સ્થાન તેજ પોતે થઇ પડે છે અને આ જીવાત, તે ખડ સાથે ઉગતા વૃક્ષને નુકશાન કારક થઇ પડે છે.

જુવાર, બાજરીના અંજીઆનો રોગ માલમ પડે છે તે સાસો નામના ખડ ઉપર પહેલો થયલો માલમ પડે છે. આ સામાને જુલાઇ આગસ્ટ માસમાં ફુલ આવી બી થઇ જાય છે તેથી આ જીવાત મનસ્પતીને જીવવાને માટે ખોરાક રૂપે સાધન પુરૂં પાડે છે

( ૭ ) જો ખડને અમુક જગામાં એમને એમ વધવા દીધું હોય અને તેનો નાશ કરવાને કંઇ પણ પ્રયત્ન કરવામા ન આવ્યો હોય તો તે ખડને દાબી દેવા માટે પહેલ વ હેલાં જે થોડો ખર્ચ તેમજ વખત થાત તેમાં ઘણોજ વધારો થાય છે.

(૮) ઉંડા મજબુત મુળ વાળા અગર ખુંટડા અગર ગાંઠ વાળા ખડથી ગોડ કરવા ના ઓજાર ઘણી ખરી વખત ભાંગી જાય છે

આ ઉપર જણાવેલી કેટલીક બાબત સમજુ ખેડુત જાણે છે. અને તેથી તે ખત તથા મહેનતથી પોતાનુ ખેતર ચોખ્ખું રાખવા પ્રયત્ન કરે છે ખડ ઉપર જણાવ્યા પ્રમા ણે ઘણે ખરે ભાગે નુકશાન કરે છે મત્ર તેને ફાયદા કારક રીતે ઉપયોગમા લેવાને ખડને ફુલ આવી બી થાય તે અગાઉ જમીનમાં હળ વતી ચાસી નાખવા એ સારૂ છે. પણ આ વી રીતે જમીનને ફળદ્રુપ બનાવવા કરતા કોઇ અમુક જાતનો કઠોળનો ઘટ પાક ઉગાડી હળથી ચાસી નાંખવો એ વધારે ફાયદા કાયદા કારક છે ( અપુર્ણ )

# ઢોર તેની ઉછેર અને માવજત.

લેઃ—ગુલાબભાઇ એમ. દેશાઇ—સુરત ફારમ.

('ગયા અંકને પાને ૧૨ થી ચાલુ )'

કોળી લોક જે ખેતીકાર તરીકે અને ખેતીના મજુર તરીકે ઘણો ઉપયોગી અંશ હતો, તે કાળાંતરે અને જમાનાના પ્રભાવે અન્ય ધંધાઓ ઉપર પ્રેરાયો છે જેવાં કે મીલોના અગરમાં કામે જવાનો, રેલ્વે સડકો યા પુલના બાંધકામો પર જવાનો, કડીઆ, સુથાર અને રંગારા ના કામે જવાના વીગેરે. આથી કેટલેક અંશે ખેતીના કામમાં તેમની ગેરહાજરીની તાણ પડે છે, એટલુંજ નહીં પણ, આ મુખ્ય ધંધો જે ઘણોજ અગત્યનો અને જરૂરી—. આખો ગુજરાત તળપદી પ્રજાની ઓલાદ જાળવી રાખતા બાગ દેશને પુરાં પાડતા હતા તે નાબુદ

થઇ ગયો અને હવે આપણા ખેડુતોને ઉત્તર ગુજરાતમાંથી મોંઘા મુલે બળદો ખરીદવા પડે છે પહેલાં આપણા જીલ્લામાં આપણી જરૂરીયાત પુરતા બળદો પેદા થતા હતા એમ માનવાને વાંધો નથી. કારણ કે પહેલાં આપણા ગામમાં યા પચ્ચીસીમાંનો કોઇ પણ ખેડુત ચરોતર તરફથી બળદ ખરીદી લઇ આવતો તો તે એક નવાઇ તરીકે લોકો જોવા જતા- આજે તેમ નથી. મતલબ કે હવે નવાઇ રહી નથી પહેલાં આપણે ત્યાં નીચે જણાવેલા પરગણા યા લત્તાઓના બળદો વખણાતાં હતાં.

(૧) મોરે કાંઠો • ( ઓલપાડની પશ્ચિમ )
(૨) ખારેપાટ ( ચોર્યાસીની પશ્ચિમ )
(૩) બલેસરી ( જલાલપોરની ઉત્તર પશ્ચિમ. )
(૪) કોમરેણું ( ઓલપાડ અને ચોર્યાસીની પુર્વ. )
(૫) કઠોદું ( બારડોલીની ઉત્તર પશ્ચિમ )

માંડવી, પાડચોલ પરગણું અને ચીખલી વલસાડ પારડી પરગણાં તથા મહુવા, વ્યારા અને સોનગઢ પરગણાંના ઢોર ઉતરતી પંક્તીના મનાતા આ છેલ્લાં પરગણાંઓ ઘણે ભાગે કુહરીઆળો મુલક છે ત્યાં ઘાસ ચારો પુરતો અને ચારી જાતનો થતો નથી, તેમજ વર્ષાદ વધુ છે જે સઘળી વિગતો ઢોરને પ્રતીકુળ છે હવે દીન પ્રતીદીન બળદની તંગાસ આપણા દેશમાં જાહેર જણાવવા લાગી છે અને એ ખોટ જેમ જેમ ખેડ વધુ અને વધુ વીસ્તારમાં થતી થશે તેમ તેમ વિશેષ માલમ પડવાની વળી તદપદી ઓલાદની નાબુદી પણ દીનપ્રતીદીન વધવાની કારણ હાલ સંજોગ એવો છે કે ગાયોને પુરતો ખોરાક આપી સારી રીતે રાખી જ્યારે વેતર આવે ત્યારે સારા સાંઢ પાસે દોરાવવી અને તેની બીજી માવજત કરવી એ કામ લોકોને કઠણ થઇ પડયુ છે -

વળી બીજી બાજુએ તપાસીશું તો જણાશે કે ગાય-ભેંસમાંથી ઉત્પન્ન થતાં દુધ અને તેમાંથી બનતી મલાઇ, માખણ, ઘી, છાશ, વગેરે મનુષ્ય પ્રાણીને પોષણ આપનાર જાતો ઉત્તમ ખાદ્ય પદાર્થોની ઘણી અછત થઇ ગઇ છે અને બહુ મોંઘે ભાવે મળે છે, આના મુખ્ય ત્રણ કારણો જણાય છે —

(૧) ગાય ભેંસની સંખ્યાનું ઓછું થવું.
(૨) ઢોર ઉછેરવામાં જોઇતી માવજત ને કાળજીની બેદરકારી.
(૩) દુધ, દહીં માખણ, ઘી વગેરેના વધતો જતો ખપ

હવે વસ્તુ સ્થીતી ઉપર વર્ણવ્યા મુજબ છે એટલે કે

(અ) દેશમાં ઢોરની ઉછેરને માટે જોઇતાં સાધનો થોડે યા ઘણે અંશે મોજુદ છે (બ) બળદની નીપજ દેશમાંજ વધારે થવાની જરૂર જણાય છે અને (ક) દુધ, ઘી વીગેરે ખાદ્ય ખોરાકની પેદાશ, વપરાસની જરૂરત પુરી પાડે એટલી થવી જોઇએ ત્યારે એ સંબંધે શું ઉપાયો યોજવા જોઇએ એ વીશે મારા અનુભવ પ્રમાણે હું નીચે મુજબ અભીપ્રાયો રજુ કરૂં છું —

કેટલાક એવી માગણી કરે છે કે સરકારે મોટાં કેટલ ફાર્મ ( Cattle Farm ) ખોલી આ ફોર્મમાં મહોંથી વધવા તો કેટલાક એમ સુચવે છે કે સરકારે મ્યુનીસીપાલી

ટીઓ પાસે યા લોકલ બોર્ડો પાસે મોટાં ડેહરી ફાર્મો ખોલાવી દુધ, ઘી વીગેરે ખાદ્ય પદાર્થો ઉત્પન્ન કરી અમુક ભાવે આ પદાર્થો ચોખ્ખા અને તાજા રૂપમાં શેહર વાસીઓને પુરા પાડવા યોજનાઓ કરવી આથી થતી બાગાતોની નીપજ પણ ખેડુત લોકોના લાભાર્થે મળે, અને વળી કેટલાક કોઓપરેટીવ ડેરી ફારમીંગ કંપનીઓ ખોલાવવાની હીમાયત કરે છે. આ ઉપયોગી નવી યોજનાના સંબંધમાં હું નીચે પ્રમાણે ખુલાશો કરવા ધારૂં છું.

૧. કેટલ ફાર્મો મોટા રૂપમાં દરેક જીલ્લે કરી શકાય નહીં. કારણ બધે એ પ્રમાણે ઢોરની ઉછેરને માટે ઉપર બતાવેલાં સાધનો મળી આવે નહી. તેમજ જે જીલ્લાઓમાં હલકી જાતીના ઢોર છે ત્યાં તેવી નીપજ વધારવા મહેનત કરવી, એ કોઇ પણ રીતે લાભકારક નથી તેમજ ત્યાં બીજી સારી જાતીના ઢોરની ઉછેર કરવાના પ્રયાસ કરવા એ કુદરતની સાથે હરીફાઇ કરવા બરાબર છે આ પ્રમાણે કરવાથી આખા જીલ્લાની હાજતો પુરી પાડી શકાય એવુ કાર્ય એક સ્થળે કરવાને જોઇતી જમીન અને સવડ કરવી એ દૈવતના હીતને આડે આવવા જેવું છે સરકાર માત્ર સારા સાંઢ ઉત્પન્ન કરી જોઇતી જગાએ આપે આ કામ માટે માનવતી સરકારે છારોડી અને સુરતમાં ઢોરની ઉછેર રાખી છે. જયાથી સાંઢ મળી શકે.

૨ આ માગણી પણ કાર્ય સાધક જણાતી નથી તેના કારણો પૈકી મુખ્ય નીચે પ્રમાણે છે.

(અ) એક તો મ્યુનીસીપાલીટીઓ પાસે તેમના ચાલુ ખર્ચ સાથે આ ખર્ચ ઉઠાવવા પુરતુ નાણું છે કે કેમ?

(બ) કેટલ ફાર્મ—ઢોરની ઉછેરના વાડાઓ શેહેરથી દુર રાખવા પડે એટલે ત્યાંથી દુધ અને તેમાંથી થતા ખાદ્ય પદાર્થો શેહેરમાં લઇ આવવાના જોઇતા સારા રસ્તાઓ, અને મોટારકારના સાધનો જોઇએ.

૩—દરખાસ્ત એવી છે કે કોઓપરેટીવ ડેહરી ફાર્મીંગ ખોલાવવાં એટલે કે ઉત્પાદી પુરૂષોએ એકઠા થઇ સરકારની મદદ મેળવી યા પોતાની, સોસાઇટીના એકત્ર ફંડના નાણાંથી આ ઉદ્યમ ઉપાડવો આ છેલ્લી યોજના ઠીક છે, પરંતુ હાલના સંજોગોમાં આપણા દેશની, સ્થીતી અને આજે જેટલું જ્ઞાન આપણા દેશી, બાંધવોને આ વિષય પરત્વે છે તે જોતા નીચલી બાતો ધ્યાનમાં લેવા જોગ છે.

(અ) Dairy Farming ( દુધને માટે ગાય, ભેંસો ઉછેરવાના વાડા ), ના જ્ઞાન પ્રાપ્ત કરેલા માણસો આવી સસ્થામાં નોકર તરીકે જોઇએ.

(બ) આવી કંપનીઓના કાર્યો માટે ચોક્કસ નીયમો ઘડવાની જરૂર પડશે. હાલને તબકે આવા કોઈ પણ પગલા લેવા એ સાહસ રૂપ ભાસે છે.

એક ખેડુત યા એક રબારી—ગોવાળ ગવલી–જેટલી વકાળજીથી પોતાનાં ઢોરની પરવરીશ કરે—જે કીફાયત કીમતે પોતાની જાત મહેનત રૂપી અવેજથી અને ચેના નૈસર્ગિક

કુંડાનો બહારનો ભાગ કોઇ કોઇ વાર, ધોવો અને ઘસવો કે જેથી હવા માટીના વાસણમાં થઇને અંદર જઇ શકે ઓછામાં ઓછી દરેક ત્રણ દીવસે જમીન ઉપર ઉપરથી ઓતરવી. આ કામ એક નાની પંજેટી જેવા પાંખાવાળા હથીઆરથી ઠીક થાય છે કુંડામાં છોડના મુળ તદન કૃત્રીમ સ્થિતીમા છે અને તેથી ખેતરમાં જે હોય છે તેના કરતા જલદી નુકશાનમા આવે એવા હોય છે

આ કારણને લીધે કુંડામાંના છોડ જમીનમાં વહેલા રોપવા જોઇએ. એક બગીચાના કામમા હુશીઆર અનુભવી માણસ નીચે પ્રમાણે રોપ તૈયાર કરવાની સલાહ આપે છે એક ૯ ઇંચ ઉંડો ખાડો કરી તેમા તળીએ એક પતરું મુકવું ને પતરાપર માટીના ભાંગેલા વાસણના કકડા એવી રીતે ગોઠવવા કે જેથી ઉંડાણનો ભાગ નીચે રહે તેનાપર દોરડીનું ગુંચળું અથવા કાથીની સાદડીના ટુકડા પાથરવા અને તેનાપર રેતી નાખી પાદડાનો કાત્રો હાંકવો અને તેમા બી વાવવા. ઉગ્યા પછી મુળ પતરાની નીચે જતા નથી ને તેથી રોપ કુંડાને વધારે હરકત વગર ક્ષેમ કરવા અગર ખેતરમા રોપવા સહેલાઇથી ઉપાડી શકાય. જો કુંડામા રોપની કાળજી લેવાઇ ન હોય અને તેને સારા કરવા હોય તો મુળને વળગેલી માટીના ઢફા સહીત છોડને બહાર કાઢવો આ માટી ધીમેથી ખંખેરવી, સુકા રોગી ને અને નબળા મુળ છરીવતી કાપી નાખવા,-ગુંચવાયેલા મુળ છુટા પાડવા અને જો જાતના છોડમા નુકશાન ન થતુ હોય તેનુ મુખ્ય મુળ ટુંકું કરવું કારણ ઘણાને મુખ્ય મુળ ટુંકુ કરવાથી ફાયદો થાય છે પણ નારંગીને થતો નથી પછી છોડને પધરાવાળીને છીદ્રવાળી જમીનમા નાના કુંડામા રોપવા અને ગરમ ભીની છાયા વાળી જગ્યામાં જ્યાં સુધી સારા થાય ત્યા સુધી રાખવા છોડની ડાળીઓ કાપી પાદડા કમી કરવા જ્યારે છોડ સારા થવા માંડે ત્યારે પાણી બહુજ થોડું આપવું કારણ હજુ પાણી ચુસનાર નવા વાળ મુળ ફુટયા હોતા નથી. આ વાળ મુળ કુંડાની બાજુએ અને માટીને ઘટ વળગેલા હોય છે. તેથી રોપતી વખતે તે તુટી જાય છે. નવાં વાળ મુળ ફુટવાને નવા મુળની પહેલી જરૂર છે જો નવા વાળ મુળ થયા પહેલા વધારે પાણી પાવામા આવે તો મુળ કહોવાશે અને મહેનત નકામી જશે જ્યારે આ છોડ શક્તિવાન થતો દેખાય ત્યારે તેને જરા વધારે ખુલ્લી જગ્યાએ મુકવો અને થોડે થોડે તદન ખુલ્લી જગ્યામા કુદરતમા રહેવા લાયક બનાવવો.

આવા સંયોગોમા ફળ ઝાડોને કુંડામાં ઉગાડી, ત્યાંને ત્યાંજ મોટાં થયે ફળ તે ઉપરથી ફળ પણ ઉતારી શકાય છે પરન્તુ એ વીષય ચાલુ વીષયની એક જુદીજ શાખા હોવાથી, એ ઉપર વીશેષ વીવેચન કરવું અત્રે અશક્ય થઇ પડે છે તોપણ એટલું તો કહેવુંજ જોઇએ કે બાગાયતી શિક્ષણની આ શાખાની ફતેહ મુખ્યત્વે કરીને મુળોને તદુરસ્ત રાખવાને મેં હમણાં વર્ણવ્યા એવા અને એના જેવાજ ભરવામા આવતાં પગલાઓના ઉપર આધાર રાખે છે.

આપણો બીજો પ્રશ્ન એ છે કે રોપતી વેળાએ મુળોની સંભાળ કેવી રીતે લેવી જોઇએ ? ખેતરમા ખોદવામા આવતો ખાડો સાધારણ મોટો પ્રત્યેક બાજુએથી આશરે ત્રણ ફુટ હોવો જોઇએ. ખાડા ખોદવા બાદ પાંચ સાત અઠવાડીઆં સુધી તેમાં રોપણ ન કરતા ખાડાની અંતર ભુમીને હવા ઉજાશના સબંધમા આવવા દેવી જોઇએ. બહારની જમીન ખાતર સાથે મેળવી ખાડાના નીચલા ભાગમાં પાથરવી જોઇએ, પરન્તુ કોઇપણ રીતે

ખાતર મુળીઓના નીકટ સબંધમાં આવવું જોઇએ નહી. ઝાડ રોપતા પહેલાં ખાડામાં એક લાકડી ઉભી કરવી જોઇએ કે જેની સાથે ઝાડને બાંધી શકાય. ઝાડ રોપ્યા પછી લાકડી ઉભી કરવાથી કેટલાંક મુળીઓને ઇજા થવાનો સંભવ રહે છે. છેવટને માટે નીયત થયેલી જગ્યાએ ફળઝાડો રોપવા પહેલાં તેમને નવીન સંયોગોને અનુકુળ બનાવવા જોઇએ જો એ પ્રમાણે ન કરવામાં આવે તો ફેરના ફેરફાર એટલુ બધુ ગંભીર રૂપ ધારણ કરે છે કે ઝાડો સમુળગાં નાશ થાય છે આ વાત, રોપ ઉછેરવાની વાડીમાં લાંબા વખત સુધી રહેલા ઝાડોને રોપવાના વેળાએ મે મ્હારી જાતે અનુભવી છે એટલું તો યાદ રાખવું જોઇએ કે રોપ ઉછેરવાની વાડીઓમા રોપ આ સુર્યના પ્રખર કીરણોથી, પવનથી, અને શીતોષ્ણતાની અંતીમ અંતરથાથી થોડે ઘણે ભાગે રક્ષાયલી છાંયાવાળી જગ્યાઓમાં રાખવામાં આવે છે. ખેતરમા છોડને, ખુલ્લી જગ્યામા હોવાથી પ્રખર તાપ અને હવામાનમાં થતા ફેરફારો સહન કરવા પડે છે વળી રોપતી વેળાએ મુળીઓને થોડે ઘણે અંશે ઇજા થયા વીના રહેતી નથી. આ સરવ સંયોગો એકઠા થવાથી પરીણામ એ આવે છે કે ઉપર ચઢતું પાણી કમી થાય છે અને ઉડી જતા પાણીનું પ્રમાણ વધી જાય છે. આથી બીજેજ દીવસે છોડના પાંદડા કરમાવા માંડે છે અને ધીમે ધીમે છોડ પણ સુકાય અને મરી જાય છે. છોડને નવીન સંયોગોને અનુકુળ કરવાની એક સારી રીત એ છે કે કુંડામાને કુંડામા છોડને લઇ જઇ રોપવાને માટે નીમાણ કરેલી જગ્યાની બાજુમાંજ કુંડું જમીનમા દાટવુ. થોડા દીવસ સુધી છોડ પર છાપરો કરવાની જરૂર છે પછી છાંડો દુર કરી છોડને થોડા દીવસ સુધી એમને એમ કુંડામા રહેવા દેવો. છેવટે છોડને કુંડામાંથી કાઢી લઇ તૈયાર કરેલ ખાડામા રોપી દેવો

એટલું તો સીધ થયું છે કે નારંગી અને લીંબુના રોપને આંખ બેસાડ્યા પછી જો આંખવાળો ભાગ પવનની સામી બાજુએ આવે એમ ગોઠવવામાં આવે તો આંખમાંથી ફુટતી શાખાઓ સરવ બાજુએ બરાબર વધે છે પરંતુ આંખવાળો ભાગ જો પવનનીજ દીશામાં રાખવામાં આવે તો છોડ એક બાજુએ નમી જાય છે છોડને ખાડામાં મુકવા પેહેલા, મુળને ધીમેથી છુટા કરી પ્રસરવા જોઇએ તેમજ રોગવાળા મુળો દુર કરવા જોઇએ પછી ખાડાના મધ્ય ભાગે એક નાનો ઢગ કરી તે ઉપર છોડને મુકી ઢગની ઢળતી બાજુઓ ઉપર મુળને પાથરવા. થડને નીચે બેસાડી દઇ મુળને ઉપર આવવા દેવાની ભુલ પ્રાયઃ ઘાતક થઇ પડે છે. હવે માટી ધીમે ધીમે નાખીને મુળ ઉપર ટીપણીથી સખ્ત બેસાડવી. રોપતી વેળાએ મુળ અને માટીનો સબંધ મજબુત કરવાની મુખ્ય જરૂર છે તેથી માટીના ઉમેરવા સાથે તેને છુંદી બેસાડવી અને એ ક્રીયાને પુનઃ પુનઃ કરી કુંડામાં દબાયલો હતો તેટલોજ થડનો ભાગ માટીમા દાબી દેવો પછી પુષ્કળ પાણી સીંચવુ અને ઉપયોગી ડાળીઓને સારી પેઠે દેખાય એટલા પ્રમાણમા રહેવા દઇ બાકીનો ભાગ કાપી નાંખવો હવે છોડને લાકડી જોડે બાંધી દેવો દોરી ઝાડની છાલ સાથે ન અડે એટલા માટે કપડાનો કટકો થડ સાથે લપેટીને ઉપર દોરી આવે એમ બાંધવું. બાંધતી વેળાએ પણ એ દોરી સારી રીતે અને મજબુત રીતે બંધાય અને છોડ લાકડી સાથે ન ઘસાય એટલા માટે થડ અને લાકડીની વચ્ચે ગાંઠ દોરીને બે તસુ, વેળા પસાર કરવાની જરૂર છે લાકડી અને છોડ સાથો સાથ બાંધવાથી પરીણામ એ આવે છે કે છોડ લાકડીના આકારનો થઇ જાય છે અને જો લાકડી લાંબી અને વાંકી ચુંકી હોય તો થડનો આકાર નજરને ન ગમે એવો નકામો થઇ જાય છે.

ciation has been of notable help in keeping before the agricultural public the progress which has been made from time to time The assistance given to official agricultural demonstrations organised by the association in different parts of the District the experimental growing of new crops or mixtures in the villages, the distribution of copper sulphate for seed steeping and the organisation of experiments by enterprising cultivators in new crops on imported varieties, all represent most sound and practical speedy work of a valuable and effective kind

Mr Chimanlal Harderam's energy and his modest and unremitting toil throughout the year are beyond all praise.

*2—12—14.* W. O. ALCOCK,
*President.*

## *APPENDIX A.*

*List of Members of the Broach District Agricultural & Industrial Association during the year ending 30th September 1914*

| Name of place | Number of Villages | Villages contributing members | | Members | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | Past year. | Current year. | Past year. Life | Past year. Ordinary | Current year. Life | Current year. Ordinary |
| Jambusar Taluka | 87 | 70 | 71 | ... | 615 | 6 | 573 |
| Amod " | 51 | 45 | 81 | 1 | 118 | ... | 97 |
| Wagra " | 69 | 23 | 15 | ... | 150 | . | 64 |
| Broach " | 96 | 58 | 66 | 3 | 268 | 16 | 357 |
| Anklesar " | 61 | 14 | 35 | ... | 62 | ... | 145 |
| Hansot Petta | 48 | 4 | 10 | ... | 13 | ... | 43 |
| Broach City | ... | ... | ... | 5 | 86 | 1 | 84 |
| Out side the District | ... | ... | ... | 1 | 23 | 2 | 6 |
| Total | 412 | 214 | 228 | 10 | 1355 | 28 | 1369 |

CHIMANLAL HARDERAM,
*Honorary Secretary.*

## APPENDEX B.

*Abstract of accounts of the Broach District Agricultural & Industrial Association for the year ending 30th. September, 1914.*

| Debit | | | Item | Credit | | |
|---|---|---|---|---|---|---|
| 2255 | 8 | 0 | Opening balance including Rs. 1500, in the Co-operative Bank Rs 100 one share of the said bank, Rs. 259-2-6 in the Specie Bank, & Rs. 396-5-6 on hand | | | |
| 700 | 0 | 0 | 28 Life members' fee at Rs 25 | | | |
| 1169 | 0 | 0 | Members annual fees at Re one only | | | |
| 174 | 0 | 0 | Grant of the District Local Board | | | |
| 129 | 9 | 0 | Seeds ... ... ... | 273 | 15 | 3 |
| 56 | 5 | 11 | Interest | | | |
| 64 | 0 | 0 | Subscription of the Quarterly Journal | | | |
| 4 | 14 | 0 | Postage ... ... ... | 223 | 12 | 6 |
| 6 | 9 | 0 | Manures | | | |
| | | | Establishment ... ... ... | 262 | | |
| | | | Demonstrations ... ... ... | 241 | 12 | 3 |
| | | | Printing ... ... ... | 613 | 13 | 4 |
| | | | Stationary ... ... ... | 80 | 7 | 3 |
| | | | Commission ... ... ... | 46 | 0 | 6 |
| | | | Dead stock ... ... ... | 39 | 11 | |
| | | | Taluka Association ... ... ... | 7 | 11 | |
| | | | Miscellaneous ... ... ... | 25 | 4 | 3 |
| 2504 | 5 | 11 | TOTAL. | 1814 | 7 | 4 |
| | | | Closing Balance— | | | |
| | | | Fixed Deposite, Co-operative Bank, Broach | 2000 | | |
| | | | One share of Do | 100 | | |
| | | | Current Account Do | 802 | 8 | |
| | | | Specie Bank | 9 | 2 | 6 |
| | | | On hand | 33 | 12 | 1 |
| | | | | 2945 | 6 | 7 |
| 4759 | 13 | 11 | Grand Total | 4759 | 13 | 11 |

*Examined & found correct.*
*Girdharlal Keshavlal.*
*Ag Head Accountant Broach.*

*Chimanlal Harderam.*
*Honorary Secretary.*

*Appendix C.*

*List of Cultivators' plats under the supervision of Mr. Rambhai, Distt: Agricultural Overseer in the Broach District-1914—15.*

| Village. | Taluka. | Crop | Remarks |
|---|---|---|---|
| Chamargam | Broach | Cotton & ground nuts | |
| Shukaltirth | Do | Do | |
| Tham | Do | Do | |
| Derol | Do | Do | |
| Dasan | Do | Do | |
| Maktampore | Do | Ground nuts | |
| Chingaspura | Do | Onions | To be treated with artificial manures |
| Maktampore | Do | Do | |
| Tham | Do | Do | |
| Shukaltirth | Do | Do | |
| Tham | Do | Grnee manure of sun | |
| Derol | Do | Do | |
| Chingaspura | Do | Do | |
| Diva | Ankleswar | Ground nuts | |
| Sajod | Do | Do | |
| Kansia | Do | Do | |
| Diva | Do | Vegitables | |
| Wagra | Wagra | Cotton & grond nuts | |
| Velit | Do | Do | |
| Sachan | Do | Do | |
| Wagra | Do | Green manure of sun | |
| Velit | Do | Do | |
| Sachan | Do | Do | |
| Amod | Amod | Cotton & ground nuts | |
| Dadapore | Do | Do | |
| Achhod | Do | Green manure of sun | |
| Dadapore | Do | Do | |
| Jambusar | Jambusar | Cotton & ground nuts & Green manure of sun | |
| Raima | Hansot | Do | |

**Chimanlal Harderam.**

*Honorary Secretary.*

# ભરૂચ જીલ્લાની ખેતીવાડી તથા હુન્નર ઉદ્યોગ ખીલવનાર મંડળનો પાંચમો વાર્ષિક રીપોર્ટ--સને ૧૯૧૩-૧૪.

—— ь ——

પ્રેસીડન્ટ.

**ડબલ્યુ. ઓ. ઓલકોક એસ્કવાયર. બી એ., આઈ. સી. એસ. કલેક્ટર, ભરૂચ.**

વાઈસ પ્રેસિડન્ટ.

**સરદાર રાવ બહાદુર મોતીલાલ ચુંનીલાલ.**

ઓનરરી સેક્રેટરી.

**મી૦ ચીમનલાલ હરદેરામ.**

" જમાનાના દુઃખ નિવારણ કરવા, તથા માણસની હાલત
" સુધારવી, એ ઇશ્વર ઉપાસનાનો સૌથી ઉત્તમ માર્ગ છે
" આનો આધાર એમ છતા, ખેતી વાડી ઉપર છે. "

**આઇન-એ-અકબરી.**

ભરૂચ જીલ્લાની ખેતીવાડી તથા હુન્નર ઉદ્યોગ ખિલવનાર મંડળની વ્યવસ્થાપક કમીટીની ઇચ્છાનુસાર એ મંડળનો તા૦ ૩૦મી સપ્ટેમ્બર ૧૯૧૪ ને રોજ પુરાં થતા પાંચમા વર્ષનો રિપોર્ટ ઓનરરી સેક્રેટરી મંડળના સભાસદો આગળ ખુશી સાથે રજુ કરેછે

## કાર્યવાહીઓ.

૨. તા૦ ૮મી જુનથી તે તા૦ ૧૪મી સપ્ટેમ્બર સૂધી થોડો વખત પોતે રજા પર હતા તે સિવાય આખુ વર્ષ આ મંડળના પ્રમુખ તરીકે મહેરબાન ડબલ્યુ. ઓ ઓલકોક સાહેબ હતા રજા દરમ્યાન મહેરબાન મી૦ જી હેન્ડરસન સાહેબે પ્રમુખપદ સ્વિકાર્યું હતું મહેરબાન ઓલકોક સાહેબ જેવી કાળજી, ખંત તથા દિલસોઝી આ મંડળપ્રત્યે હમેશા રાખે છે તેવીજ કાળજી, ખંત અને દિલસોઝી મી૦ હેન્ડરસન સાહેબે બતાવી હતી સરદાર રાવ બહાદુર મોતીલાલ ચુનીલાલ વાઈસ પ્રેસિડન્ડ તથા મી૦ ચીમનલાલ હરદેરામ ઓનરરી સેક્રેટરી તરીકે ચાલુ રહ્યા હતા. એઓને ભરૂચ જીલ્લાના ખેતીવાડીના ઓવરસિયર મી૦ રામભાઈ ડી૦ પટેલ, બી. એજી, તરફથી કિંમતી મદદ મળી હતી જાણીને ખુશી ઉત્પન્ન થશે કે ખેડુતો ધીરે ધીરે આ મંડળના કામની કદર કરવા લાગ્યા છે. તાલુકા મંડળમા થોડાક ઉત્સાહી કરનાઇઆઓ જોડાય અને ખેડુતોને મંડળ કેટલું જરૂરતું છે, કેટલું ઉપયોગી છે અને તેનાથી કેટલા લાભો છે તેની સમજુતી આપ્યા કરે તો આ મંડળ ખેડુતોને એક આર્શિવાદ રૂપ સંસ્થા થયા વગર રહે નહી. ઇશ્વર ઉપાસનાનો ઉત્તમ માર્ગ—જમાનાના દુઃખ નિવારણ કરવા તથા માણસ જાતની હાલત સુધારવા સારૂ જાતી ભોગ આપવો અને કર્તવ્યપરાયણ થવું એ આ કામમા જોડાનારાઓનો મુદ્રાલેખ હોવો જોઇએ.

## ૩. વ્યવસ્થાપક કમિટીમાં નીચેના ગૃહસ્થો હતાઃ—

| | |
|---|---|
| ૧. સ. રા બા. મોતીલાલ ચુનીલાલ ભરૂચ | ૨ સ ત્રંબકલાલ ભવાનીશંકર ભરૂચ |
| ૩ સ પીર સાહેબ અમીર સાહેબ ,, | ૪ ખા. બા આદરજી મ દલાલ ,, |
| ૫. રા સા. અંબાશંકર ઉ મલજી ,, | ૬ મી લીલાધર રામચંદ્ર ,, |
| ૭ મી ચીમનલાલ હરદેરામ ઠાકોર ,, | ૮ મી. અરદેશર એદલજી કન્ટ્રાકટર ,, |
| ૯. મી. કૃષ્ણલાલ ચુનીલાલ મજમુદાર ,, | ૧૦ સૈયદ કમરૂદ્દીન નસરૂદ્દીન ,, |
| ૧૧. મી કૃષ્ણલાલ નરભેરામ દેસાઇ<br>નડીઆદ તા. જંબુસર | ૧૨ મી રેવાશંકર જેશંકર<br>કારેલી તા જંબુસર. |
| ૧૩ મી બાજીભાઇ મહંમદ<br>સારોદ તા. જંબુસર. | ૧૪. મી આશાભાઈ મોતીભાઇ<br>જંબુસર |
| ૧૫ મી. ઈશ્વરલાલ મ દેશાઇ આમોદ | ૧૬ મી શંકરલાલ તાપીદાસ આમોદ. |
| ૧૭ મી આદમ અકુજી આછોદ તા આમોદ | ૧૮ મી. હરજીવનદાસ રાયચંદ આમોદ. |
| ૧૯. પા પરતાપ ગુમાન<br>શુકલતિર્થ તા ભરૂચ | ૨૦ પા ભારમલ હરીભાઇ<br>દેરોલ તા ભરૂચ. |
| ૨૧. પા. સોમભાઈ અદેરાગ<br>મનાડ તા ભરૂચ | ૨૨ પા બગશ વલ્લી મોઠા<br>મણુબર તા ભરૂચ |
| ૨૩ પા. વલ્લીભાઇ ઉમરજી<br>ચમારગામ તા ભરૂચ | ૨૪ પા ઈસેભાઈ ઉમરજી<br>દયાદરા તા ભરૂચ |
| ૨૫. પા. કાસમજી હસનજી<br>દીવા તા. અંકલેશ્વર. | ૨૬ પા. મહંમદ અહેમદ<br>ઉમરવાડા તા અંકલેશ્વર |
| ૨૭ ઠાકોર છત્રસીંગજી ભારતસીંગજી<br>પાદ્રાજ તા વાગરા | ૨૮ પા. માધવ મનોર<br>વેસીવ તા વાગરા. |
| ૨૯ દેસાઇ સાકરલાલ દ્વારકાદાસ હાંસોટ | ૩૦ પા. અબદલા અમીભાઇ હાંસોટ. |
| ૩૧ પા મહંમદ ઈસપજી<br>છતાલી તા અંકલેશ્વર | ૩૨. પા જમીયતરામ હરજીવન<br>કઠવ તા હાંસોટ. |

## મેમ્બરો.

૪. આ વર્ષમા ૨૮ જીંદગાની સુધીના મેમ્બરો સહીત ૧૩૯૭ મેમ્બરો હતા. ગયા વર્ષમાં ૧૦ જીંદગાની સુધીના મેમ્બરો સાથે ૧૩૬૫ મેમ્બરો હતા જીંદગાની સુધીના મેમ્બરોનો વર્ગ ગયા વર્ષથી કહાડવામાં આવ્યો છે. આશા રખાય છે કે તાલુકા મંડળો પોતાના ગામોમાથી ઓછામાં ઓછા બેચાર જીંદગાની સુધીના મેમ્બરો મેળવી શકશે. દરેક તાલુકાના કુલ ગામોમાંથી કેટલા ગામો મળી કેટલા મેમ્બરો થયા છે તે પરિશિષ્ટ "ઓ" જોવાથી માલુમ પડશે આ વર્ષે આમોદ અને વાગરા તાલુકાએ સારો દેખાવ દેખાડયો નથી. ગયા વર્ષ કરતા થોડોક ઘટાડો છે પરંતુ જંબુસર તાલુકાએ હમેશની માફક પોતાનો પ્રથમ દરજ્જો જાળવી રાખ્યો છે જંબુસર તાલુકાના મામલતદાર મી० કરવે તથા એ તાલુકા મંડળ પોતાના તાલુકાની ખેતીવાડીમા સુધારો વધારો કરવા જે દેખીતી કાળજી બતાવે છે તેને માટે તેઓને માન ઘટે છે ભરૂચ, અંકલેશ્વર અને હાંસોટે ગયાં વર્ષ કરતા સારો દેખાવ કર્યો છે. એટલા માટે તાલુકા મંડળના સભાસદો અને તાલુકાના અમલદારોને ધન્યવાદ ઘટે છે છતા હજુ મેમ્બરોની સંખ્યામાં વધારો કરવાનું ક્ષેત્ર મોટું છે. ઘણા ગામોમાંથી હજુ એક પણ મેમ્બર મળી આવ્યો નથી; ગયા વર્ષ કરતાં આ વર્ષે ભરૂચ

પદ્ધતિ મુજબ વેપારીઓના પોતાના મંડળો છે અને બધા ધંધાઓની આસપાસ સટોરીયાઓનુ એક ટોળુ હોય છે તેઓ ચાલુ ભાવો ઊંચા વધારી મુકે છે અને એકવાર આ ભાવો ઉંચા ચઢયા કે તેમને નીચે લાવવાનુ કામ ઘણુ મુશ્કેલ છે.

૨ ભાવોમાં વધારો તે હાલના વખતનો એક ગંભીર સવાલ છે અને છેલ્લા કેટલાક વર્ષો થયાં તેણે નામદાર સરકારનુ ધ્યાન રોકી રાખ્યું છે તો પણ સરકાર તે બદલ કંઈ ગંભીર પગલું લઇ શકે તે પહેલાં ભાવો બમણા અને ત્રમણા થઇ ગયા છે

૩ મજુરીની પણ પ્રમાણમાં કીંમત વધી છે અને મીલ મજુરોની મજુરીમાં સેંકડે ૩૫ ટકાના વધારાનો પણ ઇતિહાસ છે જે વાંચકના મગજમાં તદ્દન તાજો છે.

૪ હાલની લડાઇ જાહેર કરવામા આવી તે વખતે ઇગ્લંડમાં જ્યાં જ્યાં સહકારી ભંડારો હતા ત્યા ત્યા સભાસદોનું કામકાજ ઘણા લાંબા વખત સુધી ઘણી સારી રીતે ચાલતું હતુ અને બીલકુલ અજાયબ થવા જેવુ નથી-કે કેટલીક ગામડાની સહકારી ભંડારવાળી મંડળીઓને જોઇતી ચીજો માટે જરૂરી સવળતાઓ મળેલી છે.

૫ રેલવે વેગનો ( માલ ગાડીના ડબ્બાઓ ) ની અછતના આ દીવસોમાં અને જ્યારે જુદા જુદા જીલ્લાઓમા અનાજ વિગેરેની નિકાસપર પ્રતિબંધો મૂકવામાં આવે છે ત્યારે બધારણવાળા વ્યવસ્થિત મંડળોજ જેઓ માત્ર પોતાના વાપર માંટે અને નહિ કે ભાવો વધારી વધુ નફો ખાવા સ્થાપવામાં આવ્યા છે. તેવાં મંડળો ખરેખર એક આશીર્વાદ સમાન છે અને નામદાર સરકારના જવાબદાર અમલદારોને પણ આવા મંડળોને મદદ કરવાનુ વધારે અનુકુળ પડે છે

૬ સહકારી ભંડારો દેશની અંદરના ભાગમા વસ્તી પ્રજાનુ ઘણું ભલુ કરી શકે અને જો આ સહકારી ભંડારો એક શહેરી વિભાગમા મુકરર કરેલી તથા વ્યવસ્થિત હદમા શરૂ કરવામાં આવે તો શહેરીઓને પણ તેઓ એકસરખી રીતે લાભદાયક થઇ પડે. વળી આવાં મંડળો "ઇન્ડેન્ટ" ( જરૂરીઆત માલ સભાસદોની જરૂરીઆત પુરતોજ ખરીદી તે તુરત તેમને સ્વાધીન કરવાની ) પદ્ધતિ મુજબ પણ ચલાવી શકાય છે.

૭ જો સહકારી ભંડારો જુંદી જુદી ચીજોમાં વેપાર કરવાનુ તકલીફવાળું અથવા મહેલાઇથી વ્યવસ્થા કરવા સરખુજ જણાય તો તેઓ મળી અમુક નક્કી કરેલી ચીજોનો વહેપાર કરવા માટે પણ રજીસ્ટર થઇ શકે છે અને જેમ સભાસદોની સંખ્યા ઓછી તેમ તેમનાપર અંકુશ રાખવાની સવળતાઓ વધારે રહે છે આવા ધંધામા વિગતોજ લાભ આપે છે અને મંડળાને પોતાના વેપારમાં

જે જે તબક્કાઓમાંથી પસાર થવાનું હોય છે તે બધા તબક્કાઓમાં આ વીગતો પર પુરેપુરી રીતે ધ્યાન રહેવુ જોઇએ.

૮ ખાનગી ભાગીદારોઓનાં માલીકોને હાથે પદ્ધતિસરની લુંટ થવાના વધારે સભવો અને સંજોગો છે કારણ તેમના ધંધાની અસર જે લોકોને લાગે છે તેમની તેમને ભાગ્યેજ સભાળ રાખવાની ફીકર હોય છે વસ્તુત. તેઓ ગરીબોના ભોગે પૈસા પેદા કરે છે ખાનગી ધધાઓમાં વળી નાખુશી ઉત્પન્ન થવાના વધારે સન્જોગો હોય છે અને તેમને દેખરેખની જરૂર પણ વધુ હોય છે. કેટલીક વખતે ભાગીદારો એકમેકનો અવિશ્વાસ કરતા જણાય છે. આ બધી ચીંતાઓ કાયદેસર રચાયલા બધારણવાળા ધધાઓમાં અસ્થાને છે. આવા ભડારો સહકારી બધારણના દાખલામાં સંતોષ માટે હજી પણ વધારે અવકાસ છે. તેમની વગર ખરચે નામદાર સરકાર મારફતે હિસાબી તપાસ થશે અને દેખરેખ પણ રહેશે અને આ તેમની ફત્તેહ માટે કંઇ નાનોસુનો ખાત્રી નથી. આ ઉપરાંત આવી સંસ્થાઓમાં જે નફાઓ થશે તે આયપતવેરામાંથી મુક્ત છે. અને સ્ટેમ્પના ખર્ચમાંથી પણ તેઓ માફીમાં છે. તેમજ જે કઇ નાણું તેમને બહારગામ બીજી મંડળીઓને મોકલવાનું હોય છે તે સરભર ભાવથી મોકલી શકાય છે એટલે હુંડીઆમણુ તે બદલ લાગતુ નથી.

૯ ધધામાં સહકારીતાનો મુદ્રાલેખ, ખોટે કઇ ધધો કરવો નહિ એ છે અને જેવી કંઇ ગેરવ્યવસ્થા કે દગો જણાય છે કે તરતજ મે, રજીસ્ટ્રાર સાહેબ તે મડળી ગમે તે વખતે રદ કરી શકે છે. આ દિશામાં લોક લાગણી જાગ્રત કરવાને માટે જે રીતે મુંબાઇમા દેવામાંથી છુટકારો અપાવવા કામ લેવામાં આવે છે તે રીતે ઇલાકાના શહેરોમાં ચળવળ ચલાવવાની જરૂર છે.

૧૦ સક્ષેપમાં સૂચના કરવામાં આવે છે કે મધાળે એક મધ્યસ્થ સહકારી ભંડારની ઇલાકાના શહેરમાં ખરેખર ઘણીજ જરૂર છે. આવો એક મધ્યસ્થ ભંડાર હોય તો જીલ્લાઓની ભંડારની મડળીઓ માત્ર વ્યાજબી ભાવ પોતાની જરૂરીઆતો મેળવવા માટે ઊકત મધ્યસ્થ ભંડાર તરફ વિશ્વાસપૂર્વક જોઇ શકે. મુંબાઇના પરમાર્થિક પુરૂષોએ જેમ સાખવાળી મધ્યસ્થ સહકારી બેંક માટે કર્યું હતું તેમ, આવો એક મધ્યસ્થ ભડાર સ્થાપવાની તેમણે પોતાની પ્રથમ ફરજ સમજવી જોઇએ જો સેન્ટ્રલ કો-ઓપરેટીવ બેંકના પેટા કાયદાઓથી C... .ડે. સભાસદ મંડળીઓના લાભ માટે આવો ધધો ચલાવવા રજા મળી શકતી હોય તો સેન્ટ્રલ બેંકના ડીરેકટરોને ઘટે છે કે જીલ્લાઓના સહકારી ભંડારોને જરૂરી ચીજો પુરી પાડવા માટે એક અમલમાં મૂકી શકાય તેવી યોજના ઉઠાવી લેવા તેમણે જલદીથી પ્રયાસ કરવો જોઇએ'-

---*---

# સરકયુલર.

નંબર ૯૮.

—*****—

## લડાઇના બોન્ડના ઉપયોગ બાબત.

જે મંડળીઓએ લડાઇના બોન્ડ ખરીદ કરેલા છે તેમને વારવાર વ્યાજ લેવામા અથવા વેચી દેતાં મુશ્કેલી પડે છે જો તેઓને આવી મુશ્કેલીઓ પડતી હોય તો સઘળી મંડળીઓને સલાહ આપવામાં આવે છે કે તેમને તેમના બોન્ડ મુબાઇ સેન્ટ્રલ કો-ઓપરેટીવ બેન્કમાં અનામત રાખી મુકવા અને બેન્ક તેમના તરફથી વ્યાજ લેશે; એટલુંજ નહિ પણ નોંધાયલી સહકારી મંડળીઓ ને તેમને અનામત મુકેલા બોન્ડના ૯૫ ટકા જેટલી રકમ સુધી પરૂ ટકાના વ્યાજે કરજ ધીરશે, પણ એવી સરતે કે કરજ પાછું ભરવાની મુદ્દત ૧૨ માસ થી વધારે હોવી જોઇએ નહિ અને તે બોન્ડ બેન્કને ગીરો લખી આપવા જોઇશે.

તા. ૧૭-૧૦-૧૯૧૮

—*—

# સરકયુલર.

નંબર ૯૭.

## લ્હેણી થઇ ગયેલી બાકી અને તેની વસુલાત.

સહકારી મંડળીના સારા વહીવટની મુખ્ય કસોટી તેના સભાસદો પાસેથી જેટલે દરજ્જે મુદતસર કરજ વસુલ કરવામા આવે તે છે મુદત થઇ ગયા છતાં બાકી ભરવામાં ન આવે તેવી બાકી સાધારણ રીતે હોય તેવી કોઇ પણ મંડળી ફતેહમંદ થઇ શકે નહિ. જો વ્યવસ્થાપક કમીટી પોતાની ફરજ બરાબર સમજે અને તે અદા કરવામાં ઉત્સાહી અને ચપળ હોય તો હમેશ બાકી જુજ રહેશે .ઘણી મોટી બાકી હોય તે વ્યવસ્થાપક કમીટી પોતાની ફરજ, બરોબર અદા કરતી નથી, તેવું હમેશાં સુચવે છે બીનઅનુભવી વ્યવસ્થાપક કમીટીના અનુવર્તન સારૂ મુદત થઇ ગયેલી બાકી અટકાવવા અને તે જ્યારે હોય ત્યારે તેને સારૂ કેવી રીતે કામ લેવું તેનો શ્રેષ્ઠ માર્ગ બતાવનારી નીચેની સુચનાઓ આપવામાં આવે છે.

અ. કરજ ધીરવા બાબત —કમીટીએ હમેશાં જે કામ સારૂ કરજ માગવામાં આવે તેની કાળજીપૂર્વક તપાસ કરવી અને તેના ભંડોળનો મોટો ભાગ ઉત્પાદક કામો સારૂ ધીરવા પ્રયત્ન કરવો. તેને જોવું જોઇએ જે કામ સારૂ તે મજુર કરવામાં આવી હોય તેજ કામમાં તે ખરેખર વાપરવામાં આવે છે.

કરજ ધીર્યું હોય તેના ઉત્પન્નમાંથી તે પાછું વસુલ થઇ શકે તે પ્રમાણે હપ્તાની તારીખ ઠરાવવી જોઇએ. દાખલા તરીકે બી સારૂ ધીરેલું કરજ તે બીથી ઉગાડેલા પાકમાંથી વસુલ થવુ જોઇએ. કુવા સારૂ ધીરેલું કરજ તે કુવાના પાણીથી ઉગાડેલા પાકમાથી હપ્તાથી વસુલ કરવું જોઇએ અને ઉત્પાદક કામ સારૂ ધીરેલા કરજના હપ્તા કરજ લેનારનો પાછાં ભરવાની શક્તિના પ્રમાણમાં મુકરર કરવી જોઇએ. કરજ લેનાર અને તેના જામીનો મહેનતુ અને પ્રમાણીક માણસો હોય તેવી કાળજી રાખવી. જો જમીન ગીરો લેવામાં આવે તો ગીરો મિલ્કતની કીંમત ધીરેલા કરજથી ઓછામાં ઓછી ત્રણ ઘણી હોવી જોઇએ.

બ. મુદત વધારી આપવાની બાબતઃ—ગમે તેટલી કાળજીથી કરજ ધીરવામાં આવ્યું હોય તો પણ અકસ્માત બનાવ બને તેથી કરજદારને નાણા પાછાં ભરવામાં મુશ્કેલી પડે પાક નિષ્ફળ જાય અથવા મુકરર કરેલા તારીખે તયાર થયા હોય નહીં, ઢોર મરી જાય, કરજદારનું ઘર બળી જાય, અથવા (પ્લેગ) મરકોને લીધે તેના કુટુંમના માણસો મરી જાય, પુર અગર દુષ્કાળને લીધે તેની ગોઠવણ ઉધી વળી જાય આવા દાખલાઓમા કરજ લ્હેણું થઇ ગયેલો બાકી તરીકે ગણવું નહિ વ્યવસ્થાપક કમીટીએ કરજદારને પોતાની રૂબરૂ બોલાવી તેની સ્થીતિ વિષે તપાસ કરી મુકરર કરેલી લ્હેણી તારીખે કરજ નો કઇ ભાગ વસુલ કરવો તો કેટલો કરવો તે નક્કી કરવુ જોઇએ અને બાકી ની રકમ યોગ્ય મુદતે પાછી ભરવા રીતસર ઠરાવ કરી મુદત વધારી આપવી જોઇએ. મુદત વધારી આપતા અગાઉ વ્યાજ હમેશ વસુલ કરવું જોઇએ જો સેન્ટ્રલ બેન્કનું લ્હેણું કરજ અથવા બહારના થાપણવાળાની થાપણ પાછી આપવા સારૂ મંડળી આ કરજના વસુલાત ઉપર આધાર રાખતી હોય તો તેને પોતાના સભાસદને મુદત વધારી આપવા અગાઉ સેન્ટ્રલ બેન્ક અગર થાપણ મુકનારને મુદત વધારી આપવા અરજ કરવી.

ક વસુલાતઃ—જો મુદત વધારી આપવા સારૂ કઈ સબળ કારણ ન હોય તો લ્હેણી તારીખે કરજ મુદતસર વસુલ કરવુ જોઇએજ પૈસા ભરવાની તારીખ ની એક મહિના અગાઉ સેક્રેટરીએ સભાસદોને મોઢેથી અગર લેખીત તાકીદ આપવી અને તે પ્રમાણે કરવામાં આવે તે વ્યવસ્થાપક કમીટીએ જોવું જોઇએ. જો કોઇ માણસ મુદતસર ભરી દે નહિ તો પ્રમુખ અને સેક્રેટરીએ જાતે તેમને ઘેર જઇ પૈસા વસુલ કરવા પ્રયત્ન કરવો

ડ બાકીદારોનો ઉપાયઃ—જો કોઇ સભાસદ તાકીદ આપ્યા છતાં જાણી જોઇને કરજ ન ભરે તો વ્યવસ્થાપક કમીટીને તેની સામે નીચે પ્રમાણે તજવીજ કરવા સલાહ આપવામાં આવે છેઃ—

અ—ફજેતી થાય તેવી રીતે લ્હેણી થઇ ગયા છતાં બાકી હોય તેવા બાકીદારોનાં લીસ્ટ મંડળીની ઓફીસમાં અથવા ચોરામાં જાહેર રીતે ચોડવાં.

ભઃ—સભાસદને તેની પાસેથી દંડનું વ્યાજ લેવામાં આવશે તેવી તાકીદ આપવી અને તે વસુલ કરવું.

કઃ—તેને બીજુ નવુ કરજ ધીરવાનું બંધ કરવું.

ડ —તેનાં જામીનદારોને લેખીત નોટીસ આપવી

ઈ—સાધારણ સભાએ તે માણસને વ્યવસ્થાપક કમીટી ઉપર કામ કરવા નલાયક ઠરાવવાનો ઠરાવ પસાર કરવો.

એફઃ—વ્યવસ્થાપક કમીટી આ કામ લવાદને સોંપવા બાબત ઠરાવ પસાર કરે ત્યારબાદની રીત સુચનાપત્ર "ટ" માં સમજાવ્યા પ્રમાણેની છે

જીઃ—લવાદે મુકરર કરેલો રકમ વસુલ કર્યા બાદ એ સભાસદનો મંડળીમાંથી જાહેર રીતે બહિષ્કાર કરી શકાય. વ્યવસ્થાપક કમીટીએ હમેશ યાદ રાખવું જોઇએ કે ૧૯૧૨ ના ૨ જા કાયદાની કલમ ૧૯ મુજબ તેને ધીરેલી કરજમાંથી મળેલા પાક, ઢોર અને ઓજાર વીગેરે ઉપર તેનો પ્રથમ હક્ક છે અને જો શાહુકાર અને બીજા માગનારા તેવી મિલ્કતમાંથી પોતાનુ લ્હેણું વસુલ કરવા પ્રયત્ન કરતા હોય તો તેમા વાંધો લેવો તા ૧૯-૧૦-૧૯૧૮.

---

## સરક્યુલર.

નંબર ૧૦૦.

### સેવીંગની થાપણો.

મુંબઇ સહકારી મંડળીઓ ૧૯૧૮ ના નિયમ ૧૨ મુજબ ખેડુતની શાખવાળી મંડળીઓને સભાસદો પાસેથી સેવીંગ થાપણો લેવાની છુટ છે, પણ ચાલુ થાપણ લેવાની છુટ નથી. જે મંડળીઓ સેવીંગ થાપણ દાખલ કરવા ઇચ્છતી હોય તેમને નીચે પ્રમાણે પેટા નિયમ વધારી તેમના નોંધેલા પેટા નિયમમાં સુધારો કરવો જોઇએ.

૪૨ (અ) ફકત સભાસદો પાસેથી નીચેની સરતોએ થાપણો લઈ શકાયઃ—

(૧) કોઇ થાપણ મુકનારને ખાતે (ચાલુ વ્યાજ શિવાયની) વધુમા વધુ રકમ કોઇ વખત રૂા. ૫૦૦) થી વધવી જોઇએ નહિ

(૨) એક વખતે ઓછામાં ઓછા ચાર આના અને વધુમાં વધુ રૂા. ૧૦૦) થાપણ તરીકે મુકી શકાશે.

(૩) થાપણ મુકનાર એક મહિનાની અંદર એક કરતાં વધુ વખત નાણાં પાછાં ઉપાડી શકશે નહિ.

(૪) થાપણ મુકનાર એકી વખતે એક રૂપીઆ કરતાં કમી રકમ અથવા રૂા. ૧૦૦) કરતાં જાદે રકમ ઉપાડી શકશે નહિ શિવાય કે તે પોતાનું ખાતું તદ્દન બંધ કરવા માગતો હોય.

(૫) પાસબુક રજુ કર્યા શિવાય કોઇ થાપણ લેવામાં આવશે નહિ અને કંઇ રકમ ઉપાડી શકાશે નહિ. 'પાસબુકમાં જમે કરવામાં આવી' હશે નહિ તેવી કોઇ પણ રકમ સારૂ મંડળી જવાબદાર રહેશે નહિ. જો પાસબુક ખોવાઇ જશે તો ચાર આના-ફી લઇ નવી આપવામાં આવશે.

(૬) દરેક મહિનાની પહેલી અને છેલ્લી તારીખ વચ્ચે થોડામાં થોડી શીલીક તે ખાતે નીકળતી હશે તે ઉપર ચાર ટકાના દરે વ્યાજ આપવામાં આવશે.

(૭). સેવીંગ ખાતામાંથી પૈસા પાછા ઉપાડવાનો અરજી મલ્યા બાદ રૂા ૧૦૦) ની અંદર હશે તો ત્રણ દીવસની અંદર અને રૂા. ૧૦૦) ઉપરાંત હશે તો ૧૦ દશ દીવસની અંદર ( જાહેર તહેવાર બાદ કરીને ) નાણાં આપવામાં આવશે. તા૦ ૨૫-૧૧-૧૮ પુના.

---

# સહકારી મંડળીઓ.

—***********—

જંબુસર તાલુકા સહકારી કોનફરન્સ તા ૧૧-૧૧-૧૯૧૮ના રોજ જંબુસર મોતીભાઇની ધર્મશાળામાં ભરૂચ જીલ્લાના મે૦ કલેકટર સાહેબના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી.

કોનફરન્સમાં તાલુકાની મંડળીઓના પ્રતીનીધીઓ ઉપરાંત મે૦ કલેકટર સાહેબ મી. બ્લેથવેટ, ડેપ્યુટી કલેકટર મી. પારેખજી, મી. જયેકર, ખા. બા. આંદરજી દલાલ, રા. સા. મલજી, આમોદના મામલતદાર મી કાથવટે અને જંબુસર ગામના પ્રતીષ્ઠીત ગૃહસ્થો મળી આશરે ૨૫૦ ઉપરાંત ગૃહસ્થો ભેગા મલ્યા હતા.

મી. પ્રાણવલ્લભદાસે જંબુસર તાલુકાની મંડળીઓની સ્થીતી જણાવી હતી.

૧૭ આ તાલુકામાં (૧૮) મંડળીઓ હાલ હસ્તી ધરાવે છે તેમાં સને ૧૯૧૮ના માર્ચ સુધીમાં (૧૫) અને તે પછી નવી (૩) થઇ છે જ્યારે ફક્ત (૨) મંડળીઓ દેગામ અને દેવલા કરજ બરાબર ન ભરી શકવાના કારણે અને મેમ્બરોની માંહોમાંહેની તકરારના સબબે સંતોષકારક કામ નહીં કરવાને લીધે રદ કરવી પડી છે.

૧૭ સદર મંડળીઓમાં (૧૭) ધીરધાર કરનારી મંડળીઓ છે અને (૧) બાંહેધરી આપનારૂં મંડળ છે.

૧૮ મંડળીઓના નામ અને મેમ્બરોની સંખ્યા તથા તે રજીસ્ટર થયાની સાલ નીચે જણાવ્યા પ્રમાણેની છે.

| | નામ. | રજીસ્ટર થયાની સાલ. | | મેમ્બરોની સંખ્યા. |
|---|---|---|---|---|
| ૧ | જંબુસર અરબન | ૧૯૦૯ | | ૧૧૪ |
| ૨ | જંબુસર ખેડુત | ૧૯૧૮ | (નવી) | ૧૪૧ |
| ૩ | કારેલી | ૧૯૧૪ | | ૯૮ |

| | | | |
|---|---|---|---|
| ૪ | હણખી અને જાફરપરા | ૧૯૧૫ | ૭૯ |
| ૫ | ભડકોદરા | ૧૯૧૫ | ૨૯ |
| ૬ | ઇસલામપોર | ૧૯૧૫ | ૨૫ |
| ૭ | કાવી | ૧૯૧૫ | ૪૦ |
| ૮ | પાલુદરા | ૧૯૧૫ | ૨૫ |
| ૯ | પલુદરા તલબદા પટેલ | ૧૯૧૬ | ૬૬ |
| ૧૦ | ઉચ્છદ | ૧૯૧૬ | ૫૫ |
| ૧૧ | કપુરીઆ | ૧૯૧૬ | ૧૯ |
| ૧૨ | વેડચ | ૧૯૧૬ | ૪૭ |
| ૧૩ | કહાનવા | ૧૯૧૬ | ૫૪ |
| ૧૪ | નાડા | ૧૯૧૭ | ૧૮ |
| ૧૫ | આસરસા | ૧૯૧૭ | ૨૬ |
| ૧૬ | કારેલી યુનીયન | ૧૯૧૭ (મંડળીઓ) | ૫ |
| ૧૭ | ટકારી | ૧૯૧૮ | ૧૪(નવી) |
| ૧૮ | ખાનપોર દેહ | ૧૯૧૮ | ૧૨(નવી) |

જબુસર અરબન સોસાયટી ૧૯૦૯ માં નોંધવામા આવેલી પણ તેનું કામકાજ ૧૯૧૪ ની સાલથી શરૂ કરવ માં આવ્યું છે

૧૯ ઉપરના કોઠા પ્રમાણે (૧૭) મંડળીઓના મેમ્બરોની સંખ્યા ૮૬૨ ની. છે. જ્યારે એક યુનીયનની પાચ મંડળીઓ સભાસદ છે

૨૦ મંડળીઓનાં તપાસણી દર વર્ષમાં એક વખત સરકારી ઓડીટર કરે છે અને તેનું કામકાજ જોઇ તે નીચે પ્રમાણે વર્ગ આપે છે.

**અ** સૌથી સરસ **બ** મધ્યમ

**ક** કનિષ્ટ **ડ** બીલકુલ ખરાબ

૨૧ ઉપલી (૧૮) મંડળીઓ પૈકી (૧૬)ની તપાસણી સરકારી ઓડીટરે અત્યાર સુધીમાં કરેલી છે અને છેલ્લી (૨) ની તપાસણી તે મંડળીઓ નવી હોવાથી હજુ સુધી કરી નથી. તેમા જબુસર અરબન, જબુસર પેડુત, હણખા અને જાફરપરા, ભડકોદરા, ઇસલામપોર, કાવી, કપુરીઆ, પોલુદરા, તલબદા પટેલ અને કારેલી યુનીયન કુલ (૯) અ વર્ગમાં અને બાકી રહેલી (૭) બ વર્ગમાં જણાવી છે એટલે ક તથા ડ વર્ગમા એક પણ સોસાયટી નથી.

૨૨ તપાસાયલી મંડળીઓના ભંડોળની એકંદર રકમ ૧૯૧૮ ના માર્ચ સુધીના પુરા થતા વર્ષમાં રૂા ૬૧૭૬૪–૫–૭ ની છે અને તેમાં વર્ષ દરમ્યાન મેમ્બરોને ધીરાયલા કરજની રકમ રૂા ૫૭૦૬૦–૮–૦ ની છે ભંડોળની રકમમાં સભાસદો તથા ખાનગી ગૃહસ્થોની થાપણો રૂા ૩૪૩૬૩–૧૦–૮ છે જ્યારે સેન્ટ્રલ બેંકો પાસેથી કરજે લેવામાં આવેલી એકંદર રકમ ફક્ત રૂા. ૫૫૦૦) ની છે એટલે મોટે ભાગે આ તાલુકામાં સેન્ટ્રલ બેંકોમાંથી આવતા નાણાંની

રકમ પ્રમાણમાં બહુ ઓછી છે અને જે ખાનગી ગૃહસ્થો થાપણ મુકનારા છે તે બધા જંબુસર તાલુકાનાજ મોટે ભાગે છે.

૨૩ જંબુસર શહેરની મંડળીઓને ૪૫ ટકાથી ૬૫ ટકા સુધીના વ્યાજે જોઇતાં નાણાં મળે છે અને ગામડાની બીજી મંડળીઓને ૬૫ થી ૭૫ ટકા સુધી વ્યાજથી નાણાં મળે છે જ્યારે વ્યાજે નાણાં ધીરવાનો દર સઘળી મંડળીઓનો એક સરખો દર સેકડે રૂા ૯–૬–૦ છે.

૨૪ મંડળી ચલાવવાનો ખર્ચ સરેરાસ રૂા ૧૦૦)ની મુડીએ રૂા ૧૪–૭–૦ આવે છે અને તે જતાં તમામ નફો રીઝર્વ ફંડ ખાતે લઇ જવામાં આવે છે અને તેવા રીઝર્વ ફંડની એકંદર રકમ રૂા ૧૯૪૭–૧૭–૫ છે.

૨૫ કારેલી સિવાયની તમામ મંડળીના મેમ્બરો ધારેલુ કરજ વખતસર અદા કરે છે કારેલીનો વસુલાત થોડો હોવાનું મુખ્ય કારણ તેના ચેરમેન મી. શીવશંકરની અતિશય ભલમનસાઇ છે. તે મંડળીનાં નાણા ન ભરનાર સભાસદો ઉપર લવાદી હુકમનામાં મેળવવામા આવ્યાં છે, અને તેમનું કરજ ભરપાઇ થયે તેમને મંડળીમાંથી કમી કરવા પણ ચેરમેનને સુચના કરવામાં આવી છે

પરીષદમાં જબુસર અરબન સહકારી મંડળીનો રીપોર્ટ અને સહકારી મંડળીઓને ધ્યાનમાં રાખવાલાયક ૧૫ આદેશો જે ડીવીઝનના ઓનરરી ઓર્ગેનાઇઝર રા. સા મલજી અને મી પ્રાણવલ્લભદાસે તૈયાર કર્યા હતા તે વ્હેંચવામાં આવ્યા હતા.

કોનફરન્સમાં નીચે પ્રમાણે ઠરાવો પસાર થયા હતા

(૧) આ પરીષદનો એવો અભિપ્રાય છે કે સહકારી મંડળીઓના કામના વ્હોળા ફેલાવા અને વધારા સારૂ પ્રાથમીક કેળવણીનો વિસ્તાર વધારવો તે ઘણું જરૂરનું છે.

(૨) આ કોનફરન્સનો એવો અભિપ્રાય છે કે દરેક ગામડાની મંડળીએ પોતાના દફતરે તમામ સભાસદોની મીલકતનું પત્રક સુચનાપત્ર "વાય"માં ફરમાવ્યા પ્રમાણે રાખવું જોઇએ અને દર વરસે તપાસી તેમાં સુધારો કરવો જોઇએ.

(૩) આ કોનફરન્સ તમામ મંડળીઓને ભલામણ કરે છે કે મંડળીની વ્યવસ્થાપક કમીટીના તમામ સભાસદોએ તેઓ હાજર હોય તે વખતે કમીટીના પ્રોસીડીંગ ઉપર સહી કરવી જોઇએ

(૪) કરજ સભાસદોને જોઇએ તે વખતે અને તાકીદે મળે તેટલા સારૂ મંડળીની સાધારણ સભાએ તેઓની ચાલુ જરૂરીઆત અને સ્થીતી ધ્યાનમાં લઇ વારસીક વર્તારા કરી દરેક સભાસદની સાખ નક્કી કરવા આ કોનફરન્સ તમામ મંડળીઓને ભલામણ કરે છે

(૫) આ કોનફરન્સનો એવો અભિપ્રાય છે કે મંડળીના સભાસદો કરકસર કરતાં શીખે અને તેમની સ્થીતી સુધરે તેટલા સારૂ દરેક સભાસદ પાસેથી

# જાહેર ખબર.



થી ગુજરાત ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ત્રિમાસીક પત્રમાં અત્યાર સુધી જાહેર ખબરો છાપવાનો રીવાજ હતો નહિ પણ પત્રના ગ્રાહકોની જાણને માટે ખેતીવાડી તેમજ હુન્નર ઉદ્યોગને લગતી, જાહેર ખબરો પત્રમાં છાપવાનું ઉચીત લાગવાથી તે હવેથી નીચેના દર મુજબ લેવામા આવશે

| જાહેર ખબરની જાત | કેટલી લીટીઓ અથવા પાના | દર. | |
|---|---|---|---|
| અનિત્ય | ગમે એટલી લીટીઓ પણ આઠ લીટી કરતા વધુ નહિ | દરેક લીટી છાપવાના બે આના પણ દરેક જાહેર ખબર દોઢ અડ આનાથી કમતી નહિ | |
| | | ૨ અંક | ૪ અંક. |
| | | રૂા આ. પા. | રૂા આ. પા |
| જાથુકની જાહેર ખબરો. | પા પેજના ... .. | ૫—૦—૦ | ૯—૦—૦ |
| | અર્ધા પેજના .. ... | ૮—૦—૦ | ૧૨—૮—૦ |
| | એક પેજના ... .. | ૧૧—૦—૦ | ૧૮—૦—૦ |

અંકના પાછલા બહારના પુઠાપર છાપવાની જાહેર ખબરો પેટે ઉપરના દર કરતાં સેંકડે ૧૫) ટકા વધુ લેવામાં આવશે

જાહેર ખબરો પેટે પૈસા અગાઉથી લેવામાં આવશે. કોઇ પણ જાહેર ખબર ભરૂચના ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગના મંડળને માન્ય નહિ હશે તો પત્રમાં દાખલ કરવામાં આવશે નહિ

ઇશ્વરલાલ નરશીલાલ દેસાઇ.
ઓ. સેક્રેટરી.
ભરૂચ ખે. હુ. ઉ. મંડળ.

श्री गुजरात

# खेतीवाडी अने हुन्नर उद्योग

## त्रिमासिक.

**THE GUJARAT AGRICULTURAL & INDUSTRIAL QUARTERLY.**

વર્ષ ૭ મુ ] એપ્રીલ-૧૯૨૦ [ અંક ૧ લો

फ्रत्स्य घोहिता स्वर्ण दैन्य मघाग घेक्षिता ॥
कृषि कृषि पुराणश्र हत्सुधान्न पराग्नर ॥

### પબ્લીકેશન કમિટી.

૧ સરદાર રા બા. મોતીલાલ ચુનીલાલ દેશાઇ, ભરૂચ
૨ મી ગુલાબભાઇ એન દેશાઇ,
ડી સુ ઓફ એગ્રીકલચર, ઉત્તર વિભાગ, સુરત
૩ મી નરહરી કે દેશાઇ, બી એ ભરૂચ
૪ મી કાલીદાસ દામોદરદાસ ખાંધીઆ,
બી એ એલએલ બી ભરૂચ
૫ મી વ્રજલાલ કે અગરવાલા, બી એ મુબાઇ
૬ મી ચુનીલાલ નંદલાલ દેશાઇ,
વેટરીનરી આસિસ્ટન્ટ, ભરૂચ
૭ રા. સ. ગુણવતરાય હીરાલાલ દેશાઇ બી એ
ઓડીટર, કો-ઓપરેટીવ સોસાઇટીઝ
ઉત્તર વિભાગ, ભરૂચ.

ભાવાર્થ—એના ઉપર બેઠેલા પોતે ખાતે દેખરેખ રાખે તો તે સુવર્ણ આપે એવી છે પરંતુ જો પોતે તેના ઉપર નજર નહિ રાખે તો તે મનીગાઇ આવે એવું કૃષિપુરાણ મારી પરાશર ઋષિ કહે છે

લવાજમ—મંડળના લાઇફ મેમ્બરોને મફત—મંડળના સભાસદોને મફત
અન્ય ગ્રાહકો માટે વાર્ષિક રૂા ૧-૦-૦ પોસ્ટેજ રૂા ૦-૨-૦

# વિષયાનુક્રમણિકા.

—********—



—*—

શ્રી ગુજરાત
# ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ
ત્રિમાસિક.

વર્ષ ૭ મું ] એપ્રીલ-૧૯૨૦. [ અંક ૧ લો.

## પ્રાસંગિક નોંધ અને ચર્ચા.

**અમારૂં છઠું વર્ષ અને પ્રગતિ.** આજે ગુજરાત ખેતીવાડી, હુન્નર ઉદ્યોગ ત્રિમાસિક પોતાનું છઠું વર્ષ પુરૂં કરી સાતમા વર્ષમા પ્રવેશ કરે છે, અને તેની વર્ષગાંઠ ના પ્રસંગે અમો તેને અમારા તરફથી તથા ગુજરાતની ખેડુત પ્રજા તરફથી અભિનંદન આપીએ છીએ. ગુજરાતની ખેડુત પ્રજાની સેવા કરતા છ વર્ષ વહી ગયાં છે, તે દરમ્યાનમા ત્રિમાસિકે ગુજરાતની ખેતી કેમ સુધરે, ખેતીની પેદાશ કેમ વધે, યાંત્રિક બળના સુધરેલા ઓજારો વાપરવાથી ખેડુતને શું ફાયદો થાય, સારી ખેડ, સારૂં ખાતર તથા વખતસર પાણી આપવાથી ખેતીની પેદાશપર શું અસર થાય છે વિગેરે વિગેરે વિષયો ઉપર લેખોદ્વારા ચર્ચા કરી પોતાથી બનતી સેવા કરવા પ્રયત્ન કર્યો છે. વર્ષ આજે પુરૂં થયુ છે અને ભવિષ્યમાં આપણે શુ કરવાનું છે તે બાબત હવે આપણે વિચાર કરવાનો છે. યુરોપની લડાઇમાં આપણા દેશે જે ભાગ ભજવ્યો છે અને લડાઇ દરમ્યાન જે જે નવી શોધો કરવામાં આવી છે તેને લીધે આપણો દેશ બીજા દેશોની સાથે વધારે નિકટ સબંધમાં આવ્યો છે અને આપણા દેશની પેદાશના ભાવોપર દુનિયાના બજારના ભાવોની અસર થવા લાગી છે. હિન્દુસ્થાનને માટે ઘણા અગત્યના સવાલો રજુ થયેલા છે અને તેવા સવાલોનો ઉકેલ કરવાનો આધાર આપણા ખેડુતોપર ઘણેભાગે રહેલો છે.

હાલમાં ખેડુત પ્રજા આગળ જે મુખ્ય સવાલ આવીને ઉભો છે તે અસહ્ય મોંઘવારીને લગતો છે. યુરોપની મહાન લડાઇ દરમ્યાન આશા રાખવામાં

જવામાં આવે છે. આ ઢોરો માટે ખેડુતોને મન માન્યા ભાવ આપવામા આવે છે અમે પ્રથમમાં અમારા ખેડુતોને કહીશું કે સારી ઓલાદ પેદા કરવાને લાયકના ઢોર વેચી નાંખવાથી એઓની ખેતીપર માઠી અસર થશે અને તેને માટે તેઓને પસ્તાવું પડશે અને ઢોરોને હાલની વસ્તુસ્થીતિમાં ન વેચવા એ વધારે સલાહ ભરેલુ છે, પરતુ તે નિયમ હમેશને માટે ચાલુ રાખવો, અને તે નિયમ આપણને લાભકર્તા હોય એમ અમારૂં માનવુ નથી. હિન્દુસ્થાનના ઢોરની કીંમત જ્યારે જગતના બજારોમાં અંકાવા લાગી છે હિન્દુસ્થાનના ખેડુતોને એમના ઢોરો માટે મ્હોડે માગેલી કીંમતો મળવા લાગી છે ત્યારે આપણા માટે સરસ ઉપાય તો એ છે કે ઢોરની ઉછેર વધારવી, તેની ઓલાદ સુધારવા પ્રયત્ન કરવા, કસાઇખાનાઓ બધ કરાવવા, દેશમા વારવાર પડતા દુકાળો માટે ચારાનો સંગ્રહ કરી ગામેગામ ઢોરોના દવાખાનાઓ અને પાંજરાપોળો સ્થાપી ઢોરોમાં મરણ પ્રમાણ ઓછુ કરી પેદાશ વધારવી અને પરદેશથી મળતો નફો મેળવી ગરીબાઇનુ દુઃખ ટાળવુ અમે અમારા ખેડુત ભાઇઓને કહીશું કે જો આપણે ધીરજ અને ખંતથી વધું મહેનત કરી પેદાશ વધારશું તો મોંઘવારીનો ઉકેલ સહેલાઇથી થશે અને તેવી મહેનત કરવા માટે પરમ કૃપાળુ પરમેશ્વર આપણને વધારે બળવાન, ધનવાન અને શ્રદ્ધાવાન બનાવે એવી યાચના કરીશું

**માસિક.** ત્રિમાસિકને માસિક બનાવવા કેટલાક મિત્રો તરફથી ભલામણ કરવામાં આવી હતી અને તે બદલ ગ્રાહકોના મત માંગવામાં આવેલા. અમુક નજીવા અપવાદો સિવાય તેને વધુ લવાજમ આપી માસિક બનાવવા સઘળા ગ્રાહકોએ પોતાની ઇચ્છા દર્શાવી હતી ત્રિમાસિકને માસિક બનાવવા ત્રિમાસિકની પબ્લીશીંગ કમીટીએ બહાલી આપી હતી અને તેને આજના અંકથી માસિક તરીકે પ્રગટ કરવાનો ઠરાવ કરવામાં આવેલો સદરહુ ઠરાવને ખેતીવાડીના સુપ્રીન્ટેન્ડેન્ટ મી ગુલાબભાઇ એન દેશાઇ તરફથી મીટીંગમાં હાજર થઇ અનુમોદન આપવામા આવેલુ અને પોતાથી બનતી મદદ આપવા પણ જણાવેલું બાદ ખેતીવાડી ખાતાને વધુ લવાજમ આપવાનુ યોગ્ય નહિ લાગવાથી અને તે ખાતું ત્રિમાસિકની ઘણી નકલો ખરીદતુ હોવાથી, પુરતાં ભંડોળ તથા મદદના અભાવે ત્રિમાસિકના ગ્રાહકોમાં સારો વધારો થાય નહિ ત્યાં સુધી માસિક પ્રસિદ્ધ કરવાનો વિચાર હાલમાં કમનસિબે મુલતવી રાખવામાં આવ્યો છે.

---

# હિન્દમાંથી ઢોરોની નિકાશ.

—**********—

## મુંબાઇ, કલકત્તા, મદ્રાસ અને કરાંચી બંદરોના સત્તાવાર આંકડા.

હિન્દમાંથી ઢોરોની પરદેશો ખાતે ૧૯૧૯ ની સાલમાં થયેલી નિકાશ બાબે એ મી ચુનીલાલ વી. મહેતાએ મુંબાઇની ધારાસભા મધે પુછેલા સવાલ નો જવાબ આપતાં સરકારે જણાવ્યુ હતુ કે કલકત્તામાંથી તા. ૧ લી અપ્રેલ ૧૯૧૮ થી તા ૩૧ મી ડીસેમ્બર ૧૯૨૦ સુધીના ૨૦ મહિનામાં કુલ્લે ૧૪૬૮ ઢોરો પરદેશો ખાતે નિકાશ કરવામાં આવ્યા હતાં, જેની વિગતો નિચે મુજબ:—

| | |
|---|---|
| સ્ટ્રેટસ સેટલમેન્ટ ખાતે .... ... ... | ૫૨૪ |
| બ્રેઝીલ ખાતે .... .... ... .... | ૩૬૦ |
| સુમાત્રા ખાતે .... ... ... ... | ૨૦૪ |
| જાવા ખાતે .... ... .... .... | ૧૦ |
| ફીલીપાઇન ખાતે.. .... .... .... | ૭૮૦ |
| ફ્રાન્સ ખાતે .... .... ... .... | ૯૦ |

સને ૧૯૧૯ ના જાનેવારીથી ડીસેમ્બર સુધીમાં મદ્રાસ ઇલાકાના જુદાં જુદાં બંદરો ખાતેથી ઘેઢાં અને બકરા શિવાય બીજા ઢોરોની નિકાશ પરદેશો ખાતે નિચે મુજબની થઈ હતી:—

| | |
|---|---|
| સીલોન... ... .... .... ... | ૯૬૧૬ |
| સ્ટ્રેટસ સેટલમેન્ટસ ... .... ... | ૧૬૩૮ |
| ફેડરેટેડ મલે-સ્ટેટસ .. .... ... | ૮૦૮ |
| સુમાત્રા.... ... .. .... .... | ૬૭૬ |
| જાવા .... .. .... .... .. | ૯૬ |
| બ્રેઝીલ ... .... .... .. ... | ૩૨૯ |

મુબાઈ ખાતેથી ૧૯૧૫-૧૬-૧૭ અને ૧૮ ની સાલ દરમ્યાન ઢોરોની પરદેશ ખાતે નિકાશ ફક્ત એકલા જંગબાર ખાતે થતી હતી કે જ્યાં અનુક્રમે દર વરસે ૨૪-૧૬૨-૧૦૫ અને ૨૦ ઢોર નિકાશ થયાં હતાં, પણ ૧૯૧૯ ની સાલમા મુબાઈ ખાતેથી કુલ્લે ૧૬૬૦ ઢોર નિકાશ થયાં હતાં જે જુદા જુદા દેશો ખાતે નિચે મુજબની સંખ્યામાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| બ્રેઝીલ .... | .... ૧૧૭૮ | ફ્રાન્સ ... | .... ૨૧૭ |
| બેલજીઅમ | .... ૧૧૦ | જંગબાર.... | ... ૧૫૫ |

કરાંચી ખાતેથી તા. ૧ લી અપ્રેલ ૧૯૧૮ થી તા ૩૧ મી ડીસેમ્બર ૧૯૧૯ સુધીના ૨૧ મહિનામાં પરદેશ ખાતે ઢોરોની થયેલી નિકાશમાં ખાનગી હીસાબે ૨ ઢોર અને લશ્કરી ખાતાના હીસાબે ૧૦૫૯ ઢોર નિકાશ કરવામાં આવ્યાં હતાં.

મુંબાઇમાથી લશ્કરી ખાતાને હીસાબે મેસોપોટેમીઆ અથવા બીજા મથકો ખાતે ઢોરની કાંઇ પણ નિકાશ થઇ હતી નહિ.

---

# મુંબઈમાંથી ઘી અને માંખણની પરદેશો ખાતે નિકાશ.

## સરકારે પુરા પાડેલા સત્તાવાર આંકડાઓ.

સને ૧૯૧૫ થી ૧૯૧૯ સુધીના પાચ વરસ દરમ્યાન દરેક વરસમાં મુંબાઇમાંથી મેસોપોટેમીઆ અને બીજા મથકોએ ઘી અને માખણના કેટલા જથા નિકાશ કરવામા આવ્યાં, તેની વિગતો એ મી. ચુનીલાલ વી મહેતાએ જાણવા માગતાં સરકારે એ વિગતો ધારાસભા મધે રજુ કરી છે. ઘીની નિકાશ કેટલાં પાંચ વરસમા નીચે મુજબ છે:—

| વરસ | ખાનગી હીસાબે હંડ્રવેટ | લશ્કરી ખાતાના હીસાબે હંડ્રવેટ. |
|---|---|---|
| ૧૯૧૫–૧૬ | ૧૦૯૩૬ | ૪૧૮૦૭ |
| ૧૯૧૬–૧૭ | ૮૦૭૦ | ૭૭૨૮૦ |
| ૧૯૧૭–૧૮ | ૮૮૫૮ | ૧૨૫૩૦૦ |
| ૧૯૧૮–૧૯ | ૮૨૯૩ | ૧૮૦૪૦૬ |
| ૧૯૧૯–૨૦ ( ઓ ડી ) | ૪૩૬૧ | ૮૪૬૯૧ |

માખણની નિકાશ એજ મુદતમા નીચે મુજબ છે:—

| | | |
|---|---|---|
| ૧૯૧૫–૧૬ | ૮૧૨૪૮૧ | ૨૮૦૬૭૪ |
| ૧૯૧૬–૧૭ | ૧૪૬૦૬૬૩ | ૧૮૧૪૯૭૯ |
| ૧૯૧૭–૧૮ | ૧૫૦૩૦૭૮ | ૨૫૦૯૦૬૮ |
| ૧૯૧૮–૧૯ | ૬૭૩૨૫૨ | ૯૮૩૩૯૦ |
| ૧૯૧૯–૨૦ ( એ, ડી ) | ૪૮૩૮૫૫ | ૯૬૧૦૦ |

---

ગયા ફેબ્રુઆરી માસની તા ૨૭-૨૮-૨૯ ને રોજ ભરૂચમાં ખેતીવાડી અને ઢોરોનું પ્રદર્શન ભરૂચ જીલ્લાની ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ મંડળ તરફથી ભરવામાં આવેલુ. પ્રદર્શનની વ્યવસ્થા કરવા માટે ભરૂચ જીલ્લાના કલેકટર સાહેબના પ્રમુખપણા નીચે એક પ્રદર્શન કમીટી નીમવામાં આવેલી. ઘી, દુધની મોંઘવારી, ઢોરોનું મરણ પ્રમાણ તથા ખેતીના ઢોરોના હાલત જોઇ મંડળના પ્રમુખ અને જીલ્લાના કલેકટર મી ળી. ડબલ્યુ કીશને આ પ્રદર્શન ભરવાનો વિચાર મંડળને દર્શાવ્યો હતો અને તે વિચારને અનુસરી પ્રદર્શન ભરવામાં આવ્યુ હતુ, પરતુ પ્રદર્શનના દિવસો અગાઉ એઓ સાહેબ રજા ઉપર પોતાના વતન પધાર્યા હતા અને તે પ્રદર્શનને ફતેહમંદ બનાવવાનુ કાર્ય મંડળના નવા પ્રમુખ અને જીલ્લા કલેકટર મી એસ. એચ કોવર્નટન સાહેબને સોંપી ગયા હતા. નવા પ્રમુખ સાહેબે આવતાની સાથે પ્રદર્શનની બાબતમાં ઘણી ઉલટ અને ખંતથી કામ કરવા માંડયું હતુ અને તેને ફતેહમંદ બનાવવા માં મુખ્ય ભાગ લીધો હતો.

**ભરૂચ ખેતીવાડીઅને ઢોરોનું પ્રદર્શન.**

પ્રદર્શન પહેલા એકલાં ઢોરોનુંજ ભરવાનો વિચાર રાખવામાં આવેલો; પરતુ પાછળથી ખેતીવાડીનુ પ્રદર્શન પણ જોડે રાખવાનો ઠરાવ કરવામાં આવેલો અને તે મુજબ ઢોરો અને ખેતીવાડીનુ પ્રદર્શન ભરવામાં આવેલું.

પ્રદર્શનમાં ભાગ લેવા તા ૨૯ મી ફેબ્રુઆરીને રોજ ખેતીવાડી ખાતાના વડા ડાૅ માન સીવીલ વેટરીનરી સુપ્રીન્ટેન્ડેન્ટ મી. ટેલર, ડેપ્યુટી ડાયરેકટર ફોર એનીમલ બ્રીડીંગ મી. બ્રુઇન તથા ખેતીવાડી તેમજ ઢોરના ખાતાના નાના મ્હોટા અમલદારો પધાર્યા હતા અને પ્રદર્શનને ફતેહમંદ બનાવવામાં મદદ કરી રહ્યા હતા

આવુ પ્રદર્શન જીલ્લામાં પહેલીજવાર થએલુ હોવાથી જીલ્લાના ખેડુતોમાં તેમાં હરીફાઇ કરવાનો જુસ્સો પ્રગટી નિકળ્યો હતો અને લગભગ ૨૦૦ ઉપર ઢોરો અને ૨૦૦૦ ઉપર ખેતીવાડીના નમુનાઓ રજુ કરવામા આવેલા. ખેતીવાડીના નમુનાઓમાં લગભગ ૪૦૦ નમુનાઓ કપાસના રજુ થયેલા, તે ઉપરાંત ખેતીવાડી ખાતા તરફથી અનાજ, ઘી, કપાસ, ફળ ફળાદિ તથા ખેતીને હાની કર્તા જતુઓના નમુનાઓ રજુ કરવામા આવેલા અને તેને લગતી વિગતો ખેડુતોને સમજાવવા સારૂ સુરતના ખેતીવાડીના સુપ્રીન્ટેન્ડેન્ટ મી. ગુલાબભાઇ એન. દેશાઇની દેખરેખ નીચે ખેતીવાડી ખાતાના ચુનંદા અમલદારો હાજર રહેલા હતા. પ્રદર્શનની જગ્યાની એક બાજુનું ખુલ્લુ મેદાન ખેડી નાંખી ખેડુતોને સુધરેલાં ઢબના ઓજારોનો ઉપયોગ સમજાવવા ખેતવાડી ખાતા તરફથી અખતરાઓ કરવામા આવ્યા હતા. ખેતીવાડી પ્રદર્શનના મંડપની બાજુમાં

હાથીઆ થોરનો ચારા તરીકે ઉપયોગ કરવાનુ બતાવવા માટે લુવારની ધમણ માંડી પ્રયોગ કરવામાં આવેલો. ખેતીવાડી વિભાગમા ભરૂચ સેનીટરી એસો-શીએશન તરફથી સ્ટૉલ ઉઘાડવામાં આવેલો અને તે પ્રેક્ષકોનું ખાસ ધ્યાન ખેંચી રહ્યો હતો નડીઆદના મીકમમેન મી. ચુનીલાલ તરફથી પણ બીના સારામાં સારા નમુનાઓ રજુ કરવામાં આવેલા અને તે અમલદારો તથા પ્રેક્ષ-કોની પ્રસંશા પામ્યા હતા.

પ્રદર્શન નર્મદા નદીને કિનારે શહેરના કોટની દીવાલની બાજુમાં ભરવામાં આવેલું અને તેને વાવટા તોરણ વિગેરેથી શણગારવામા આવેલુ હોવાથી નદી નો રમણિય કિનારો વધારે રમણિય બન્યો હતો વેટરીનરી ખાતાના તથા ખેતવાડી ખાતાના ઓફીસરો માટેના તબુઓએ જગ્યાની ખુબીમાં ઓર વધારો કર્યો હતો.

પ્રદર્શન તા ૨૭ મી ફેબ્રુઆરીએ સવારના ૮ વાગે ભરૂચ જીલ્લાના કલેક્ટર અને ખેતીવાડી મંડળના પ્રમુખ મો એમ એચ કોવર્નટને ખુલ્લું મેલ્યું હતું અને તે વખતે મી. ટેલર, મી ક્રુઇન, ડીસ્ટ્રીકટ જડજ મી આડવાની, ખા બા આદરજી દલાલ, સરદાર રા બા મોતીલાલ તથા બીજા સરકારી અમલદારો અને શહેરના બીજા નામાંકિત ગૃહસ્થોએ હાજરી આપી હતી અને તેઓને રીઝવવાને એક બેન્ડ હાજર રાખવામાં આવ્યુ હતું. લોકોનો દરોરો આખો દિવસ ચાલુ રહ્યો હતો અને તેઓનું ધ્યાન ખેંચવા માટે દિવસના ભાગમાં જુદા જુદા પ્રોગ્રામો રજુ કરવામાં આવેલાં તા ૨૭ મીએ બપોરના બે વાગ્યા પછીથી ખેતીવાડી અને વેટરીનરી ખાતાઓ તરફથી જુદી જુદી જાતના અખતરાઓ કરવામાં આવેલા, અને તે જોવામાં લોકો ઘણા ગુ થાઇ ગયા હતા સાંજના ચારથી સાડા છ સુધી ખાસ તૈયાર કરેલા મંડપમાં વેટરી-નરી ખાતા તરફથી મી. એમ. સી જોશીએ "પશુ વૈદકશાસ્ત્ર", મી જે જે. ઠ્યાસે "આફરો" અને "જનાવરોના ચેપી રોગોમાં રસીની ઉપયોગિતા" અને મી ડી વૈશ્નવે "જનાવરોના ચેપી રોગો" ના વિષયોપર જુદાં જુદાં ભાષણો આપ્યા હતાં, અને તે સાંભળવાને મંડપ ખીચોખીચ ભરાઇ ગયો હતો. સાંજના સાડા છ પછીથી રાતના નવ વાગ્યા સુધી ખેતીવાડી ખાતા તરફથી મી. ઝવેરીએ અને ભરૂચ સેનીટરી એસોસીએશન તરફથી તે મંડળના ઉત્સાહી કલાર્ક મી. ચીમનલાલે મેજીક લેન્ટર્ન (જાદુઈ ફાનસ) ના પ્રયોગો બતલાવ્યા હતા, તે જોવાને રાતના સાડા દશ વાગ્યા સુધી અસખ્ય પ્રેક્ષકો ત્યાંથી ખસતા નહોતા.

તા. ૨૮ મીએ પ્રદર્શન સવારના આઠથી ખોલવામા આવ્યું હતું અને ઇનામનો નિર્ણય આજે થવાનો હોવાથી લોકોની ઠઠ અને ઉત્સાહ આજે વધુ માલમ પડતાં હતાં. મી. ટેલર, મી. ક્રુઇન, મી. જહાંગીરજી દલાલ વિગેરે

ગૃહસ્થો ઢોરોની પરીક્ષા કરવામાં ગુંથાયેલા હતા, અને તેને માટે ખાસ તૈયાર કરેલાં કુંડાળા (જજીંગરીંગ) માં ઢોરોને ફેરવતા હતા. આ દેખાવ તદ્દન નવીન હોવાથી અને ઢોરો માટે હરીફાઈ સારી થયેલી હોવાથી લોકોનો ઉત્સાહ ત્યાં માતો નહતો. પ્રદર્શનને માટે સ્થાનિક સુધરાઈની નિશાળો આજે ખાસ બંધ રાખવામાં આવેલી અને છોકરાઓનાં જે ટોળા પ્રદર્શન જોવા ઉતરી પડયા હતાં તેઓને અંકુશમાં રાખવાનું કામ ઘણું મુશીબત થઈ પડયું હતુ. ઢોરોના નિર્ણયનું કામ બપોરના લગભગ એક વાગે પુરૂ થયું હતું અને તે લગભગ બધો વખત પ્રદર્શન કમીટીના પ્રમુખ મી. એસ. એચ. કોવર્નટન હાજર રહેલા હતા.

ખેતીવાડી વિભાગમાં ઇનામનો નિર્ણય કરવાનું કામ લગભગ સાંજના ચાર વાગ્યા સુધી ચાલ્યું હતું, અને તેમાં ખા બા. આદરજી, મી. નાથાભાઇ પટેલ અને ખેતીવાડી ખાતાના અમલદારોએ સારી મહેનત કરી હતી. દિવસના ત્રણ થી પાંચ વાગ્યા સુધી વેટરીનરી ખાતા તરફથી ઉત્તર વિભાગના ઇન્સ્પેકટર મી. પી. ડી મનીઆરે "ઢોરના ચેપી રોગો અને તેને અટકાવવાના ઉપાયો" "ઘોડાની ઓલાદ અને ઉછેર" તેમજ સ્થાનિક વેટરીનરી એસીસ્ટન્ટ મી. સી. એન દેશાઈએ "તદુરસ્ત જાનવરની સંભાળ અને માંદાની માવજત" એ વિષયોપર તથા ખેતીવાડી ખાતા તરફથી જુદા જુદા વિષયોપર ભાષણો સ્થાનિક મ્યુનિસિપાલીટીના પ્રમુખ અને ભરૂચ ખેતીવાડી મંડળના ઉપપ્રમુખ સરદાર રા બા મોતીલાલ ચુનીલાલના પ્રમુખપણા નીચે આપ્યાં હતાં. આ ભાષણો તેમજ તા. ૨૭ મીને દિવસે આપવામા આવેલાં ભાષણોમાંનાં કેટલાંક ભાષણો નો સાર ત્રિમાસિકના આ અંકમાં પ્રગટ કરવામાં આવ્યો છે, અને બાકીના ભાષણો હવે પછીથી આપવામાં આવશે.

સાંજના પાંચ વાગે ઇનામ વહેંચવા માટે જીલ્લા કલેકટર મી એસ એચ. કોવર્નટનના પ્રમુખપણા નીચે એક વગવાળી જાહેર સભા મળી હતી તે વખતે શહેરના યુરોપીઅન તેમજ દેશી નામાંકિત ગૃહસ્થો ઉપરાંત અસંખ્ય ખેડુતોએ તથા તાલુકા અમલદારોએ હાજરી આપી હતી શરૂઆતમાં પ્રદર્શન કમીટીના ઓ. સેક્રેટરી મી ઇશ્વરલાલ એન દેસાઈએ પોતાનો રીપોર્ટ વાંચી બતલાવ્યો હતો અને ખેડુતોને ખેતીવાડી મંડળને મદદ કરવાને અને તેના કાર્ય વ્યવહારમાં ઉલટથી ભાગ લેવાને વિનતી કરી હતી બાદ જીલ્લા કલેકટર સાહેબે તે રીપોર્ટની સાથે મળતા થઇ આવા પ્રદર્શનથી થતા ફાયદા અને તેવાં પ્રદર્શનમાં ભાગ લેવાને અને ખેતીવાડી મંડળને મદદ કરવા ટુકમાં સમજાવ્યુ હતુ. બાદ મી. ટેલર, મી બ્રુઇન તેમજ બીજા હાજર રહેલા ગૃહસ્થો સમક્ષ રૂા. ૧૦૦૦) થી વધુ અવેજના ઇનામો જુદા જુદા ઢોર તથા ખેતીવાડીના નમુનાઓ માટે વહેંચી આપ્યા હતાં. મી નાથાભાઈ બાપુભાઇને સૌથી સરસ દેશી કપાસનો નમુનો રજુ કરવા માટે મંડળ તરફનો સોનાનો ચાંદ એનાયત કર્યો

હતો સરકાર તરફનો ચાંદીનો ચાંદ સૌથી સરસ વાછરડી માટે ડુંગરીના પટેલ નુરભાઇ મહમદને મી શ્રુઈન તરફથી આપવામાં આવ્યો હતો.' બાદ ઓ. સેક્રેટરીએ આવતા વર્ષમાં ફરીથી આવું પ્રદર્શન ભરવાની ઈચ્છા દેખાડી હતી અને તેને માટે પૈસાની મદદ કરવા સભાને વિનવ્યું હતું તે પરથી મી. જહાંગીર દીનશાહ દલાલે જો પ્રદર્શન ભરૂચમાં યા તો સજોદમાં ભરવામાં આવે તો રૂા ૫૦૦) આપવા જણાવ્યું હતુ. મી. હરીભાઇ ઝવેરભાઇ અમીન, તથા મી. નાથાભાઈ બાપુભાઇ તથા અન્ય આગેવાન ખેડુતોએ પોતાને મળેલા ઈનામના રૂપીઆ આવતા વરસના પ્રદર્શન ફંડમાં આપી દીધા હતા. બાદ કમીટીના કેટલાક હાજર રહેલા મેમ્બરો સાથે પરોણાઓ મી ટેલર તથા મી શ્રુઈનનો ફોટો લેવામાં આવેલો, તેમજ આખા પ્રદર્શનના વ્યુની પણ છબી લેવામાં આવેલી. જે ઢોરોને પહેલુ ઇનામ મળેલુ, તેમાંના કેટલાકની છબી લેવામાં આવેલી અને બાકીનાનો ફોટો પાછળથી લેવા તજવીજ કરવામાં આવેલી. ઇનામની યાદી બીજા ભાગપર પ્રગટ કરવામા આવી છે.

પ્રદર્શનના દિવસો દરમ્યાન લગભગ દશ હજારથી વધુ સખસોએ હાજરી આપેલી અને પ્રદર્શનની જગ્યા એક મેળા સમાન થઇ પડી હતી. પ્રદર્શન એટલું બોધદાયક, આકર્ષક, રમુજી અને ફતેહમંદ નીવડયું હતું કે જો કે પ્રદર્શન ફકત બેજ દિવસને માટે ખુલ્લુ રાખવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો, છતાં ડીસ્ટ્રીકટ જડજ મી. આડવાની અને બીજા અન્ય ગૃહસ્થોની ફરમાશથી ખાસ સ્ત્રીઓ માટે તા ૨૯ મીએ તે ખુલ્લું રાખવામાં આવેલું, અને લગભગ એક હજાર સ્ત્રીઓએ તેનો લાભ લીધેલો અને તેઓને માટે સાંજના જાદુઇ ફાનસના પ્રયોગો ખાસ કરી બતાવવામા આવ્યા હતા આ પ્રદર્શનને ફતેહમંદ બનાવવાનું માન ખેતીવાડી તથા વેટરીનરી ખાતાના તેમજ સ્થાનિક સરકારી અમલદારોને ખાસ ઘટે છે, અને તેઓની સહાયતા માટે મંડળ તેઓનો ઉપકાર માને છે

———*———

## ભરૂચ જીલ્લાની ખેતીવાડી.

—*********—

મહેરબાન પ્રમુખ સાહેબ, સદગૃહસ્થો અને ખેડુતભાઇઓ,

આજ બે દિવસ થયાં અત્રે ભરવામાં આવેલા ખેતીવાડીના પ્રદર્શનમાં આપને ખેતીને લગતાં ઓજારો, ખેતીમાં થતા જુદી જુદી જાતના પાકના તુલોના નમુનાઓ વગેરે બતાવી, સુધરેલી ઢબનાં હથીઆરો ચલાવી તેનાથી થતાં

પાક વણુશી જવા દે એટલે કમી પાક લે, માટે વધુ પેદવાર લેવાને માટે સાધન, સવડ, જમીનની મગદુર, તેની મશાગત, ખેતીની માવજત અને ખેડુતની પોતાની કુનેહ શકિત વગેરે સર્વે જોઇએ છે

## ખેતીમાં સુધારા-વધારાનો અવકાશ.

ઉપરના બ્યાનથી આપણે એટલું જોઇ શકીએ છીએ કે આ જીલ્લાની ખેતી માં પણ સુધારા-વધારા દાખલ કરવાની અવકાશ છે. હાલ તુરતને માટે હુ નીચેની વીગતના રજુ કરૂ છુ.

ખેડ, ખાતર ને પાણી નશીબને ( ધનને ) લાવે તાણી. આ આપણી જુની કહેવત વજુદવાળી છે સારી ખેડ કરવા માટે પુરતાં સારાં હથીઆર જોઇએ કરણ શિવાય સારી ખેડ કરવાનુ આ જીલ્લામાં બીજું હથીઆર નથી. કાંઇક કમી વરસાદને લીધે અને કાંઇક પુરતા બળદોની તંગીને લીધે અને કાંઇક આપણા ખેડુત ભાઇઓની મોજવૃત્તિને લીધે પહેલાંના જેવી કરણીઓ હાલ કાઢવામાં આવતી નથી, તેમ વાસેલ ખેતરની પુરતી ખેડ પણ થતી નથી.

ગુદરડો યા ચીડો ( Cyprus Rotandus ) હવે ભરૂચની કાનમમાં તેમજ સર્વત્ર ઘર કરી બેઠો છે બીજાં ઉંડાં મૂળવાળાં ખડ પણ વધી ગયાં છે જેવાં કે દાભડો, ખાવો વગેરે હવે વખત એવો આવી લાગ્યો છે કે આપણે ઉંડી ખેડ કરવી જોઇએ. કરબણીથી જમીનની ઉપલી ચાર ઇંચની માટીની નીચે જે પડ ( Pan ) બંધાયાં હોય તે તોડી જમીન મોકળગારી કરી દેવી. આપણી ઘણે ભાગની કાળી જમીન રેચાણીયા થઇ ગઇ છે, એજ જમીનનું મોકળગારા-પણુ કમી થયલું સૂચવે છે માટે—

### ઓજારો સંબંધે ( Implements ).

૧ ઉંડી ખેડ કરી શકાય એવાં હળો વાપરવાં શરૂ કરવાં જોઇએ.

### ખાતર સંબંધે ( Manures ).

૨ ખાતરનો પુરવટો પુરતો નથી. વાસેલ ખેતી યથાસ્થીત થઇ શકતી નથી, માટે શણના પડવાસ પાડવાની પ્રથા આદરવી અગર કપાસની સાથે ગાળાબધી શણનુ પડવાસ માટે વાવેતર કરવુ. ( Strip cultivation of Cotton & Saun ).

### ઘાસીયાં કરવા વિશે ( Pastures ).

ઉપર પ્રમાણે પદ્ધતિઓ દાખલ કરીશું એટલે એમ જણાશે કે તદન વાસેલ ખેતી કરવાની રૂઢી પણ બદલી શકીએ. આ વાસેલ ખેતીને બદલે ઘાસીયાં

કરીએ તો ઘાસચારો વધે જમીનની ફળદ્રુપતા ઘટે નહિ. કારણ કે સારી જમીનપર ઘાસીયાં કરીએ અને પાછા પદર વરસ પછી તેને ખેડી ખેતર કરીએ તો ઘણા વરસ સુધી વગર ખાતર આપે સારાં તુલ તે જમીન-ખેતર પરથી લઇ શકાય

## તુલની હેરફેર સંબંધે. ( Rotation of crops )

૪ આ જીલ્લામાં ચોમાસુ તુલ માત્ર એક કપાસજ થઈ પડયુ છે. હવે આપણે ચોમાસુ જુવાર-કઠોળના મિશ્રણ સાથે-કરીએ તો એ થઇ શકે એમ છે, એથી પણ આપણે અનાજ-કઠોળ અને ઢોરનો ચારો ( કડબ અને ગોતર ) વધારી શકીએ

મે ઉપર કહ્યુ છે તેમ અદ્યાપિ સુધી આપણે થોડી જુવાર, થોડા ઘઉં, લાંગ, તલ, તુવેર વગેરે રવી તુલ તરીકે ફકત લઇએ છીએ.

વાસેલ જમીન ઘાસીયામા મુકીએ. કપાસ, જુવાર અને મિશ્રણ કઠોળ પ્રમાણસર કરીએ તો થઈ શકે અને હાલ દાણાની, ઘાસચારાની, દહીં દુધની વેઠવી પડતી મોઘવારી ખેડુત ભાઇઓને તો વેઠવી નજ પડે.

## બાગાયતિ તુલો. ( Vegetable & Fruit crops. )

૫ નદી ઝાઠાની જમીનોપર બાગાયતિ તુલો કરી શકાય, તેમજ સારાં ફળ ફળાદિક ઝાડો પણ વાવી શકાય. અનુભવથી આનો પ્રચાર વધશે.

## ખારની જમીન સુધારવાના પ્રયાસ યા વધુ ખારવાળી થતી અટકાવવાના પ્રયાસ. ( Salt-land reclamation. )

૬ ખારની જમીન સુધારવા યા ખારની પાસેની જમીનો વધુ ખારવાળી થતી અટકાવવા વિશેની વિગતો નિચે પ્રમાણે છે—

માનવતી સરકાર તરફથી આ સબધે હાસોટ બધ વગેરે પ્રયાસો થયલા છે, તેમજ ખેતીવાડી ખાતા તરફથી બોધદાયક અખતરા હાસોટ તાલુકામા સુનેવ કલ્લા ગામે ચાલુ છે

ખેડુત ભાઇઓ પણ જાતે આ સબંધે ઘણુ કરી શકે એમ છે. એ નીચે પ્રમાણે—

(અ) ઉડતા ખારને અટકાવવા પવનવાળી બાજુપર ખેતરને મેઢે પાળો બાંધવી અને તેને પડખે કેરા, ગુગળ, થોર વગેરે છોડ ઉછેરી મજબુત વાડ બનાવવી આ વાડ ( Wind-break ) પવન અટકાવવાનું કામ સારશે.

(બ) જમીન ખેતરની સારી ઉંડી ખેડ કરી ખેડી નાખવી.

(ક) ખેતરમાં પુષ્કળ સેન્દ્રિક ખાતર નાંખવુ.
(ડ) સંવડ પ્રમાણે ખેતરમાથી ચોમાસુ પાણી જવા કાઢા ખેદવાની જોગવાઈ કરવી.
(ઇ) આવા ઘણા ખેતરોના કાઢાનુ પાણી ઢાળવાળી વહેણો મળે તેમાં ઢાળવું વગેરે.

ઉપર પ્રમાણે કુનેહથી ખેડ કરી રવીપાક લેવાથી જમીન સુધરવા સભવ છે.

અલબત પાણી વહી જવા મોટા કાંસ ( Drains ) કાઢવા યા કઢાવવા તરફ લક્ષ દોરવવાની પણ આવશ્યકતા છે

**ચોમાસુ પાણીના નિકાશ માટે કાઢાની જરૂર. ( Field-drainage. )**

૭ જીલ્લાની કાળી જમીનના પ્રદેશમા ચોમાસુ પાણીના નિકાશનુ સાધન કાંસ યા કાઢારૂપી નથી વરણામાથી આગળ નામદાર ગાયકવાડ સરકારના કાનમ ના ભાગમા સાર્વજનિક ઉપયોગને માટે કાસ બનાવેલ છે. એવા આ જીલ્લામા પણ જરૂરી છે હવે ખેડુત ભાઇઓ પોતે પોતાના ખેતર પુરતુ સાધન કરવા ઇચ્છે તો ગામદીઠ આસામીવાર એકમેકના ખેતરને પાણી વહી જવા નાના કાઢા ખોદે આ નાના કાઢાનુ પાણી ગામ તળાવ યા નજીકમા કોઇ ખસબારૂપી વ્હેળા-વ્હેળો હોય તેમા ઢાળે તો બનવાજોગ છે આ પ્રકરણ પણ ગભીર છે, એને માટે રૈયત અને માનવતી સરકાર બન્ને સાથે મળી ફત્તેહમદ માર્ગ આણી શકે

**રેલ્વે, જાહેર સડક યા બાંધકામથી પાણીના નિકાશમાં થયલા અવરોધ. ( Obstruction to drainage by Railways, Public Roads & Buildings. )**

૮ કેટલીક જગાએ રેલવે, જાહેર સડક, અને બાંધકામોને લીધે પણ પાણીના વ્હેણની અડચણો ઉભી થયલી છે એનુ નિરિક્ષણ કરી કયા માર્ગ લેવા થી એ દુ ખ દુર થાય એ પણ તપાસવાનુ છે

ગૃહસ્થો અને ખેડુતભાઇઓ, મે ભરૂચ જીલ્લાની સાધારણ ખેતીની મુખ-તેસર હકીકત આપની આગળ રજુ કરી છે મારા મિત્ર મી એમ એલ પટેલ કોટન સુપરવાઇઝર કપાસની ખેતી ઉપર વિવેચન કરનાર છે, તેમ મી પ્રયાગ વનસ્પતિ શાસ્ત્રી ફળ ફળાદિક ( Fruit culture ) ની ખેતી વિશે વિવેચન કરવાના છે એટલે આપને ખાસ વિષયોનુ પુરૂ નિરિક્ષણ જાણવાનુ મળશેજ.

આપણી કહેવત છે કે "સપ ત્યાં જપ", ભાઇઓ, આપણે વિવેકી થઇ, એકબીજાની દાઝ જાણતા થઇ આપણા જુના લોકની સોંઢલ નીતિએ ચાલીશું ( Co-operating inmutually ) તો સપ વધશે, જ્ઞાન વધશે અને જપ (સુખ) મેળવશું,

ભરૂચ. તા. ૨૮-૨-૧૯૨૦.

ગુલાબભાઈ એન. દેશાઈ.
ડીવીઝનલ સુપ્રીન્ટેન્ડન્ટ ઓફ એગ્રીકલચર ઉ. ભા.

---

( Lecture on Cotton Improvement delivered by Mr. M. L. Patel Cotton Supervisor at the Broach Exhibition on 28-2-20.)

મે. પ્રમુખ સાહેબ, સદગૃહસ્થો અને ખેડુતભાઇઓ,

કપાસ આ જીલ્લામાં ઘણોજ ઉપયોગી થાય છે, કારણ કે તે લગભગ અડધો અડધ જમીનપર વાવવામાં આવે છે તેથી તેના ભાવ તાલની પ્રથમની સ્થીતિ અને હાલની સ્થીતિ વિષે હું વિવેચન કરીશ.

આ જીલ્લાનું રૂ પ્રથમ આખી દુનિયામાં વખણાતું હતું; કારણ કે તેમાં-થી ઝીણું કપડુ બનતું હતું, તેને પરદેશી વેપારી ચાહીને ખરીદતા હતા. આજથી દશ વર્ષપર ભરૂચ અને નવસારીના રૂના ભાવ વચ્ચે એક ખાંડીએ ફક્ત રૂા. ૨૫) નો ફેર હતો, તે હવે રૂા ૧૦૦) ઉપર રહે છે. આનુ કારણ એ છે જે આ જીલ્લાના કપાસના બીમાં ઘણુંજ મીશ્રણ ગોધારી જાતના કપા-સનુ થઇ ગયું છે ગોધારી કપાસનો રૂનો ઉતારો વધારે છે અને તેથી કપાસ ના વેપારી તેને પસંદ કરે છે, કારણ કે વેપારી તેવા રૂને હલકા ભરૂચ તરીકે વેચી શકે છે અને ભાવ ઉપજાવે છે, પણ જ્યારે વરસાદ ઓછો હોય છે ત્યારે ખાસ કરીને તેનો તાર ખાનદેશના રૂના જેટલો હોય છે, ને તેથી ગઇ સાલ આ જીલ્લાના રૂને કોઇ પણ ખરીદતું નહોતુ. સાધારણ વર્ષમાં પણ આ કપાસ નો તાર ચોખ્ખા ભરૂચી કરતાં ઘણોજ ઉતરતો હોય છે ને જ્યારે ગોધારી કપાસના નામથીજ આ જીલ્લાના રૂની કીંમત ઉપજશે ત્યારે રૂા. ૨૦૦ થી ૨૫૦ ઓછા ઉપજશે ને ત્યારે વેપારી અને ખેડુતને ઘણોજ ગેરફાયદો થશે અને હાલના કર્તવ્યને માટે પસ્તાવું પડશે.

આ જાતના કપાસનું બી વધી જવાનુ કારણ એ છે જે કપાસના વેપારી તુરતનો ફાયદો જોઇ વધારે ઉતારાવાળો કપાસ જુદો પીલાવી તેનું બી ખેડુતને ઓરવાને જુદું રાખી વેચે છે.

આ મુળ કારણ શિવાય બીજા કારણોએ પણ થોડે અંશે આ જીલ્લાના કપાસનુ નામ ખોયુ છે (૧) વેપારી ખેડા, અમદાવાદ અને કાઠીઆવાડથી વહાણ અગર ટ્રેન મારફતે હલકો કપાસ લાવી આ જીલ્લાના કપાસ ભેગો કરી પીલે છે ને તેવા રૂને ભરૂચના નામે વેચે છે માટે વેપારીઓએ દીર્ઘદ્રષ્ટિએ જોઇ આવુ કરવુ જોઇએ નહિ, તેમજ ગોઘારી કપાસના વધારે ઉતારાથી લલચાઇ નહિ જતા તેનો ભાવ ઓછો આપી અગાઉ ભરૂચનુ નામ મેળવવા પ્રયાસો કરવા જોઇએ

અહીંના ખેડુતો પણ હાલ તુરતના કપાસના ભાવથી ન લલચાતાં તુલને. એકને એક ખેતરમા નહિ ઓરતા તુલનો હેરફેર કરવો જોઇએ, હેરફેર કરતા નથી તેથી સુકારાનો રોગ વધે છે, અને જયારે આ રોગ વધે છે ત્યારે ઘણા વરસ સુધી એ ખેતરમા કપાસ થઈ શકતો નથી અને તેથી સરેરાશ ખેડુતને તુલનુ અવરનવર કરવુ ફાયદાકારક છે.

જો ખેડુતો કપાસની ખેતીમા નીચે પ્રમાણે સુધારા કરશે તો કેટલેક અંશે અહીંનુ રૂ સુધરશે અને પાકમા પણ વધુ ઉતરશે આ જીલ્લામા કપાસ ઢેકી મુકવાની પદ્ધતિ છે આવા ખેતરમાં ગોસઇ છોડનુ પ્રમાણ ઘણુંજ હોય છે તેથી ઓછો પાકે છે, માટે એક વરસાદ થયા બાદ કરણણી કાઢયા પછી જે ખેતર વાસેલ ન હોય તેમાં કપાસ ઓરે તો પાકમા ખેડુતને ફાયદો થશે

કપાસીઆ નહિ ઉગવાથી અથવા વધારે વરસાદને લીધે કપાસના ખેતરમાં ઘણા લાળા ખાલા જોવામા આવે છે આવુ થાય છે ત્યારે ખેડુતો ફરીથી ઓરે છે અગર તો હાથવતી તુણાવે છે, આથી કપાસ બરાબર કોઇ કોઈ ફેરો ઉગતો નથી, માટે જો ખેડુતો આવા ખાલા હાથીઆ હળવડે પુરે તો જલદી ઉગશે અને પાકમા વધારો થશે.

આ જીલ્લામા કપાસ વલખલ ઓરવાની રીત છે આ વલખલ જગ્યામાં શણ છાગી અગર ઓરી, તેનો પઢવાસ પાડે તો જમીનની મગદુર સચવાઇ રહેશે અને જમીનમાથી સારો પાક લેવાશે. હાલમા ખેડુતો કાલા તોડી લઈ ઘેર ફોલી કપાસ કાઢે છે, તેથી તે કપાસ ઘણોજ કચરાવાળો હોય છે અને તેથી ભરૂચી રૂનુ નામ બગડયુ છે વળી વણવામા કાચા કાલાં ફાડી કપાસ વણે છે, અને કપાસ આખો દિવસ વણે છે કપાસનાં કાલા સારા ફાટેલાં અને તેને સવારે વણવાની પદ્ધતિ સારી છે અને ખેડુતે બનતા સુધી તેમજ કરવાથી ભરૂચનુ નામ સુધરશે

આ પ્રદર્શનમા કેટલાક ખેડુતોએ સારા સારા પુકાવણી લઇ તેના નમુના મોકલ્યા છે. તેવા કપાસના નમુનાવાળામાથી ઘણાઓએ ઇનામ મેળવ્યાં

છે આવી રીતે કપાસ વણી તેને જુદો પીલાવી તેનુ જ બી ઓગ્વામા વપરાય તો ઉગવામાં તથા પાકવામા પણ ઠીક પડશે માટે ખેડુતોએ આ પ્રમાણે કર્વું જોઇએ

વળી ગોંધારી કપાસ પાકવામાં ખેડુતને ચોખ્ખા દેશી કરતાં સરખોજ ઉતરે છે એવુ અને ભરૂચ ફાર્મના અખતરા પરથી જણાય છે, માટે ખેડુતને ચોક્ખો ભરૂચી કપાસ કરવામાંજ ફાયદો છે—

આ ગોધારી કપાસને નાબુદ કરવામા આખા ગુજરાતનુ હિત સમાયેલુ છે. ભરૂચ જીલ્લામાથી કપાસીઆ ઓરવા માટે ખેડા, અમદાવાદ, પચમહાલ અને કાઠીઆવાડ સુધી જાય છે, માટે જો આ જીલ્લાનુ બી સુધરશે તો ઉપર દર્શાવેલા જીલ્લાઓનુ પણ બી સુધરે ને તેનો પાક સુધરતો જશે આખી પ્રજાનુ વલણ દિવસે દિવસે ઝીણુ કપડુ વાપરવા તરફ છે અને તેથી દિવસે દિવસે જાડા ને ઝીણા કપડા વચ્ચે ફેર વધતો જાય છે, ને તેથી જો આપણે ચોકખો ભરૂચી રૂ ( ઝીણા કપડા બનાવવા માટે પેદા નહિ કરીએ ) તો થોડા વખતમાં ઝીણા કપડાનો ઘણોજ ઉચો ભાવ આપવો પડશે, અને અમેરીકા તથા ઇજીપ્શીયન રૂની કીંમત ઘણીજ વધી જશે આપણા દેશના આગેવાનો સ્વદેશીની ચળવળ કરી રહ્યા છે, પણ જો આપણે ઝીણુ સુતર કાંતવા ઝીણું રૂ પેદા કરીશુ નહિ તો પરદેશથી તેવુ રૂ મગાવવું પડશે અને તેથી આપણા દેશને તેનાપર આધાર રાખવો પડશે અને આપણી મીલો ઘણુજ ઓછુ કામ કરી શકશે, આવી સ્થીતિ સુધારવાને વેપારી, સરકાર અને ખેડુતોએ ભેગા થવાની જરૂર છે સુરત જીલ્લામાં જે પ્રમાણે કરે છે તે મુજબ આ જીલ્લામા થશે તો તેને ઘણો ફાયદો થાય એમ છે સુરત ફાર્મપર છોડે છોડ ફરી જે છોડને વધુ દીંડવા હોય, પુષ્ટ સારી હોય, રૂનો તાર લાબો હોય ને ઉતારો પણ સારો હોય તેવા છોડના કપાસને જુદો પીલી તેનુ બી જુદુ ઓરી ચોકખુ બી તૈયાર કરવામાં આવ્યુ છે આવું બી આખા ગામડાઓમાં ઓરાવી તેનો કપાસ એક મોટા વેપારીને વેચવાથી ત્યાના ખેડુતને છેલ્લા પાચ વર્ષમાં સરેરાશ ૧ ભારે રૂા ૭ થી ૨૦ નો ફાયદો થયો છે, અને આ વરસે પણ ૬૦૦૦) એકર જમીન આવા બીથી ઓરાઇ છે, માટે આ જીલ્લામાં પણ એક વગાના ગામડાઓના બધા ખેડુતો અને વેપારીવર્ગ ભેગા થઈ આવુ બી ઓરે તો તેમને પણ ફાયદો થશે.

No 816 of 1920.

Submitted with respects to the Divisional Superintendent of Agriculture Gujarat Surat.

**H. L. Patel.**
Cotton Supervisor

Surat, 1-8-1920.

નથી વળી દુધની મોંઘવારીને પરિણામે જ્યારે ખેડુતનાં છોકરાંને દુધ આવા સરખું પણ મળતું નથી તો પાડીઓનો ઉછેર પણ થવા સંભવ નથી અને આજ દીન સુધી જેવી ધાવણા પાડાઓની દશા થતી આવી છે તેવીજ હવે પછીથી ધાવણ એટલે દુધ વિના પાડીઓની દશા પણ તેવીજ થવાની.

" વળી સારામાં સારી ભેંસો મુંબાઈ જેવા શહેરમાં દર વરસે તણાઇ જવાની, જે ઉચી ગયા બાદ કતલખાનુ દેખવાની. શિવાય સારી કીંમત આવવાથી ઉમદા જાનવરનું પરદેશ ખાતે વેચાણ વિગેરે કારણોને લીધે, ઢોરની વધુ અને વધુ અછત થતી રહેશે.

Extract from the Book on the Milk problem in Indian cities with special reference to Bombay by L. L. Joshi. B. S. C. M. D. published in 1916.

મુબાઈ શહેરમા ઢોર ખાતાના મુખ્ય ઇન્સ્પેકટર સાહેબના રીપોર્ટને આધારે ઉચી ગએલા જાનવર પૈકી સેંકડે પોણોસો ટકા કતલખાનામાં જાય છે, જ્યારે બાકીનાં પચીસ ટકા જેટલાં ઢોર પાછાં ગામડે રવાના થાય છે અને ૧૯૧૪–૧૫ ની સાલમાં વાંદરાના કતલખાનામા ૪૪૧૭૭ ગાયો અને ૮૫૭૪ ભેંસો ખપી ગઈ, જે પૈકી ૩૦૦૦ ગાયો અને બધી ભેંસો હુંન્નણ ઢોરનાં તબેલામાંથી આવી હતી તેજ વરસનાં અરસામા કુરલા ખાતે બીજી ૫૦૦૦ ભેંસો કતલખાનામા ખપી ગઇ, જે મળી કુલ એકંદરે ૧૩૬૦૦ ભેંસો મુંબાઈ ખાતે એક વરસમાં ઓછી થઇ. એમ અડસટવામાં આવે છે કે મુબઇ શહેરની કુલ ભેંસો પૈકી સેંકડે ૪૦ થી ૪૫ ટકા જેટલી કતલખાનામા જાય છે. કલકત્તા ખાતે સને ૧૯૧૩ની સાલમાં ૯૧૪૭ ગાયો કતલખાનામાં વપરાઇ.

વિગેરે વિગેરે..................

વળી વિશેષ નવા જમાનાના રીતરીવાજને ભોળપણામાં અનુસરવાથી ખેડુતે મોટી થાપ ખાધી છે. દાખલા તરીકે જુના જમાનામાં ફક્ત ઘરડા જમીનદારો અફીણ, કસુંબો તથા હુકકો લઇ બેસતા, તે તો જગતમાંથી ગયું છે, પણ બકરી કાઢતા ઉટ પેસે તેની પેઠે આજ ઘેરઘેર ચહાનું ચોખ્ખું પેસવાથી જે ખેડુત મળસ્કામા પોતાના ખેતરમાં કામે લાગી જતો તે હાલ ચહાપાણી લીધા શિવાય પથારીમાંથી ઉઠી શકતો નથી અને કામ કરવુ એ તો એક મજુરનો ધંધો છે એમ માની બેઠો છે. વળી પહેરવેશ ઘણોખરો સુધારાને અનુસરીને ધારણ કર્યો છે અને હવે કુદરતી રીતે સ્થીતિ એવી આવી લાગી છે કે ગરજ થવા છતાં [illegible] કામ કરવાની શક્તી અથવા તો હીંમત ખેડુતવર્ગમાં રહી નથી.

[illegible] પુષ્ટીકારક ખોરાકના અભાવે ખેડુતની શારીરિક

તથા માનસિક નબળાઇ તથા બીજી તરફ ઢોરની અછત અને તે પણ નબળાં પાતળાં, તેની સાથે દુનિયાની હરીફાઇના સબબે સ્વપ્ને પણ ખ્યાલ ન આવે તેવી મોંઘવારીની જ્યારથી શરૂઆત થઇ ત્યારથી ખેડુતને ઘર-સંસાર ચલાવવા મા અનેક મુશ્કેલીઓ ઉભી થઇ છે. વળી ચહા, પાન, બીડી અને તેવાજ બીજા નવા રીતરીવાજના એટલા બધા દાસ બની ગયા છીએ કે હવે કંઠે પ્રાણ આવ્યાં હોય તેમ લાગે છે. આ સ્થીતિને પહોચી વળવાનો પ્રયત્ન ખેડુત તરફથી જારૂ છે, પણ તે અવળી દિશાએ થયો છે. એમ કહ્યા વિના ચાલે તેમ નથી. જેમ જેમ મુશ્કેલી નડતી ગઇ તેમ તેમ વધુ પૈસા મેળવવા તરફ ખેડુતોનુ લક્ષ દોરાયુ છે, એટલે કે થોડી જમીનવાળો વધુ જમીન ગમે તો સાંથે અગર તો ભાગે લઇ ખેડવા તરફ પ્રેરાયો છે અને તેવી સ્થીતિમાં બધાં પડતર ઘાસીઆં જમીન ખેડાણમાં આવી ગઇ છે આમ થવાથી પ્રત્યેક બળદની જોડ ઉપર પહેલા જેટલી જમીનનું ખેડાણ થતું તેના કરતા હાલમા વધુ થાય છે. જ્યારે ખેડુત તથા બળદની શારીરિક સ્થીતિ પહેલાનાં કરતાં ઘણીજ નરમ થઇ છે, એટલે કે ખેડ ઓછી અને નબળી થવાની સાથે વાસેલ ખેતરોમા ઘટાડો (૧૯૦૩-૦૪ વાસેલ પડતર જમીન ૯૪૯૮૪ એકર, ૧૯૧૫-૧૬ વાસેલ પડતર ૪૫૬૩૯ એકર અને ૧૯૧૭-૧૮ મા ૩૧૦૭૪ એકર વાસેલ પડતર જમીન.) અને વારાફરતી તુલ લેવાની જુની પદ્ધતિનો અભાવ, મુઠેલ કામ થતું તેને બદલે વ્યક્તિ સ્વાતંત્ર્યને પરિણામે દામ ખરચી મજુર થકુ કામ લેવાની પદ્ધતિ વિગેરે વિગેરે કારણોને લઇને પાકની જે ઉત્પન્ન થવી જોઇએ તે હવે થતી નથી કહેવત છે કે જેની જમીન બહોળી તેનુ બળુ-સાંકડુ અને ખેતી ઘણી શેતી નહિ તો ફજેતી.

કેટલીક કુદરતી આફતો જેને આપણે પહોચી વળીએ તેમ નથી, તેવાં કારણોને બાદ કરી બીજાં જે કારણો આપણા પોતાના પ્રયત્નવડે પહોચી વળીએ તેમ હોય તેવા ઇલાજો લેવાની હવે આપણી ખાસ ફરજ છે ગમે તેટલી મોંઘવારી હોય છતાં ખેડુત પોતાની દરરોજ જોઇતી ચીજો પોતાની મેળે પકવે તો તેને ઘણાજ થોડી જરૂરની ચીજો બહારથી લાવવાની ફરજ પડે, એટલે કે પોતાને તથા પોતાના ઢોરને માટે દાણા તથા ઘાસચારો જો પુરતો હોય તો તેનુ ઘણુ જ સઙ્કટ ઓછુ થાય તેમ છે, અને તેમ કરવા માટે એક તો તેને વધુ વાવેતર ઘાસ દાણા માટે કરવુ જોઇએ જેવાં કે ઘઉં, બાજરી, ડાંગર, જુવાર, વળી તુવેર તથા બીજા કઠોળ અને ઘરમા કામે લેવાતા તેલી બીયા તલ, એરંડી વિગેરે અને ત્યાર બાદ કપાસનુ વાવેતર કરવુ જોઇએ આમ કરવાથી સારો ખોરાક પુરતા પ્રમાણમા તેને હરહમેશ મળશે વળી વધુ ઘાસ પકવવાથી જાનવર પણ વધુ પાળી શકાશે, જેથી એક તો ખેતી સારી આબાદ થાય અને બીજુ ઘી, દુધ, છાશ વિગેરે બહોળા પ્રમાણમાં મળે વળી તદ્‌-

વિગેરે પકવવાથી કચરીઉ, ખોળ વિગેરે જાનવરને ખવરાવી સારાં આબાદ બનાવે અને તેલ વેચાતુ લાવવુ પડે નહિ. એરંડી પકવી પાળવાને માટે દિવેલ પણ તેને વેચાતુ લાવવું નહિ પડે શિવાય ખાતરને માટે ખોળ ઉત્પન્ન થાય ઉપર પ્રમાણે જાનવરમાં વધારો થવાથી ખેડ વધુ અને સારી થવા સંભવ છે, અને તેમ કરવાથી પાકમાં વધારો થશે. વળી વધુ વાસેલ જમીન મુકવાથી ખેતર ચોખ્ખા રહેશે અને બીજે વરસે નીંદામણ પ્રાછળ ખરચ કમી લાગશે અને પાક માં વધારો થઈ જમીનની ફળદ્રુપતા કાયમ રહે તેમ છે. વધુ વાવેતર ઘાસ દાણાનુ તથા વાસેલ પડતર જમીન રહેવાથી આજ કંઇ ખેતરમાં કાયમ કપાસ પછી કપાસ આવવાથી જે પાક નિષ્ફળ જાય છે, તેમ નહિ થતાં વારાફરતી તુસ લેવાના પરિણામે ખેતરોની સારી સ્થીતિ અને પાકની આબાદી થવા સંભવ છે.

સુરેલ કામ કરવાની પદ્ધતિથી એક બીજાનું કામ પોતાનું માની જે ત્વરા થી વખતસર અને ઉમળકા ભેર થતુ તે હવે મજુરે થઇ થઈ જવાના સબબે કવખત, નહિ સરખુ અને ઘણેજ વધારે ખરચે થાય છે, એ દરેક ખેડુતભાઇ અનુભવી રહ્યા છે. તે શિવાય મહકાર્ય બીજી ઘણી પ્રવૃત્તિઓમાં જરૂર છે તેમ છે. જેવા કે બીનો તથા ઘાસચારાનો સંગ્રહ, કપાસીઆ, ગુવાર મીઠું જેવી ચીજો જથાબંધ મગાવી જરૂર પ્રમાણે વહેચી લેવાની રીત, પાકનું વેચાણ જથાબંધ એક વહેપારીને વેચી વધુ દામ મેળવવામા અને સુધરેલી હળનાં ઓજાર કે જે એક માણસ ખરીદી શકે તેમ ન હોય પણ ગામાત ખરીદી દરેક નાનો અગર મોટો ખેડુત ઉપયોગમા લઈ શકે, સારા સાંઢ અને પાડા ગામાત રાખી ઢોરો ની ઓલાદમાં સુધારો કરી શકે વિગેરે વિગેરે.

G. P. Pathak.
District Agricultural Overseer,
Broach.

---

# ફળ ફળાદિનાં વાવેતર.

—***********—

મુંબાઇ ઈલાકામા ગુજરાત એ ફળ ફળાદિના વાવેતરમાં ઇલાકાના બીજા ભાગમાં ખાસ કરીને દક્ષિણના કરતાં ઘણીજ ઓછી જમીન ધરાવે છે. આમ થવાનું કારણ તરીકે ગુજરાતના કુવાઓની ઘણી ઉંડાઇ અને ઘણા ભાગમાં ખારૂં પાણી છે, એમ માનવામાં આવે છે પણ નર્મદા, તાપી અને સાબરમતી જેવી નદીને લગતા ભાગોમાં આવા પાકો ફતેહમંદ રીતે વાવી શકાય તેમ છે.

અહીંઆં હું ફળ ફળાદિના ઉછેરમાં સુધરેલી ઢબની રીતો કે જે હાલ એની ખેતી કરવામાં આવે છે, તેમાં દાખલ થઈ શકાય એવી છે, તે બતાવે છે અને એ ઉપરાંત કેટલીક જાતનાં ફળાઉ ઝાડો જે અહીં ફતેહમંદીથી ઉગાડી શકાય તે બતાવીશ.

તમને ખબર છે કે ધોલકા તાલુકામાં ફળાઉ ઝાડો અને ખાસ કરીને જાંમફળ અને દાડમની ખેતી બહોળા વિસ્તારમાં છે. જો કે આ ભાગો સારાં ફળો ઉગાડવામાં પ્રખ્યાત છે, છતાં પણ તેમાં સુધારાને માટે પુષ્કળ અવકાશ છે.

જામફળના ઉછેરમાં છોડના અવયવોને શીતસર કાપવા જેને અંગ્રેજીમાં પ્રુનીંગ કહે છે, તે બીલકુલ કરવામાં આવતું નથી જો આ ઝાડોને સારાં દેખાવવાળાં, ડાળીઓ બરાબર વધેલી હોય તેવા અને પૌષ્ટિક રસ દરેક બાજુ સરખી રીતે વહે એવાં કરવાં હોય તો આ ઝાડોને ફુલ આવે તેના એક મહિના પહેલાં એટલે કે મે મહિનામાં પ્રુનીંગ કરવાનુ જરૂરનું છે આથી જે ડાળો ઉપર ફળ આવવાંનો હોય તેની પાછળની ડાળો ઉપર પ્રુનીંગ કરવાનુ છે. આથી કરીને ફળો એકી વખતે પાકી શકે છે આ અમને પુનાની ગણેશખીંડના બગીચાઓમાં કરેલા અખતરા ઉપરથી મળેલો અનુભવ છે

જામફળના છોડવાની રોપવાની રીતમાં પણ સુધારો કરી શકાય તેમ છે. ધોલકામાં એક ખાડામાં રોપતી વખતે ૪ થી ૫ છોડ રોપવાનો રીવાજ છે. આને માટે એમ કહેવામાં આવે છે કે આથી કરીને આ ઝાડ પવનના સપાટાની અસર સારી રીતે સહન કરી શકે છે, પણ આ ધારણા ખોટી છે કારણ કે તેથી છોડ નબળા થાય છે, અને ફળ પણ ઘણાં નાનાં આવે છે જો પવન રોકવાની સારી વાડ કરવામાં આવે અને એકજ છોડ રોપવામાં આવે તો તંદુરસ્ત અને બરાબર ખીલેલો છોડ થશે. આ શિવાય બીજો એક સુધારો થઇ શકે તેમ છે તે એ છે કે જામફળની બીજી સારી જાત જેવી કે સીંધ, હૈદ્રાબાદ કે જેનો સ્વાદ ઉત્તમ છે, બી પોચું છે અને ફળનું કદ મોટું છે, તે દાખલ કરવી.

અમૃતની આજુબાજુ પપૈયાનુ વાવેતર કરવામાં આવે છે આમાં જે રીતે ઉછેર કરવામાં આવે છે તે, તથા જે જાતો પસંદ કરવામાં આવે છે તેમાં પણ સુધારો થઇ શકે તેમ છે. પપૈયા ઘણુંખરૂં બીમાંથી ઉગાડવામાં આવે છે, પણ એમ કરવાથી નર અને માદાનાં ઝાડો ઘણાં ઉત્પન્ન થાય છે. આપણને આટલા બધા નર છોડ જોઇતા નથી અને આવી રીતની ઉછેરને માટે ઘણી જગ્યા જોઇએ તેથી કરીને પુનાના ગણેશખીંડના બગીચામાં આવી રીતના બીના વપરાશ શિવાય આ વાવેતર કેવી રીતે ફતેહમંદ કરી શકાય તેના અખતરા કરવામાં આવ્યા છે અને આમાં અમને ફતેહ મળી છે તે એવી કે જેથી ત્રણ

વરસની ઉમરના ઝાડને પ્રુનીંગ કર્યા પછી તેમાંથી જે ડાળીઓ નીકળે તેમાં માહેના છોડવાના કટીંગ કરીને સીધા ખાડામા રોપવા આને માટે મુખ્ય સાવચેતીના ઉપાય તરીકે આ ખાડામાં પાણી ભરાઇ રહે નહિ એ જોવુ અગત્યનું છે. આથી કરીને મનગમતા છોડ મળી શકયા છે અને નર છોડનો સવાલ દુર થાય છે.

પપૈયાની જાતોમાં વોશીંગટન નામની જાત ઉત્તમ છે. કારણ કે તે ઘણીજ મીઠી અને લાંબો વખત સુધી બગડયા શિવાય ટકી શકે છે.

આ પ્રમાણે આંબાની ઉછેરમાં પણ કેટલોક સુધારો થઇ શકે તેમ છે ભરૂચ અને તેની આજુબાજુના ભાગોમા જગલી દેશી આંબાઓ માલુમ પડે છે જો આની કલમ કરીને સુધારો કરવામાં આવે તો સારી જેવી પેદાશ થઇ શકે તેમ છે. હુ કલમ કરવાની જે રીત માટે કહું છુ તેને અંગ્રેજીમાં ટોપ-વર્કીંગ કહે છે. આ રીત એવી છે કે મથાળાની ડાળોને કાપવી કે જેથી કરીને નવી ડાળીઓ ફુટી નીકળે. આ ડાળીઓ જ્યારે આશરે છ મહિનાની થાય ત્યારે તેની સાથે કુડામાં ઉગાડેલા સારી જાતના આંબાની સાથે કલમ કરે છે. ત્રણ કે ચાર વર્ષમાં આ ઝાડો મનગમતી જાતનાં ફળ આપે છે. ફળ ન આપતાં હોય તેવા ઝાડોને સુધારવાને આ રીતનો ઉપયોગ કરી શકાય છે, એવું કહેવામાં આવે છે અને ખેડુત વારંવાર ફરીયાદ કરે છે કે અમદાવાદ અને ખેડા જીલ્લામાં જ્યાં ઘણીજ ગરમી પડે છે ત્યાં કલમ કરેલા છોડ જમીનમાં રોપ્યા પછી બરાબર ઉગતા નથી. આ વાત નિઃશંક સાચી છે. પણ જો ઝાડ ઉછેરવાની રીતમા ફેરફાર કરવામાં આવે તો ધારેલો હેતુ પાર પડે તેમ છે. આને માટે વ્યાજબી અંતરે ખાડા કરીને તેમા ત્રણથી ચાર દેશી કેરીના ગોટલા વાવવાની જરૂર છે આમાંથી ઉગેલા છોડ જ્યારે ૧ા થી ૨ વર્ષની ઉમરના થાય છે ત્યારે તેજ જગ્યામાં તેના ઉપર તેની તદ્દન નજીકમાં કલમી આંબાનો છોડ લાવીને ચોટાડવામાં આવે છે જો છોડ બહુજ જોરદાર જોવામા આવે તેના ઉપરજ કલમ ચઢાવવી બીજા નબળા છોડ ખાડામાંથી દુર કાઢવામાં આવે છે. ઉપર કહેલા અમદાવાદ અને ખેડા જીલ્લામાં સ્વચ્છતાવાળા, લાંબા, ઘડવાળા અને ખાસ કરીને પાણી અને ખાતર ઉપર ધ્યાન આપ્યા વગર આવા કલમી આંબાઓ સારી રીતે આબાદ થઇ શકે છે. કારણ કે મુળ ઉગેલો છોડ તેનાજ મુળીયાં ઉપર ઉભેલો હોય છે.

કેળાંની બાબતમાં બહારથી સારી જાત દાખલ કરવાથી અને ફળને સુકવી ભરી રાખવાના સુધારા થઇ શકે છે.

આ બાબતમાં ખાતર, પાણી, ખેડ વગેરે બાબતમા સુધારા કરવાની બધી હકીકતોનું સવિસ્તાર વર્ણન કરવુ અશકય છે, પણ જેનાથી સહેલાઇથી સુધારો

થઇ શકે તેવી મુખ્ય બાબતો મેં બતાવી દીધી છે.

નવાં ઝાડો દાખલ કરવાની બાબતમા; નર્મદા નદીની બાજુનો પ્રદેશ દ્રાક્ષના વાવેતરને માટે સાનુકુળ પ્રસંગોથી ભરપુર છે. મંડળમાં, પુનાની વનસ્પતિ શાસ્ત્રના અભ્યાસ કરવા માટે બનાવેલ બગીચામાંથી લાવેલી દ્રાક્ષની ઉત્તમ જાતો તમે જોઇ હશે. આ જાતોની હયાતી પ્રથમ પુનામાં બીલકુલ નહોતી, અને તેને દાખલ કર્યા પછી તે ઘણીજ ફતેહમંદ થઇ છે, એવું માલમ પડયું છે. બોકરી અને કાળી-પ્રીન્સ નામની જાતો જે ઘણીજ પેદાશ આપે છે અને બજારમાં સારો ભાવ આપે છે. તે જાતો ભરૂચ જીલ્લાની ભાઠા અને ગોરાટ જમીનમાં દાખલ કરવા જેવી છે. તેવીજ રીતે નારંગી અને મોસંબીને પણ દાખલ કરવાના પ્રયત્નો કરવા જોઇએ.

ગૃહસ્થો, હું ભાષણું બંધ કરૂં તે પહેલાં હું એક બાબત ઉપર ભાર મુકી બોલવાની રજા લઉં છું અને તે એ છે કે, જયાં જમીનની સ્થીતિ અનુકુળ છે તેવી જગ્યાઓમાં ફળ ફળાદિનાં ઝાડો ફતેહમંદ ઉગાડી શકાય તેમ છે. ખેતીવાડી ખાતાના ગુજરાત વિભાગના સુપ્રિન્ટેન્ડેન્ટ મી. ગુલાબભાઇએ મને કહ્યું છે કે ભરૂચથી ૬ માઇલને છેટે નર્મદા નદીની પાસેની જગ્યામાં જયાં જમીનનું પાણી ઘણુંજ નજીક હોવાથી ખેતીને પાણી પાવામાં આવતુ નથી, તે જગ્યોમાં કેળાં અને પપૈયા ઘણીજ સારી રીતે ઉગી શકે એમ છે.

લીંબુની જાતો અને દ્રાક્ષને વાવવા માટે આવાં પ્રદેશોનું સોધન કરવું ઘણુંજ કીંમતી છે.

એવું માનવામાં આવે છે કે ફળ ફળાદિ માત્ર પૈસાદાર લોકના મોજશોખ માટે છે, પણ જો ફળ ફળાદિ વાવવાના પ્રદેશને વધારવામાં આવે તો આપણે મુંબાઇ અને પુનાના બજાર ઉપર બીલકુલ આધાર રાખવો ન પડે અને ગરીબના બારણે પણ ફળ ફળાદિ લાવી શકીશું.

---*---

# ભરૂચમાં ભરાયેલા ખેતીવાડી અને ઢોરના પ્રદર્શનમાં મળેલાં ઇનામ.

## ઢોર વિભાગ.

| નંબર. | નામ. | ગામ. | તાલુકો. | ઢોરની જાત. | વર્ગ. | ઇનામ નંબર | ઇનામની રકમ. રૂપીઆ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ઇશ્વર જવેર | કેસલું | આમોદ | બળદ જોડ. | ૧ | પહેલું. | ૩૫ |
| ૨ | નાથા ગુલાબ | ડકસાન | ભરૂચ | " | " | બીજું | ૩૦ |
| ૩ | છોતાભાઇ ભીખાભાઇ | દેમાલ | ભરૂચ | " | " | ત્રીજું | ૨૦ |
| ૪ | હરખા ભવાન | ઝાડેશ્વર | ભરૂચ | " | " | ચોથું | ૧૦ |
| ૫ | નાગર ગીરધર | વીલાયત | વાગરા | " | " | પાંચમું | ૧૦ |
| ૬ | ઉમર માલે | પેગુથણ | ભરૂચ | " | " | છઠું | ૫ |
| ૭ | મહમદ આદમ | કેસરૂપટી | ભરૂચ | " | " | સાતમું | ૫ |
| ૮ | ઉભાઇ ગોકળ | ટંકારી | આમોદ | " | " | આઠમું | ૫ |
| ૯ | મોતીરામ હીરપોરામ | ભરૂચ | ભરૂચ | ગાય | ૩ | પહેલું | ૨૫ |
| ૧૦ | મહનભાઇ અનીચલભાઇ | કલક | જંબુસર | " | " | બીજું | ૨૦ |
| ૧૧ | સોમા પુંજા | ભરૂચ | ભરૂચ | " | " | ત્રીજું | ૧૫ |
| ૧૨ | કાલા હીરા | જંબુસર | જંબુસર | " | " | ચોથું | ૧૦ |
| ૧૩ | ખાલપા જેઠા ઉકલા | કેસદરવા | ભરૂચ | " | " | પાંચમું | ૫ |
| ૧૪ | નુરભાઇ મહમદ | ડુંગેરી | ભરૂચ | વાછરડી | ૫ | પહેલું | ૧૦ અને ચાંદીનો ચાંદ |
| ૧૫ | એજન | ડુંગરી | ભરૂચ | " | " | બીજું | ૭ |
| ૧૬ | આદમ મુસે અભમાલ | ડુંગરી | ભરૂચ | " | " | ત્રીજું | ૫ |
| ૧૭ | લલુ ગોપાલ | ઝાડેશ્વર | ભરૂચ | વાછરડો | ૬ | પહેલું | ૧૦ |
| ૧૮ | મહમદ અસમાલ | કપોદ્રા | અંકલેશ્વર | " | " | બીજું | ૭ |
| ૧૯ | નરોતમ છીતા | ઝાડેશ્વર | ભરૂચ | " | " | ત્રીજું | ૫ |
| ૨૦ | પાંજરાપોળ | ભરૂચ | ભરૂચ | સાંઢ | ૭ | પહેલું | ૧૫ |
| ૨૧ | વુલ મહમદ દીલેદાર | ડુંગરી | ભરૂચ | " | " | બીજું | ૧૦ |

| નંબર. | નામ. | ગામ | તાલુકા | ઢોરની જાત. | વર્ગ | ઇનામ નંબર. | ઇનામની રકમ. રૂપીઆ |
|---|---|---|---|---|---|---|---|
| ૨૨ | નુરા મહમદ ફોજેદાર | ડુંગરી | ભરૂચ | સાંઢ | ૭ | ત્રીજું | ૫ |
| ૨૩ | મીઠીબાઈ બેચરભાઈ | ભરૂચ | ભરૂચ | ભેંસ | ૮ | પહેલું | ૧૫ |
| ૨૪ | નરોતમ લાલા | છાપરા | અંકલેશ્વર | " | " | બીજું | ૧૦ |
| ૨૫ | મીઠીબાઈ બેચરભાઈ | ભરૂચ | ભરૂચ | પાડી | ૧૦ | પહેલું | ૧૧ |
| ૨૬ | ખુશાલીઆ ઉકરડીઆ | ઉંટીઆદરા | અંકલેશ્વર | " | " | બીજું | ૭ |
| ૨૭ | દાફડજી અમમાલજી | ઉંટીઆદરા | અંકલેશ્વર | પાડો | ૧૧ | પહેલું | ૧૫ |
| ૨૮ | પાંજરાપોળ | ભરૂચ | ભરૂચ | " | " | બીજું | ૧૦ |
| ૨૯ | ખુશાલ રઘુછોડ | ભડકોદરા | અંકલેશ્વર | ઘેટાંમુંડન | ૧૨ | પહેલું | ૩ |
| ૩૦ | જવેરીઆ હીરીઆ | ઝાડેશ્વર | ભરૂચ | " | " | બીજું | ૨ |
| ૩૧ | લાલુ ગોવીંદ | ઝાડેશ્વર | ભરૂચ | એકબળદ | ૧૩ | પહેલું | ૧૦ |
| ૩૨ | પાંજરાપોળ | ભરૂચ | ભરૂચ | " | " | બીજું | ૫ |
| | | | | | | કુલ્લે | ૩૫૭) |

## ભરૂચમાં ભરાયેલા ખેતીવાડી અને ઢોરના પ્રદર્શનમાં મળેલાં ઇનામ.

## ખેતીવાડી વિભાગ.

| નંબર. | નામ | ગામ. | તાલુકો. | પાકનું નામ | વર્ગ | ઇનામ નંબર. | ઇનામની રકમ. રૂપીઆ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | નાનાભાઈ બાપુજી | ચીંગસપુરા | ભરૂચ | દેશી કપાસ | ૧ | પહેલું | સોનાનો ચાંદ |
| | " | " | " | ઘોઘારી કપાસ | ૨ | પહેલું | ૧૫ |
| | " | " | " | પરદેશી કપાસ | ૫ | પહેલું | ૧૫ |
| | " | " | " | તુવેર | ૧૧ | પહેલું | ૭ |
| ૨ | જેસંગભાઈ દેસાઈભાઈ | " | " | ભોયશીંગ | ૧૮ | બીજું | ૩ |
| | " | " | " | શાકભાજી | — રૂપૈયા — | | ૨ |

| નંબર. | નામ. | ગામ. | તાલુકો. | પ કનું નામ. | વર્ગ. | ઇનામ નંબર | ઇનામની રકમ. રૂપીઆ. |
|---|---|---|---|---|---|---|---|
| ૫૦ | ઇશ્વર દાદાભાઇ | કુકરવાડા | ભરૂચ | તલ | ૧૬ | પ્રાથમું | ૨ |
| | | | | | | | ૨૪૧ |
| ૫૧ | હીરાલાલ મગનલાલ દેશાઇ | અંકલેશ્વર | અંકલેશ્વર | ભોયસીંગ | ૧૮ | પાંચમું | ૨ |
| | ,, | ,, | ,, | ખોલ | ૧૭ | બીજું | ૨ |
| | ,, | ,, | ,, | ઘાસચારો | સ્પેશીઅલ | બીજું | ૩ |
| ૫૨ | અસમાલજી આબરામજી | દીવા | ,, | પરદેશી કપાસ | ૫ | ચોથું | ૫ |
| | ,, | ,, | ,, | તુવેર | ૧૧ | બીજું | ૫ |
| | ,, | ,, | ,, | અડદ | ૧૩ | બીજું | ૨ |
| | ,, | ,, | ,, | મગ | ૧૫ | પહેલું | ૩ |
| | ,, | ,, | ,, | દીવેલા | ૧૭ | બીજું | ૩ |
| | ,, | ,, | ,, | ભોયસીંગ | ૧૮ | ચોથું | ૨૦ |
| | ,, | ,, | ,, | દેશી શેરડી | ૧૯ | પહેલું | ૭ |
| ૫૩ | માધુભાણા | ,, | ,, | મગ | ૧૫ | બીજું | ૨ |
| ૫૪ | કાસમજી ઇસમજી | ભાદી | ,, | દેશી કપાસ | ૧ | બીજું | ૧૦ |
| ૫૫ | ,, એજન | ,, | ,, | ઘોઘારી કપાસ | ૨ | અગીયારમું | ૨ |
| ૫૬ | કરશન ભવાન | ભડકોદરા | ,, | દેશી કપાસ | ૧ | ત્રીજું | ૭ |
| ૫૭ | ઇબ્રાહીમ મુસાજી | પાનોલી | ,, | ઘોઘારી કપાસ | ૨ | દશમું | ૨ |
| ૫૮ | એજન | ,, | ,, | જુવાર | ૭ | પાંચમું | ૨ |
| ૫૯ | મહંમદજી ઇસમાલજી | ખરોદ | ,, | ઘઉં | ૬ | ચોથું | ૩ |
| ૬૦ | એજન | ,, | ,, | જુવાર | ૭ | બીજું | ૭ |
| ૬૧ | નારસંગ ગાઇન | અનોર | ,, | ઘઉં | ૬ | છઠું | ૨ |
| ૬૨ | એહમદ મુસાજી | કાપોદ્રા | ,, | જુવાર | ૭ | નવમું | ૨ |
| ૬૩ | અસમાલજી આદમજી | કોસમડી | ,, | ચોખા | ૪ | બીજું | ૫ |
| ૬૪ | દેવજી પરસોતમ | કાનમ | ,, | મઠ | સ્પેશીયલ | પહેલું | ૩ |
| ૬૫ | છીતા કાના | ,, | ,, | ગોલા | ,, | પહેલું | ૩ |
| ૬૬ | કીલા રણછોડ | બોરભાઠા | [illegible] | [illegible] | [illegible] | બીજું | ૨ |

| નંબર. | નામ | ગામ | તાલુકો, | પાકનું નામ. | વર્ગ. | ઇનામ નંબર. | ઇનામની રકમ. રૂપીઆ. |
|---|---|---|---|---|---|---|---|
| ૬૭ | બાબુ઼ા દેવજી | બોરભાઠા | અંકલેશ્વર | તંબાકુ સુકી | ૨૭ | ત્રીજું | ૨ |
| ૬૮ | બાણાભાઇ મકન | ” | ” | શાકભાજી | — સ્પેશીયલ — | | ૪ |
| | | | | | | | ૩૩૪ |
| ૬૯ | રહેમાન હુસેન | હાંસોટ | હાંસોટ | દેશી કપાસ | ૧ | અગીયારમું | ૨ |
| ૭૦ | અમદુલ અમી | ” | ” | ઘોઘારી કપાસ | ૨ | બીજુ | ૧૦ |
| ૭૧ | માધવદાસ પરભુદાસ | સાયખા | ” | દેશી કપાસ | ૧ | સાતમું | ૨ |
| ૭૨ | પ્રાણજીવન પરસોતમ | ” | ” | તલ | ૧૬ | બીજુ | ૩ |
| ૭૩ | ગુમાન ભવાન | કતપોર | ” | ઘઉં | ૬ | પહેલું | ૧૦ |
| ૭૪ | લાલા વલવ | ” | ” | તમાકુ સુકી | ૨૭ | બીજું | ૩ |
| ૭૫ | કાનજી લખા | કોઠીઆજાલ | ” | બાજરી | ૮ | પહેલુ | ૭ |
| ૭૬ | એજન | ” | ” | વાલ | ૧૮ | પહેલુ | ૩ |
| ૭૭ | ઉદેસીંગ દેશાસીંગ | વાગરા | વાગરા | દેશી કપાસ | ૧ | દશમુ | ૨ |
| ૭૮ | નારસીંગ ગોકળ | આમોદ | આમોદ | ” | ” | પંદરમુ | ૨ |
| ૭૯ | જયસીંગ માધુ | કુરચણ | ” | ” | ” | સોળમુ | ૨ |
| ૮૦ | નારસીંગ ગોકળ | આમોદ | ” | ઘઉ | ૬ | ત્રીજુ | ૫ |
| ૮૧ | ઇશ્વરલાલ મણીલાલ | ” | ” | જુવાર | ૭ | ચોથું | ૩ |
| | એજન | ” | ” | ઘાસચારો | સ્પેશીયલ | પહેલું | ૭ |
| | એજન | ” | ” | દીવેલા | ૧૭ | પહેલુ | ૫ |
| ૮૨ | મંગલ રામદાસ | કસલુ | ” | વટાણા | સ્પેશીયલ | બીજું | ૨ |
| ૮૩ | પરસોતમ નરસીંગભાઇ | આમોદ | ” | જુવાર | ૭ | ત્રીજું | ૫ |
| ૮૪ | બેચર ખુશાલ | ” | ” | ” | ” | સાતમુ | ૨ |
| ૮૫ | અંબાઇદાસ બ્હેરોભાઇ | ” | ” | ” | ” | આઠમુ | ૨ |
| ૮૬ | ગુમાન નરોતમ | ચકલાદ | ” | દેશી કપાસ | ૧ | આઠમું | ૨ |
| ૮૭ | ભાઇખાંન પરતાપ | સુથોદ્રા | ” | ” | ” | તેરમું | ૨ |
| ૮૮ | ઇશ્વરભાઇ વીઠલભાઇ | મજોલા | ” | ઘોઘારી કપાસ | ૨ | સાતમુ | ૨ |
| ૮૯ | જોઠાભાઇ ઘોરીભાઇ | મગનાર | ” | ” | ” | આઠમું | ૨ |

| નંબર. | નામ. | ગામ. | તાલુકો. | પાકનું નામ. | વર્ગ. | ઇનામ નંબર | ઇનામની રકમ રૂપીઆ. |
|---|---|---|---|---|---|---|---|
| ૯૦ | દાદુભાઇ ખોજીભાઇ | સરભોણ | આમોદ | ગોધારી કપાસ | ૨ | નવમુ | ૨ |
| ૯૧ | મથુરભાઇ પરભુદાસ | ,, | ,, | લાંગ | ૧૨ | ત્રીજુ | ૩ |
| ૯૨ | ભગવાન સામલ | તલોદ | ,, | ગોધારી કપાસ | ૨ | બારમુ | ૨ |
| ૯૩ | નામ જણાયું નથી. | ઓડકા | ,, | ઘઉં | ૬ | નવમુ | ૨ |
| ૯૪ | ઝવેરભાઇ ઇશ્વરભાઇ | દોરા | ,, | ચોખા | ૮ | છઠ્ઠું | ૨ |
| | એન્જન | ,, | ,, | લાંગ | ૧૨ | પહેલુ | ૭ |
| ૯૫ | નાથા લખા | પુરસા | આમોદ | બાજરી | ૮ | ત્રીજુ | ૩ |
| ૯૬ | મુસા રહેમાન | ,, | ,, | તલા | ૧૫ | ત્રીજુ | ૨ |
| ૯૭ | ત્રીભોવન હીરાભાઇ | કેસલુ | ,, | લાંગ | ૧૨ | બીજુ | ૫ |
| ૯૮ | કેશુર દેસાઇ | [illegible] | ,, | તમાકુના દરૂ | ૨૬ | પહેલુ | ૫ |
| ૯૯ | મોતીભાઇ ધોરીભાઇ | શમનાડ | ,, | મરચાં | — સ્પેશીયલ — | | ૨ |
| ૧૦૦ | અંબાઇદાસ નાથાભાઇ | મમની | ,, | તમાકુ સુકી | ૨૭ | પહેલુ | ૫ |
| ૧૦૧ | મકનભાઇ રામદાસ | ઇસડ | જંબુસર | ઘઉં | ૬ | બીજુ | ૭ |
| ૧૦૨ | રામસીંગ હરીસીંગ | મગણાદ | ,, | બાજરી | ૮ | છઠ્ઠું | ૨ |
| ૧૦૩ | રૂપસીંગ વખતસંગ | કંડલ | ,, | દેશી કપાસ | ૧ | બારમુ | ૨ |
| ૧૦૪ | ચીમનશંકર જેઠાશંકર | કારેલી | ,, | દીવેલા | ૧૭ | પાંચમુ | ૨ |
| ૧૦૫ | નામ જણાયું નથી. | કનગામ | ,, | જુવાર | ૭ | દશમુ | ૨ |
| | | ,, | ,, | ઘઉં | ૬ | પાંચમુ | ૨ |
| | | [illegible] | ,, | દેશી કપાસ | ૧ | બારમુ | ૨ |
| | | | | | | | ૪૭૮) |

# પંચમહાલ જીલ્લાને ૧૯૧૮–૧૯ માં મળેલી મદદ.

## ગયા દુષ્કાળને લીધે સુંઢીયા જુંવાર તથા બાજરી વિગેરેનાં બીજ.

## ફેમીન રીલીફ કમીટી તથા પંચમહાલ જીલ્લા એગ્રીકલચરલ એસોસીએશન મારફત કિફાયત કીંમતે ખેડુતોને આપવામાં આવેલાં, તેનાથી થયેલાં વાવેતર અને મળેલો આશ્રય.

લેખક—મી. ખંડુભાઇ ભગવાનજી નાયક બી. એજી
ડીસ્ટ્રીકટ એગ્રીકલ્ચરલ ઓવરસીયર, પંચમહાલ

(૧) સને ૧૯૧૮–૧૯ ના ચોમાસાની ઋતુથી દરેક ખેડુતભાઇ જાણકાર છે એ સાલમા ગુજરાતમાં અને ખાસ કરીને ઉત્તર ગુજરાતમાં અમદાવાદ, ખેડા, પંચમહાલ અને પાસેનાં દેશી રાજ્યોમા એક મોટી અનાવૃષ્ટિ હતી. જુન અને જુલાઇ મહિનામાં જ્યારે હરવરસે સારી વૃષ્ટિ થાય છે, તે મહિનાઓમાં ઉપરોક્ત સાલમા વરસાદનો તદ્દન અભાવ દેખાયો આગષ્ટ મહિનામાં પણ જુજ વૃષ્ટિ થઇ હતી અને ખરીફ તુલો નહિ જેવાજ થવાનો સંભવ લાગ્યો. સપ્ટેમ્બર માસમાં જો સારો વરસાદ થાત તો ખરીફ પાક બચી શકત અને રવી પાકની પણ મોટી આશા રખાત, પરંતુ આ આશા ફળિભુત ન થતાં દુષ્કાળનાં ચિન્હો દ્રષ્ટિગોચર થતા હતા.

(૨) પંચમહાલ જીલ્લામા પણ ઉત્તર ગુજરાતને માટે દર્શાવેલી સ્થિતિ પ્રમાણે ભયંકર દુષ્કાળની આગાહી નજરે પડી હતી બીજા જીલ્લાઓના પ્રમાણમાં આ જીલ્લામાં ખેડુતો ગરીબ હોવાથી તેમની સ્થિતિ આ આફતને પહોંચી વળવાને પુરતી નહોતી. તેમાં વળી આ જીલ્લામા કુવાઓનુ સાધન તથા કુવેતર પાક જુજ જેવો હોવાથી તેઓની વિટંબણા વિશે ભારે ભય રાખવામાં આવતો હતો

(૩) ઉપર બતાવ્યા પ્રમાણે અનાજ અને ઘાસચારાનુ સાધન જુજ હતું એ સ્થીતિને પહોંચી વળવાને રેવન્યુ ખાતા તરફથી ઘાસની આયાત કરવાનું અને તેને ૫૬ર રૂપીએ ૧૦૦૦) હજાર રતલ તગાવીથી ખેડુતોને આપવાનું

નો ખોરાક થઇ પડયો હતો એકંદર શિયાળુ, બડગા ( Racoon ), ઉનાળુ પાક તથા ચોમાસાની શરૂઆતના વાવેતરથી કુલ અઢી કરોડ રતલ લીલો ચારો અગર ૮૦) એંશી લાખ રતલ સુકી કડબી જેટલો જથો છીલ્લાના ઢોરોને આફતના સમયે મળી શકયો હતો અને તેથી ૪૨૫૦) ઢોરોનો ચાર માસ સુધી બચાવ થઇ શકયો હતો અથવા ૫,૦૦,૦૦૦) પાંચ લાખ ઢોરનો એક દિવસનો ખોરાક ૫૦) રતલ લીલા ચારા લેખે મળ્યો હતો.

(૧૨) આ ઉપરથી દુષ્કાળના સમયમાં ઘાસ ચારાની આયાત કરવા કરતાં દરેક જગ્યાએ જેટલું બની શકે તેટલુ પીયતથી સુંઢીયાનું વાવેતર કરવાથી ઉપયોગી ( ઢોરોને ) બચાવવાને એક મોટું સાધન સાબીત થયું છે.

(૧૩) એ ઉપરાંત ગોધરા, દાહોદ અને ઝાલોદની અંદર પીયતથી મકાઈનો પાક પણ લગભગ ૪૦૦) ચારસો એકરપર ખેડુતના પોતાના બીજથી કરાવવામાં આવ્યો હતો, અને તેનો ચારો પણ ઉપયોગી થયો હતો તેમજ કાલોલ તથા હાલોલ તાલુકાના લોકોને કપાસની ફેરબદલીમાં બાજરી, જુવાર, બંટી વિગેરે દાણાના તુલો ઉગાડવાને ખાસ ભલામણ કરવામાં આવી હતી, જેથી દાણા તેમજ ચારાની તંગી પડે નહિ

(૧૪) એ શિવાય ભાવનગરી બાજરાનુ ઉત્તમ બીજ મણ ૪૦૦) ચારસો આ છીલ્લામાં ચાલુ સાલે વહેંચવામાં આવ્યું હતું ( ગોધરા ૨૦૦ મણ, કાલોલ ૧૫૦ મણ, હાલોલ ૫૦ મણ ) અને તેમાંથી અંદાજ વાવેતર ૧૫૦૦) પંદરસો એકર થયું હતુ એ બાજરી નડીઆદ બેઠાં રૂા. ૭-૫-૦ સાત રૂપિયા પાંચ આનાના ભાવની ખરીદ હતી અને લોકોને કીફાયત કીંમતે રૂા. ૬) છ ના ભાવથી ૪૦) રતલ આપવામાં આવ્યું હતું, તેમાં રૂપિયા ૬૩૨) ખેતીવાડી ખાતાએ છુટ આપી હતી.

(૧૫) ડાંગરનુ બીજ કમોદ, છીરાસાલ, સુતરસાલ, વાંકલો વિગેરે ખેતીવાડી ખાતા મારફત જોઇતું પુરૂ પાડવામાં આવ્યું હતું.

(૧૬) આવી રીતે છીલ્લાનાં ઢોરો તેમજ ખેડુતોને અમુલ્ય મદદ ઘણા કટોકટીના સમયે આપવામાં આવી હતી, અને આ છીલ્લાના ગરીબ અને સાધન હીન ખેડુત ભાઇઓએ પણ તેનો લાભ લઈ, જોઇતી મહેનત ઉત્સાહપૂર્વક કરી એક દાખલો બેસાડવા જેવ કામ કરી બતાવ્યું હતુ.

---

# પંચમહાલ જીલ્લામાં ઢોરોને દુષ્કાળ વખતે થોરી ખવરાવવાની ઉઘાડેલી કેમ્પોનો વિગતવાર રિપોર્ટ.

—**********—

લેખકઃ—શ્રી. ખંડુભાઇ ભગવાનજી નાયક બી એજી
ડીસ્ટ્રીકટ એગ્રીકલ્ચરલ ઓવરસીયર, પચમહાલ.

(૧)સને ૧૯૧૮-૧૯ ની સાલમાં પચમહાલ જીલ્લામાં દુષ્કાળ હતો, એ વાતથી દરેક ખેડુતભાઇઓ વાકેફ છે જાન્યુઆરી માસની આખરે પુના કોલેજ ફાર્મપર ઢોરોને માટે સ્ટવ ( લેમ્પ ) થી, તેમજ ધમણથી કોલસા અગર લાકડાં ના બળતણથી, થોરી કેમ તૈયાર કરી ઢોરોને ખવડાવી શકાય તે બતાવવામાં આવ્યું હતુ. આ રીતો જોયા પછી પચમહાલ જીલ્લામાં જે જે સ્થળે થોરી ( ફાફડો–કડાળો ) મળી શકે, ત્યાં આગળ એ રીતો બતાવવાં માટે મહેરબાન ખેતીવાડી ખાતાના ડાયરેકટર સાહેબને જોઇતી રકમ માટે વિનંતી કરી. જે ઉપરથી તેમણે રૂપિયા ૨૦૦) બસો થોરી ખવરાવવાનાં પ્રદર્શનો કરવા માટે પંચમહાલ જીલ્લા માટે મંજુર કર્યા. તેમાંથી દાહોદ, ગોધરા, કાલોલ, ટીંબા, સાલીઆ, બદ્દી, ચાપાનેર, વેજલપુર, ડેલોલ અને મહેલોલ ગામોમાં એકંદર દશ પ્રદર્શનો ૧૯૧૯ ના ફેબ્રુવારી–માર્ચ મહિનાઓમાં કરી બતાવ્યાં હતાં આ પ્રયાસ દરમ્યાન થોરી ખવરાવવાની કેમ્પો કાઢવાને માટે જથાબંધ થોરી મળે એવી જગ્યાઓ મુકરર કરી હતી

(૨) દાહોદ, સાલ્વેશન આરમીના વડા મેનેજર વીલ્સનને, આવી કેમ્પ દાહોદમાં ચલાવવાને માટે પોતાનો ઉત્સાહ બતાવ્યો હતો, અને માર્ચ મહિના ની ૨૦ મી તારીખે ૧૫) ઢોરથી એક નાની કેમ્પની શરૂઆત કરવામા આવી આ પ્રયાસ આ જીલ્લામાં પહેલ વહેલો હોવાથી લગભગ ૧૫૦) દોઢસો ખેડુતો ને મહેરબાન્ કલેકટર સાહેબે ભેગા કરી તા ૨૬ મીએ દાહોદ તથા ઝાલોદના ખેડુતો માટે મોટુ પ્રદર્શન ભરાવી, ધમણથી તેમજ લેમ્પથી ફાફડાના કાંટા બાળવાની, કુહાડી અગર ચાંપરથી ઝીણા કટકા કરવાનુ, તથા મકાઇ તથા ચણા ના એક શેર ભરડા સાથે, તથા દોઢ રતલ કટકા કરેલા ઝીણા ઘાસ સાથે ભેળી ને, પંદર શેરથી અડધો મણ સુધી ફાફડા ઢોરોને ખવરાવવાની પહેલેથી છેલ્લે સુધીની રીતો બતાવી હતી. તેમજ આ કેમ્પ ખાસ ચલાવવા માટે પચમહાલ જીલ્લાની ફેમીન રીલીફ કમીટી મારફત રૂપિયા ૫૦૦) પાંચસોની મદદ મેઝર

વીલસનને આપી તેથી આ કેમ્પ તા ૨૦ મો જુન સુધી ચાલુ રાખો, મેઝર વીલસનના ખાતા તરફથી બાકીની જોઈતી રકમ પુરી પાડવામા આવી હતી તથા કેમ્પની મેનેજમેન્ટ પણ તેમણે પોતેજ કરી હતી વખતો વખત થતા કામની દેખરેખ તથા તેમા જોઈતો સુધારો હમે કર્યો હતો

(૩) આવીજ બીજી કેમ્પ ગોધરામાં ખોલવા માટે મહેરબાન કલેકટર સાહેબ મારફત લેડીઝ કમીટી સાથે મસલત કરી હતી તેના પરીણામે મીસીસ બી. જે પટેલ, મીસીસ જી જી. લાલા, અને મીસીસ બી. જી જોશી; એમની કમીટીએ, તેમના ઢોરોના નિભાવના ફંડમાથી રૂપિયા ૫૦૦) પાચસોની રકમ આપી તથા જરૂર પડે તો બીજી જોઈતી રકમ આપવા કહ્યુ હતુ. તે ઉપરથી ગોધરામા શહેરા દરવાજાની નજીક જે લોકો પોતાના ઢોરોને થોરી ખવરાવવા રાજી હોય, તેમના ઢોરોને ખવરાવવાનુ કામ એપ્રીલ માસથી શરૂ કર્યું. તેની વ્યવસ્થા કોઈ બીજો ઉમેદવાર માણસ નહિ મળવાથી હમારે મહેરબાન કલેકટર સાહેબના કહેવાથી કરવી પડી હતી, પરતુ ઢોરોને રાત્રે માલીકના કબજામાં આપવામા આવતાં ઢોરોને શરૂઆતમા વીશ રતલ ફાફડા, પાસેર મીઠુ તથા અડધો રતલ તુવરના છોડા, અગર અડધો રતલ કપાસીઆ, આખા દિવસમાં સવારે આઠ વાગે, બપોરે અગીઆર વાગે તથા સાજે પાંચથી છ વાગતા સુધી મા, ત્રણવાર ખવરાવવામા આવતો ખેડુતો પોતાના ઢોરને એ ઉપરાત લગભગ બે રતલ ઘાસ પોતાનુ પદરનુ લાવી ખવાડતા. ઢોરો ટેવાયા પછી એટલે મે માસની આખર પછી કપાસીયા પણ તેઓ પોતાનાજ ખવાડતા, અને ફક્ત ફાફડા તથા મીઠુજ કેમ્પમાથી આપવામા આવતુ.

(૪) કાલોલ તાલુકામાં વેજલપુર ગામના એક વહેપારી ગૃહસ્થની રૂપિયા ૨૦૦) બસોની સખાવતથી એક નાની થોરી ખવરાવવાની કેમ્પ એપ્રીલના શરૂઆતથી ખોલાઈ હતી, અને તે જુનના મધ્ય ભાગે બધ થઇ હતી. મુંબઇ ફેમીન રીલીફ કમીટી તરફથી બાકીની રકમ જોઇએ તેટલી આ કેમ્પમાં આપવામા આવી હતી. અહીંયાં ઢોરોને વીશ રતલ ફાફડા, પાસેર મીઠુ, પોણો શેર કપસીઆ તથા અઢી રતલ ઘાસ દર ઢોર દીઠ અપાતુ, અને ઢોરો કેમ્પમાજ રાખવામાં આવ્યા હતાં. તેની વ્યવસ્થા રા. પરસોતમભાઇ મામલતદાર તથા રા. સા. મનુવતરાય દેશાઇ કરતા; અને વખતો વખત થોરીના કામની દેખરેખ તથા સુધારો હમે કરતા •

(૫) આ બધી કેમ્પો માટે જોઇતો ધમણ, પખા, ભઠીઓ, ચોપર, ધારીયાં, સાણસી વિગેરે જોઇતી રકમો ખેતીવાડી ખાતા તરફથી મદદ તરીકે મફત આપવામાં આવી હતી, તે ઉપરાંત જરૂર પડતાં મહેરબાન કલેકટર સાહેબે એક ધમણનો સેટ તથા દશ કેરોશીન લેમ્પો, પોતાને ત્યાં મંગાવેલાં હતાં તેનો મફત ઉપયોગ કરવા દીધો હતો.

(૬) સુખાઇ ફેમીન રીલીફ કમીટી તરફથી એક મોટી કેમ્પ દાહોદમાં જુદી ખોલવામાં આવી હતી. તેમાં ૧૨૦૦ થી ૧૮૦૦ ઢોર હતા, જેને ઘાસ ઉપર રાખવામા આવતા, ત્યાં પણ બની શકે તેટલો થોરીનો થોડો ઉપયોગ કરવામા આવ્યો હતો.

(૭) દાહોદ, ગોધરા તથા કાલોલ, કેમ્પમા મોટા ભાગે થોર ખાનારાં ઢોરો માસ આખરે નીચે પ્રમાણે હતા —

| ૧૯૧૯ માસ | દાહોદ મેઝર વીલસન | ગોધરા | કાલોલ |
|---|---|---|---|
| માર્ચ | ૩૫ | ૦ | ૦ |
| એપ્રીલ | ૧૧૭ | ૫૬ | ૩૦ |
| મે | ૧૫૩ | ૨૧૦ | ૩૮ |
| જુન | ૨૯૨ | ૩૪૨ | ૪૨ |
| એક ઢોરનો દરરોજનો ખર્ચ. | ૦–૪–૬ | * ૦–૩–૬ | ૦–૫–૯ |

આ પ્રમાણે લગભગ જુન આખરે આ જીલ્લામા ત્રણે કેમ્પ મળી દરરોજ ૭૦૦) સાતસો ઢોરનો ફક્ત ફાફડા ઉપર નિભાવ થતો હતો ઢોરો કેમ્પમા આવવા પહેલા લગભગ હાડકા તથા ચામડા જેવા હતા, તે આ ખોરાકથી પુષ્ટ થઇ ઓળખી ન શકાય એવા સરસ થયા હતાં, તથા ફાફડાને ખાવા માટે ટેવાયા પછી દોરડા પણ તોડી નાખતા. દિવસે દિવસે આવેલાં ઢોરોનું પ્રમાણ ઘણુ વધતુ ગયુ હતુ, તે ઉપરથી આ કામની પૂર્ણ ફતેહ સાબીત થઇ છે જીલ્લામાં મોટા જથ્થામા ફાફડો નહિ મળી શકવાથી દરેક ગામે આવી કેમ્પો ખોલવાનુ બની શકયુ નહોતું; તો પણ આ ચારો ઘણો સસ્તો અને પુષ્ટિકારક છે, તે વિષે દરેક લોકની ખાત્રી થઇ છે.

(૮) આ કેમ્પોના કરેલા કામના અનુભવ ઉપરથી એમ માલમ પડયુ છે કે લેમ્પની રીતમા કામ ઘણું ચોકખું થાય છે, પણ તે વાપરવાને અહીંયાના મજુરો બરાબર કામ આપી શકે એવા નથી અને કામ મોંઘુ પડે છે. ધમણનો ઉપયોગ લેમ્પ કરતા સારો, ને સસ્તો પડે છે, પરંતુ પંખાઓનો ઉપયોગ ઘણો સસ્તો તેમજ સહેલાઇ ભરેલો માલુમ નિવડયો છે મોટા પાયાપરની ( એટલે હજારો ઢોરોની ) કેમ્પ માટે મોટી જાળીવાળી લાંબી ચૂલ જેમા બાજુએથી પાંચ ફુટ નીચો ખાડો રાખી, લાંબી ચેર ખોદી, કુદરતી હવાથી ધમણનુ કામ થાય, તેવી ચૂલ (સગ્ડી) સૌથી સરસ છે. કામ કરનાર મજુરો પૈકી લેમ્પ

* રૂ. ૦–૧–૬ ફાફડાને મીઠું વિગેરેનો અને ગેર કપાસીઆ તેનો રૂ. ૦–૧–૦ અને બમેગથી આવી ગેર સુકુ ઘાસ તેનો ૦–૧–૦ મળી કુલ રૂ. ૦–૩–૬.

શિવાયની બીજી બધી રીતોમાં કાંટા બાળવાનું કામ, થોરીને સાફ કરી કડકા કરવાનું કામ પરદ કરતાં બૈરાંઓ ઉતાવળથી તથા સહેલાઇથી કરી શકે છે, અને થોરી કાપી લાવવાનુ-વિગેરે કામ મરદોની જરૂરનું છે. બળતણ સંબધી નવા કરતાં જુનાં લાકડાંથી કામ જલદી અને સસ્તુ થઇ શકે છે, તથા મોટા કડકા કરતાં ઝીણા ટુકડા કરી છોડીયા પાડી બાળવામા આવે તો ૨૫ થી ૩૦ ટકા જેટલુ ઓછું બળતણ જોઇએ આ કામ માટે મળી શકે તો જંગલની સોરાણુની ઝાંરીઓ પાંદડાં વિગેરેથી કામ સૌથી સસ્તુ થાય છે, અને જેમ તે જુની હોય તેમ વિશેષ ફાયદો થાય છે આવાં હલકાં બળતણથી ઉચી પાળ વાળા સાધારણ ચુલા ઉપર થોરી બાળવાનું કામ ફક્ત એક સાણસીથી ગરીબમા ગરીબ ભીલ પણ કરી શકે એમ છે, અને કાપવાનુ કામ સાધારણ કુહાડીથી થઇ શકે છે.

પત્રક અ અને બ માં તમામ હકીકત ગોધરા કેમ્પની દર્શાવેલી છે, અને દુષ્કાળ વખતે જરૂરી થોરીનો ચારો ઘણોજ કિફાયત કીંમતે તૈયાર કરી શકાય છે, તે બતાવેલું છે.

(૯) અ આ ઉપરથી સાબીત થયુ છે કે બની શકે તેટલો થોરીનો ઉપયોગ દુષ્કાળ વખતે દરેક ખેડુતે કરવો જોઇએ.

બ ખેડુતોએ પોતાની વાડો ફાફડા કટાળાની કરવી જોઇએ, જેથી ખેતરનું એક કોટની માફક રક્ષણ થઇ શકે છે, અને તે ઉપરાંત તે વાડને આરવા અગર સોરવાથી સાધારણ વખતે પણ દુધાળા ઢોરો તથા બળદોને માટે સસ્તો પુષ્ટિકારક ચારો મળી શકે, અને દુષ્કાળ જેવા સમયે તો એ એક અમુલ્ય ચારો થઇ પડે.

(૧૦) માનવંત સરકાર તરફથી જો દર પાંચ-છ માઇલને અંતરે સરકારી પડતર નંબરો (જેની સરકારને કાંઇ પણ ઉપજ આવતી નથી,) જેમાં ૨૦ થી ૨૫ એકર સુધીનુ ફાફડાનુ રીતસર રોપાણ થોડોક ખર્ચ કરી કરાવે તો દુષ્કાળ વખતે આજુબાજુના ઢોરોનો જુજ ખર્ચે નિભાવ થઇ શકે પેરેગ્રાફ ૯-તથા ૧૦ માં બતાવ્યા મુજબ જો લોકો તથા સરકાર બન્ને મળી થોરીનું વાવેતર વધારે, તથા થોરીનો ઢોરોને માટે ખોરાક વાપરે, તો દુષ્કાળ વખતે ઢોરોને ભુખમરાનો બીલકુલ સંભવ રહે નહિ, અને જે ભાગોમા ખાસ થોડે થોડે વરસે દુષ્કાળ પડે છે, ત્યાં તો દરેક ગામે ખેડુતે તેમજ સરકારના લાગતા વળગતા અમલદારોએ આ વાત ઘણીજ લક્ષમા રાખવા યોગ્ય છે, કે જેથી સ્થાનીક ઢોરોને પુષ્ટિકારક ચારો મળી શકે, તેમજ માણસોને પણ પોતાના પેટ પુરતી મજુરી પણ મળે, અને તેથી ઢોરો તેમજ માણસોનો બન્નેનો બચાવ સહેલાઈથી થઇ શકે.

# મુંબઈ ઈલાકાનો ઘઉંનો પાક.

## ખેતીવાડી ખાતા તરફથી બહાર પડેલી યાદી.

સને ૧૯૧૯-૨૦ ની મોસમ માટેના મુંબઈ ઈલાકાના ખેતીવાડી ખાતા તરફથી ઈલાકાના જેમાં સીંધ અને દેશી રાજ્યોનો સમાવેશ થઇ જાય છે તેના ઘઉંના પાકની બહાર પડેલી ખાસ યાદીમા જણાવવામાં આવે છે કે ઘઉંના પાકનુ મુંબઈ ઇલાકામાં કુલ્લે વાવેતર ૩૨૪૨૧૦૦ એકર જમીનમાં થયુ હતુ. જે ગયા માસના રીપોર્ટમાં બતાવેલા વિસ્તારની સાથે સરખાવતાં ૬૭ હજાર એકરનો વધારો બતાવે છે. તેનુ મુખ્ય કારણ અહમદનગર, પુના, સોલાપુર અને બીજાપુર તેમજ પાલણપુર તરફથી પુરેપુરી વીગતો મળી શકી છે તેને લીધે છે. સીંધ, સક્કર થર અને પારકર અને અપર સીંધની સરહદ ખાતેના વાવેતરના વિસ્તારમા ૩૮૦૦૦ એકરનો વધારો બતાવે છે, જ્યારે લારખાના અને ખૈરપુર રાજ્યોના ઘઉંના પાકના વિસ્તારમાં ૧૩૦૦૦ એકરનો ઘટાડો બતાવે છે.

ઈલાકાના બ્રીટીશ વિભાગોમાના ૧૮૭૦૦૦ એકર અને સીંધમા ૩૧૪૮૦૦ એકર જમીનના પાકને નહેર કામથી પાણી પુરૂ પાડી તઇયાર કરવામાં આવે છે ગુજરાત ખાતેની બાકી જમીનમાના પાકની હાલત સારી છે પણ ખાસ કરીને દક્ષીણમાં અને નદીઓના કીનારાપરના મુલકમાના પાકને હીમ પડવાથી નુકશાન થયુ હતુ દક્ષીણ ખાતે અને ખાસ કરીને નાશીક, અહમદનગર, અને પુણા ખાતેના પાકને પણ પુગ ચઢવાથી નુકશાન થયુ છે.

કરણાટકના પૂર્વ તરફના ભાગમાં પાકની હાલત સારી છે પણ અંદ્ય ભાગમાંના પાછળથી વાવેલા પાકને પણ પુગનો રોગજ લાગુ પડયો હતો નહેર મારફતે પાણી પુરૂ પાડી ઉછેરવામાં આવેલા પાકને પાણીની અછતને લીધે નુકશાન થયું હતું. ગુજરાત ખાતે ગયા માર્ચ માસમા પાક ઉતારી લેવામાં આવ્યો હતો બાકીના ઈલાકાના બીજા ભાગોએ સુકો પાક ફેબ્રુવારી માસમાં અને લીલો પાક માર્ચ માસમા ઉતારી લીધો હતો.

સીંધ ખાતેનો પાક ચાલુ માસમાં ઉતારી લેવામાં આવશે.

ઉપર જણાવેલી પાકની હાલત જોતાં ગયા માસમાં જણાવેલા ઉતારાના અડસટા કરતાં ૧૦ થી ૨૦ ટકાનો ઘટાડો થયે પાકનો ઉતારો હાલની સ્થીતિ જોતાં નીચે મુજબનો અડસટવામાં આવે છે. ઇલાકાની બ્રીટીશ હદમાં ૨૮૮૯૦૦ ટન, દેશી રાજ્યોમા ૧૪૬૬૦૦ ટન, સીંધ ખાતેની બ્રીટીશ હદમાં ૧૪૫૩૦૦ ટન અને સીંધના દેશી રાજ્યોમાં ૫૫૦૦ ટન, જે મળી કુલ્લે ૫૮૫૬૦૦ ટન ઉતરે એમ અડસટવામાં આવે છે જે ગયા વરસના ઉતારા કરતાં ૧૧૮૯ ટકાનો વધારો બતાવે છે.

( પાને ૪૦ પછીના ટેબલ પાને ૬૨-૪૩ પર જોવો. )

## ખવરાવવાની કેમ્પનું વિગતવાર ખરચ પત્રક. અ.

| એક દર લાભ લેનારા ઢોરોની સંખ્યા | | | દર માસે સરાસરી ઢોરની સંખ્યા. | એક ઢોર પાછળ આવેલો ખરચ | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| કેમ્પમાં | ઘેરે ચોરી | કુલ | | માસીક. | દરરોજનો. | | | |
| ખવાડેલા | આપેલી તેના | | | કુલ ખરચ | કુલ | ખોળ કપાસીયા વીગેરે. | ચોરીનો ખરચ | ચોરીનું વજન. |
| નંબર. | નંબર | નંબર | | રૂ. આ પા. | રૂ આ.પા | રૂ. આ.પા | રૂ.આ.પા | રતલ. |
| ૨૧૫ | ૧૨૧ | ૩૩૬ | ૫૬ | ૩-૧-૬ | ૦-૧-૭॥ | ૦-૦-૬॥ | ૦-૧-૧ | ૧૯॥ |
| ૩૪૭૪ | ૧૦૦૮ | ૪૪૮૨ | ૧૪૪ | ૧-૧૫-૧૦ | ૦-૧-૦। | ૦-૦-૪॥ | ૦-૦ ૭॥। | ૧૮॥ |
| ૭૦૦૪ | ૧૫૬૦ | ૮૫૬૪ | ૨૮૫ | ૧-૧-૮ | ૦-૦-૭। | ૦-૦-૧। | ૦-૦-૬ | * ૧૮॥ |
| ૧૦૬૯૩ | ૨૬૮૯ | ૧૩૩૮૨ | | | | | | |

આપેલાં તે ભુસાં તરીકે ગણેલા છે, તે કુલ હીસાબમાંથી બાદ કરવાના છે.

* ૪૦૦ થી ૬૦૦ રતલ વજનના એક ઢોરને ૦॥ મણ ફાદડો પુરતો થતો

## ખવરાવવાની કેમ્પનું વિગતવાર ખરચ પત્રક બ.

| એક ઢોરનો માસીક ખરચ. | | | દર ૧૦૦૦ રતલ ચોરી તૈયાર કરવાનો થયેલો ખરચ. | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ચારના | ખોળ વગેરે | કુલ | બળતણ. | મજુરી | ઘાસતેલ પોઇન્ટ યા રતલ | લાકડી સુકી રતન | જગ્યાની પાતળી નાની ડાંખળીઓ રતલ. |
| રૂ. આ.પા | રૂ. આ પા | રૂ આ પા | રૂ આ.પા | રૂ આ પા | | | |
| ૨-૦-૬ | ૧-૧-૦ | ૩-૧-૬ | ૨-૪-૪ | ૧-૩-૩ | ૧૬ | | |
| ૧-૪-૦ | ૦-૧૧-૧૦ | ૧ ૧૫ ૧૦ | ૧-૫-૫ | ૦-૧૩ ૬ | | ૨૫૬ મોટા<br>૨૦૫ ઝીણા | કટકા,<br>કટકા |
| ૦-૧૪-૬ | ૦-૩-૨ | ૧-૧-૮ | ૦-૧૨ ૫ | ૦ ૧૪-૮ | | | ૨૮૯ |

ઢોરો રેવાયા, પછી જુનમાં કપાસીઆ વિગેરેની જરૂર નહોતી, કારણ કે તે ખરચ ઢોરના

**મી. વાઇ. એન. મરાઠે, જી. બી. વી. સી, વેટેરીનરી ઇન્સ્પેકટરના "પાંજરાપોળ" નામના અંગ્રેજી લેખનું ગુજરાતી ભાષાંતર લેખકની પરવાનગીથી કરવામાં આવ્યું છે.**

—*********—

ભાષાંતર કર્તા—મી. સી. એન. દેશાઇ, જી. બી. વી. સી.
વેટેરીનરી આસીસ્ટન્ટ,—ભરૂચ.

પાંજરાપોળોની હાલની સ્થીતિ અને તેનો ઉપયોગ, અને તેને આગળ વધારવા ઉપર એક નોંધ:—

હાલમાં મુંબઇ ઇલાકામાં જે દુકાળ ચાલે છે તે ઘણોજ સખત છે હાલના દુનિયાના મહાન યુદ્ધને લીધે જીંદગીની જરૂરીઆતની ચીજોના ભાવ ઘણા ઉંચા ગયા છે. સને ૧૯૧૮ મા વરસાદની ઘણી અછત હતી, ને તે આફતમાં એક ઉમેરો જેવું છે. દાણો પાકયો નહોતો, ઘાસ મળતુ નહોતું. લોકો રોજ વધતાં જતા દરો (રોજની ઉપજ) થી પોતાનું ગુજરાન-ગમે તેમ કરી કરતાં હતાં આપણી સરકારની અમુલ્ય મહેનતથી દાણો વહાણોની હાડમારી છતાં પણ હિન્દુસ્થાનના જુદા જુદા સ્થળોથી તેમજ બહારથી લોકોને મળી શકતો હતો સરકાર તરફથી રીલીફ તેમજ ટેસ્ટ વર્કસ ખોલવામા આવ્યાં હતાં. ધી સેન્ટ્રલ કમીટી તરફથી માણસોના સંકટ નિવારણ માટે ડીસ્ટ્રીકટ કમીટીઓને મોટી રકમો મળી શકતી હતી, અને તે કારણને માટે નાણું ભેગું કરવાને સ્થાનીક યત્નો પણ કરવામાં આવ્યાં હતા. સરકારે તેમજ ખાનગી મંડળીઓએ લોકોનુ દુઃખ દુર કરવા માટે પોતાનુ બનતું કર્યું હતુ. હલકે ભાવે દાણો વેચવા માટે દુકાનો ખોલવામાં આવી હતી. કપડાં મફત વહેચવામાં આવતાં હતાં રીલીફ વર્કસમાં કામ કરતાં મજુરીઆત વર્ગ માટે ડાકટરી મદદ, જો કે તે ધંધાના માણસોની લડાઇને લીધે તંગી હોવા છતાં, મળતી હતી ઉપલા સઘળા યત્નોને લીધે આફત ઘણે દરજ્જે હલકી થઇ હતી અને તે કારણને લીધે લોકોમાં દુકાળની અસર એટલી બધી સખત થઇ નહોતી કે લોકો ભુખમરાને લીધે મરણ પામે. પણ ખેતીનો મુખ્ય આધાર ઢોર તેનું શું? તેઓની સ્થીતિ ઘણીજ દયાજનક હતી. ચોમાસુ નિષ્ફળ નિવડયુ કે તરત ચારણની જગ્યાઓ ઉજ્જડ માલમ પડવા લાગી. મળી શકે તેટલો સઘળો ચારો ખલાસ થઇ ઓકટોબર ૧૯૧૮ થી ઘાસની તંગી માલમ પડવા લાગી ખેડુતો પોતાથી પુરૂ થઇ શકે તેટલાં ઢોર રાખવા લાગ્યા, ને તેમાં ખેતીમાં કામ લાગતા બળદો ને રીવાજ પ્રમાણે પસંદ કરવામાં આવ્યા હતા. સરકારને પણ લાગ્યું કે તેઓ

પાસે, આપણા દેશના ગરીબ ખેડુતોને માટે પુરતા જથ્થામાં ચારો નહોતો, તેથી ફરીને દરેક સરકારી ઘાસની ડેપોમાં દરેક જાતનું ઘાસ રૂા. ૧૫) નું એક હજાર પૌંડ મળતું હતું જો કે સરકારને તેટલાજ ઘાસ માટે રૂા. ૨૮) આપવા પડતા હતા, તેથી લોકોને પોતાનાં વધારાનાં ઢોરો જેવાં, કે ગાયોને વેચી દેવા પડયાં હતાં. કેટલ માર્કેટ (બજાર) એકથી બે મહિના તો ઢોરોથી ભરાયેલું રહેતું હતું, ને ગાયો મફતઢાથી પણ સસ્તી કીંમતે વેચાતી હતી બજારમાં ઢોર ખરીદનાર ફક્ત ખાટકીઓજ, હોવાથી લોકો પોતાની ધર્મની લાગણીને લીધે ગાયો વેચતાં અટકતા હતા. હજારો જાનવરોને ખાટકીઓએ ખોરાક અગર ચામડા માટે માર્યાં હતા થોડા વખત પછી ઢોરના માસનો ખપ નહિ રહેવાથી ગામડાંઓમાં ઢોરોનાં ચાંમડાં કાઢેલાં ઢાંઢાઓ ગીધ તથા કુતરાઓના ખોરાક તરીકે વપરાતાં જોવામાં આવતા હતાં લાંબા વખતના ભુખમરાને લીધે ઢોરો બેસોમણુ પડી, તેજ જગ્યાએ મરણ પામતાં હતાં ચમારો કે જેઓનો પણ સખત વખત આવતે તેઓએ આવા ઢોરોના ચાંમડાંઓથી મીલકત (પુષ્ઠ) મેળવી છે જેઓને પોતાનાં ઢોરપર પ્યાર હતો અને જેઓ પોતાની ધર્મની લાગણીને લીધે, પોતાની ગાયોને વેચી શકતા નહોતા તેઓએ તેમને સ્થાનીક પાંજરાપોળોમાં મોકલી હતી. ધર્મી અને ઉદાર મંડળીઓએ નવી પાંજરાપોળો ખોલી હતી, તવંગર અને ધર્મીષ્ટ વૃત્તિવાળા ગ્રહસ્થોએ પોતાની પાસે જે થોડો ચારો હતો તેનાથી ગૌસેવા પોતાને માથે લીધી. હમેશની ચાલતી પાંજરાપોળોમાં ઢોર ખીચોખીચ ભરાઇ ગયા હતા ઘણે ઠેકાણે તો નવાં ઢોર લેવાંમાં આવતાં નહિ હંમેશની વધતી જતી ઘાસની જરૂરીઆતને પહોંચી વળવાને તેઓ પાસે ઘાસનો જથ્થો નહોતો. સરકારી ઘાસનાં ડીપોમાંથી તેઓને ઘાસ મળી શકતું નહોતું. આ બધાં કારણોને લીધે ગાયો વધુ પ્રમાણમાં મરવા લાગી. આ વખત સુધીમાં તો ખેતીમાં કામ લાગતાં ઢોરો પણ ભુખે મરવા લાગ્યાં, પણ "રવી" પાક થવાની આશાએ ખેડુતો પોતાના તે ઢોરોને થોડો વખત વેચતા અટકયા હતા. પણ જ્યારે રવીની કાપણી થઇ ત્યારે જોમ લાગ્યુ કે તે નવો પાક પણ પુરતા જથ્થામાં નથી, ને આથી લોકો ઘણા નાશીપાસ થઇ ગયાં ઢોરોને ભુખમરાથી બચાવવા કાંઈ મદદ મળતી નથી, સરકારી ખેતીવાડી ખાતા તરફથી અગાઉથી કરી, સરકારી ખાતાંઓ અને સરકારી અને બીજા લાગવગવાળા મંડળો મારફત "થોરીઆ" ને ઢોરના ખોરાક તરીકે વાપરવાનું સુચવવામાં આવ્યું, પણ અજ્ઞાનતાને જુના વિચારનો હોવાથી પોતાના ઢોરને ભુખમરામાંથી બચાવવાને આ ખોરાકને ગ્રહણ કર્યો નહિ આથી બજાર પાછાં ઢોરોથી ઉભરાવા લાગ્યાં વખત એવો નાજુક આવ્યો કે સરકારે "કેટલ-કેમ્પ" ઉઘાડયાં, પણ તે કેમ્પોમાં ઢોરોની સંખ્યા જોઇએ તેટલી થઈ નહોતી ખેતીવાડી ખાતા તરફથી ફુગાળીઆં ઢોર ખરીદવા ને તેમને ખવડાવીને પાછાં ખેડુતો

ને વેચવા માટે પોતાના માણસો જુદા જુદા ઢોર વેચવાના બજારોમાં મોકલ્યાં હતા. ડીસ્ટ્રીક્ટ ફેમીન કમીટીઓ કે જેઓને ખાસ કરીને "બોમ્બે પ્રેસીડેન્સી સેન્ટ્રલ ફેમીન રીલીફ કમીટી" તરફથી નાણા પુરાં પાડવામાં આવતાં હતા, તેઓ તરફથી પણ આવા યત્નો કરવામાં આવ્યાં હતા સરકારે તેમજ ખાનગી મંડળોના આટલા બધા યત્નોથી પણ ખેડુતો ઢોરોની જરૂરીઆત પુરી થઇ નથી, ને ધાસ્તી રાખવામાં આવે છે કે બળદ વગરે જમીનો ખેડયા વગરની રહેશે. આ એક ગરીબ રૈયતને મોટું સંકટ છે. હિન્દુસ્થાનની ખેતીનો મુખ્ય આધાર ઢોર પર છે. ગાયનું દુધ પણ થોડાજ લોકો વાપરી શકે છે ગરીબ અને સાધારણ સ્થીતિના આદમીઓ જીંદગીની આ (દુધ) એક ખાસ જરૂરીઆતની ચીજ વગર રહે છે બચ્ચાંઓને પણ પુરેપુરૂ દુધ મળતુ નથી બચ્ચાંઓનું મોતનું પ્રમાણ વધ્યું છે. લોકોમાં શારિરિક શકતી રહી નથી અને તેથી "ઇન્ફલુએન્ઝા" જેવા ચેપી રોગોના સહેલાઇથી ભોગ થઇ પડે છે. ઢોરો લાંબા વખતના ભુખમરાથી મરણ પામ્યા છે અને લોકોમાં ચેપી રોગોની અસર સહન કરવાની શકતી નહિ રહેવાથી નવા અને જુના રોગોના ભોગ થઇ પડશે આ એક વાસ્તવીક વાત છે અને જેઓને તેનો અનુભવ છે તેઓ તે જાણે છે. આ બધાનો બદલો વાળવામેં કોઇક રસ્તો શોધી કાઢવો જોઇએ.

આ દેશમાં બચ્ચાંઓ અને કમતાકાત માણસો ખોરાકના દુધ માટે ગાયો અને ખેતી માટે બળદો જોઇએ. સુધરેલી ઢબના હથીઆર તથા ઓજારો ખેતી માટે ઘણાં કામના છે, પણ તે વાપરવાનુ સાધારણ નાના ખેડુતનું ગજુ નથી. જો કે બીજાં ખાતરો સારાં છે, પણ ગૌમૂત્ર તથા છાણ ખાસ ઉપયોગનાં છે. મોટા શહેરોમા દુધ પુરૂં પાડવુ એ એક સવાલ છે, પણ તે સવાલ પુરા પાડવાને કાઇ રસ્તો શોધી કાઢવો જોઇએ, અને તેને માટે હાલમાં લોકો તથા મંડળીઓ કયા છે ? ઢોરની ઓલાદ લેવાનો ધંધો કરનારની સંખ્યા ઓછી થતી જાય છે. કોઇ પણ જાતનાં ચોખ્ખાં ઢોર મળવાં મુશ્કેલ છે. હિન્દુસ્થાનની તેમાં ખાસ કરીને મુંબઇ ઇલાકાની ગાયો ઘણું ઓછું દુધ આપે છે. ઢોરોની ઓલાદ લેવાનો ખાસ નિશ્ચય એવા ઢોરની ઉત્પતિ કરવાનો જોઇએ, કે જેથી ગાયો સારૂં (વધુ) દુધ આપનાર અને બળદો સારી ખેતી કરનાર જાનવરો થવા જોઇએ. આ ઉપરથી ખાસ દેખીતું છે કે ઢોરોની ઓલાદ લેવાનું કામ સારી સ્થીતિના ખેડુતોએ ઉપાડી લેવું જોઇએ, પણ તે હાલમાં મળવા મુશ્કેલ છે. હિન્દુસ્થાનમાં કોઇ પણ જાતના ઢોરની ઓલાદ લેવાનો ધંધો નફાકારક કરવો હોય તો તે હમેશાં શાસ્ત્ર પ્રમાણથી તેમજ ચોક્કસ અને ખંતથી કરવો જોઇએ. તે કોણ કરી શકે; તે બતાવવું ઘણુ મુશ્કેલ છે, ને તે ચાલુ રાખવાની ઘણી જરૂર છે. જ્યાં સુધી ઓલાદ લેનારી મંડળીઓ કાંઇ ચોક્કસ વિચારથી થાય નહિ ત્યાં સુધી કાંઇ ખાસ ફાયદો થવાનો નથી, અને સરકારી ખાતાઓ

તે માટે કાંઇ હદ બહાર સુધી કરી શકે નહિ, ને તેથી કાંઇ આખા દેશની જરૂર પુરી પડી શકે નહિ જો આ કામ કોઇ પણ સારી રીતે ઉપાડી શકે એમ હોય તો તે પાંજરાપોળ–સોસાઇટીઓ છે, ને તેવી પાંજરાપોળો આ ઇલાકામાં ઘણે ઠેકાણે છે. દરેક પાંજરાપોળ માટે ફંડ, મકાન અને ચારણની જગ્યા હોય છે. હાલના દુકાળને લીધે પાંજરાપોળમા ઘણી ગાયો આવી છે. દરેક પાંજરાપોળ મા ઓછામાં ઓછી ૧૦૦ ગાયો છે પાંજરાપોળોનો હેતુ ઘરડાં બધણીઆતાં અને અપંગ ઢોરોને રહેઠાણ અને ખોરાક આપવાનો હતો, પણ હવે તેમાં ફેરફાર થયો છે, ને પાંજરાપોળોમાં એવાં ઘણાં ઢોર જોવામાં આવે છે કે જેમાં થી સારા બળદ અને દુધ મળી શકે એમ છે. હાલમાં અવ્યવસ્થા ઘણી છે. દરેક જગ્યાઓનાં સ્થાનીક વેપારીઓ આપસમાં કર નાખે છે અને દરેક વરસે ફંડ વધતું જાય છે એક સ્થાનીક કમીટી નીમવામાં આવે છે અને પાંજરાપોળ ની વ્યવસ્થા એક સાધારણ વાંચી, લખી અને હીસાબી કામ જાણનાર માણસને સોંપવામાં આવે છે. કમીટીના મેમ્બરો વ્યવસ્થા બરાબર કરકસરવાળી છે કે નહિ તે જોતા નથી અને દુકાળના વખતમાં પાંજરાપોળનાં ઢોર એક બોજારૂપ થઇ પડે છે; કારણ કે જે ચારો તેમને ખવરાવામાં આવે છે તેનાથી પાંજરાપોળ ની બહારનાં ઘણાં ઉપયોગી જાનવરોની જીંદગી બચાવી શકાય. પાંજરાપોળમાં ઘણા ખોડાજ વૃદ્ધ, ભુખે મરેલાં અને અપંગ જાનવરો જોવામાં આવે છે.

આ લેખનો હેતુ કાંઇ પાંજરાપોળના લોકોને તેમના સખી અને ધાર્મીક વિચારો માટે નાશીપાસ કરવાનો નથી. પાંજરાપોળનો થોડો ભાગ ખાસ કરીને આવા, (ઘરડાં, દુબળાં તથા અપંગ) જાનવરો માટે રાખવો જોઇએ, પણ બીજા કેટલાક સશકત અને કામ કરી શકે એવા જાનવરો ખરચ વેઠીને રાખવામાં આવે છે, તેમના તરફથી આવી સસ્થાઓને કાંઇ બદલો મળવો જોઇએ, અને આને માટે ખાસ પ્રયત્ન કરવાની જરૂર છે જેવી રીતે "પરમેનન્ટ (હંમેશની) સેન્ટ્રલ ફેમીન રીલીફ કમીટી" મુંબઇમાં છે, તેવી રીતે મુંબઇમાં એક "સેન્ટ્રલ પાંજરાપોળ કમીટી" નામની સંસ્થા ઉભી કરવી જોઇએ, અને દરેક જીલ્લાની સ્થાનીક પાંજરાપોળો આની સાથે જોડી દેવી જોઇએ; અને દરેક નાં ફંડ પણ ભેગાં કરી દેવાં જોઇએ પાંજરાપોળની દેખરેખ રાખવા તથા સ્થાનીક વેપારીઓ અને સખી ગૃહસ્થો પાસે ફંડ ઉઘરાવવા માટે સ્થાનીક કમીટીઓ નીમવી જોઇએ. સારા પગારથી એક સારો કેળવાયલો અને હોશીલો મેનેજર, પાંજરાપોળનો સુપ્રીન્ટેન્ડેન્ટ તરીકે, ઢોરોની તંદુરસ્તી માટે ને ઓલાદ લેવા વિગેરે કામ માટે એક વેટેરીનરી સરજન, અને ચારાની પેદાશ, જથ્થો (સ્ટોર) તથા તેનો કરકસરથી ઉપયોગ કરવા માટે એક એગ્રીકલચરલ ગ્રેજ્યુએટ ઉપલા અધીકારી તરીકે રાખવા જોઇએ, તેમના હાથ નીચે એક કારકુન, એક પટાવાળો, બીજા હલકા પગારદાર માણસો તથા ભંગીઆ એ ઢોરોની સંભાળ માટે રાખવા જોઇએ. એગ્રીકલચરલ ગ્રેજ્યુએટ, મેનેજર અને વેટેરીનરી

સર્જનને અખતરા તથા જોઈતા સુધારા વધારા કરવાની દરેક સત્તા જોઈએ ઘણા એગ્રીકલ્ચરલ અને વેટેરીનરી ગ્રેજ્યુએટો આ કામ માટે મળી શકશે, અને રેવેન્યુ ખાતાના પેન્સનરોમાંથી કોઈને મેનેજર તરીકે રાખી શકાશે

આખા ઇલાકામાં જુદા જુદા જીલ્લાઓમા પાંજરાપોળો છે, અને ત્યા જુદી જુદી જાતના ઢોરોની ઓલાદ જોવામા આવે છે જુદી જુદી જાતના જાનવરોમાંથી કામ ઉપયોગી જાનવરો ઉત્પન્ન થઇ શકશે આવી સસ્થાઓમાથી ઉત્પન્ન થએલા બળદોથી આજુબાજુના લોકોની જરૂરીઆત પુરી પડી શકશે રોજનુ થતુ દુધ વેચી દેવુ, છાણ, પુંજાને ઘાસચારો ઉત્પન્ન કરવાની જમીનમાં ખાતર તરીકે વાપરવુ. પાંજરાપોળોની હાજતો પુરી થયા પછી ચારો ભેગો કરવાનો યત્ન કરવો દરેક પાંજરાપોળે દરેક વરસે હજારો પૌંડ દુધ અને સેંકડો બળદો પુરા પાડવા જોઇએ. પાંજરાપોળોનુ વધારાનુ ઘાસ, ઘાસની તંગીના વખતમાં, ખેડુતોને નફાથી વેચી શકાશે. દરેક પાંજરાપોળમા બે શાખા રાખવી જોઇએ, એક શાખા પાંજરાપોળના નિયમને અનુસરતા ઢોરોને માટે રાખવી જોઇએ, અને બીજીને માટે પાંજરાપોળોએ તેઓ ઓલાદ માટે રાખી શકે તેટલા ઢોરનો નબર મુકરર કરવો આ રીતપર દરેક તાલુકામા નવી પાંજરાપોળો ખોલવી જોઇએ ટુકામા લોકોથી, લોકોને માટે અને લોકોની મદદથી આખુ પાંજરાપોળનુ ખાતુ એવી રીતનુ જોઇએ કે જેથી ઇલાકાના ઢોરની ઓલાદ કેવાના ધંધાને ઉત્તેજન મળે ઉપર બતાવ્યા પ્રમાણે, જો પાંજરાપોળોની સારી રીતે વ્યવસ્થા થશે તો તે ઢોરોની ઓલાદ માટે ને દુધને માટે સારો "રૂપો" થશે

---

## જાહેર ખબર.

છારોડી-જીલ્લે અમદાવાદના સરકારી ઢોરના ફાર્મમાં કેટલીક કાંકરેજી ગાયો વેચવાની છે જેને જોઇતી હોય તેણે મેનેજરને રૂબરૂમા મળવુ અગર તો પત્ર-વ્યવહારથી એ સબધમા જોઇતી હકીકત મેળવવી

છારોડી.
ઠસ્તે અમદાવાદ
તા ૩૦-૩-૧૯૨૮

એમ. એન. દેશાઇ,
મેનેજર
નોર્થકોટ કેટલ ફાર્મ, છારોડી

---

☞ મહેરબાન ભરૂચ જીલ્લાના કલેકટર સાહેબની પરવાનગીથી ઇચ્છાલાલ અમૃતલાલ મામલતદારનાએ શ્રી જ્ઞાનોદય પ્રીન્ટીંગ પ્રેસમા છાપ્યું અને ભરૂચ હુન્નર ઉદ્યોગ અને ખેતીવાડી ખીલવનાર મંડળના વાઇસ પ્રેસીડન્ટ મે૦ સરદાર રા. બા. મોતીલાલ ચુનીલાલ દેસાઇએ છપાવી પ્રસિદ્ધ કર્યું.

# જાહેર ખબર.

—****○****—

ધી ગુજરાત ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ત્રિમાસીક પત્રમા અત્યાર સુધી જાહેર ખબરો છાપવાનો રીવાજ હતો નહિ પણ પત્રના ગ્રાહકોની જાણને માટે ખેતીવાડી તેમજ હુન્નર ઉદ્યોગને લગતી જાહેર ખબરો પત્રમા છાપવાનુ ઉચીત લાગવાથી તે હવેથી નીચેના દર મુજબ લેવામા આવશે

| જાહેર ખબરની જાત. | કેટલી લીટીઓ અથવા પાના | | |
|---|---|---|---|
| અનિત્ય. | ગમે એટલી લીટીઓ પણ આઠ લીટી ભગ્ના વધુ નહિ | દરેક લીટી છાપવાના બે આના પણ દરેક જાહેર ખબર દીઠ આઠ આનાથી કમતી નહિ | |
| | | ૨ અંક | ૪ અંક |
| | | રૂ આ. પા | રૂ આ પા |
| જાયુકની | પા પેજના | ૫—૦—૦ | ૯—૦—૦ |
| જાહેર ખબરો | અધા પેજના | ૮—૦—૦ | ૧૩—૮—૦ |
| | એક પેજના | ૧૧—૦—૦ | ૧૮—૦—૦ |

અંકના પાછલા બહારના પુઠાપર છાપવાની જાહેર ખબરો પેટે ઉપરના દર કરતાં સેંકડે ૧૫) ટકા વધુ લેવામા આવશે

જાહેર ખબરો પેટે પૈસા અગાઉથી લેવામા આવશે કોઇ પણ જાહેર ખબર ભરૂચના ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગના મંડળને માન્ય નહિં હશે તો પત્રમાં દાખલ કરવામા આવશે નહિ

ઇશ્વરલાલ નરશીલાલ દેસાઇ.

ઓ. સેક્રેટરી.

ભરૂચ ખે. હુ. ઉ. મંડલ.

श्री गुजरात

# खेतीवाडी अने हुन्नर उद्योग त्रिमासिक.

## THE GUJARAT AGRICULTURAL & INDUSTRIAL QUARTERLY.

વર્ષ ૭ મું. ] ઓકટોબર–૧૯૨૦ [ અંક ૩ જો.

काश्यप संहिता स्मृत गर्ग संहिता ॥
कृषिः कृषि पुराणं इत्युवाच पराशरः ॥

### પબ્લીશીંગ કમિટી.

૧ સરદાર રા બા. મોતીલાલ ચુનીલાલ દેશાઇ, ભરૂચ.

૨ મી. ગુલાબભાઇ એન. દેશાઇ.
ડી. સુ. ઓફ એગ્રીકલચર, ઉત્તર વિભાગ, સુરત

૩ મી નરહરી કે. દેશાઇ, બી એ. ભરૂચ

૪ મી. કાલીદાસ દામોદરદાસ ખાધીઆ,
બી. એ એલએલ. બી. ભરૂચ.

૫ મી. વ્રજલાલ કે અગરવાલા, બી એ. મુંબાઇ

૬ મી. ચુનીલાલ નંદલાલ દેશાઇ,
વેટરીનરી આસિસ્ટન્ટ, ભરૂચ.

૭ રા સા ગુણવંતરાય હીરાલાલ દેશાઇ બી. એ
ઓડીટર, કો–ઓપરેટીવ સોસાઇટીઝ
ઉત્તર વિભાગ, ભરૂચ.

આધારઃ—[illegible]

લવાજમ—મંડળના લાઇફ મેમ્બરોને મફત—મંડળના સભાસદોને મફત
અન્ય ગૃહસ્થો માટે વાર્ષિક રૂા ૧–૦–૦ પોસ્ટેજ રૂા ૦–૨–૦

# વિષયાનુક્રમણિકા.

---



---

શ્રી ગુજરાત

# ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ

ત્રિમાસિક.

વર્ષ ૭ મું.] ઓકટોબર–૧૯૨૦ [અંક ૩ જો.

## પ્રાસંગિક નોંધ અને ચર્ચા.

**ગૌવધ.** ઘી–દુધની મોંઘવારી, ખેતીના ઢોરોની અછત અને કેટલાક આર્થીક તેમજ રાજકીય પ્રશ્નોને લીધે ગૌવધના સવાલે દેશના નેતાઓનું તેમજ સામાન્ય પ્રજાનુ ધ્યાન ખેચ્યું છે હિન્દુસ્થાનં ખેતીનો મુલક છે અને તેની વસ્તીના ૮૦ ટકાનો આધાર ખેતીપર રહેલો છે. હિન્દનો ખેડુત ઘણો ગરીબ છે અને મ્હોટી કીંમત આપી ખેતીના ઢોર તથા બીજા સાધનો ખરીદી શકે એમ નથી, તેમજ હાલમાં ઘી, દુધ તથા ખેતીના ઢોરની જે કીંમત વધી છે· અને તેનાથી જે ગંભીર સવાલો ખેતીની તથા જાહેર તંદુરસ્તીની બાબતમાં ઉભા થયેલા છે તેનો ઉકેલ જો ત્વરાએ કરવામાં ન આવે તો તેવી વસ્તુસ્થીતિની સામું વધુ વખત ટકવુ હિન્દના ખેડુત માટે અશકય થઇ પડશે ગતાંકમાં ઢોરોની ગણતરીના લેખમાં મુમ્બઇ ઇલાકામાં સને ૧૮૯૬ થી ૧૯૨૦ સુધીનાં ઢોરોના આંકડાઓ ઘણા ચોંકાવનારા છે અને તે દેશના કોઇ પણ હિતચિન્તકની ઉંઘ ઉડાડી મુકનારા છે. સને ૧૯૧૮–૧૯ ના દુકાળમા ગાયોની ખુવારી સેકડે ૧૨/૯ ટકા જેટલી જણાવવામા આવી છે, જયારે ખેતીના ઢોરોની ખુવારી સેકડે ૭ ટકા જેટલી એટલે કે ૧૯૩૪૭૮ ખેતીના ઢોરની ખુવારી થયેલી જણાવી છે. ઇલાકામાં જે સેંકડો કસાઇખાનાઓ ચલાવવામાં આવે છે, તેમાં દરવરસે લાખો દુધાળાં તેમજ ખેતીના ઉપયોગના ઢોરની કતલ કરવામાં આવે છે અને તે ઉપરાંત હિન્દનાં ઢોર હજારોની સંખ્યામાં પરદેશ ચઢાવવામાં આવે છે આ પ્રમાણે ઢોરની જે ખોટ દરવરસે હિન્દને પડતી જાય છે તે જો વધુ વખત ચાલુ રહે તો એવી ગણત્રી કરવામા આવી છે કે દશથી પંદર વરસમાં હિન્દુસ્થાનમાંથી ઉપયોગી ઢોર અદ્રષ્ય થઇ જાય.

ઉપલા સંજોગોને લીધે હાલમાં સમસ્ત દેશમાં ગૌવધ બંધ પાડવા માટે સખત ચળવળ શરૂ કરવામા આવી છે. મુંબાઇમાં એક કરોડની મુડી સાથે ગૌરક્ષા કંપની કાઢવાની હકીકત વર્તમાન પત્રોપરથી જણાય છે. પ્રો. ઓ. મી પરસોતમદાસ ઠાકોરદાસ તથા પ્રો ઓ. મી પંડીત મદનમોહન માલવીઆ જેવા નેતાઓ ગૌવધ અટકાવવા સતત પ્રયાસ કરી રહ્યા છે મહાત્મા ગાંધીના પ્રયાસ થી થયેલી હિન્દુ મુસલમાન ઐકયતાએ ગૌવધ બંધ કરાવવામાં પોતાનો હીસ્સો આપ્યો છે અને ગઇ બકરી ઇદ વખતે આખા હિન્દુસ્થાનમાં મળી સેંકડો ગાયો નો બચાવ મુસલમાન નેતાઓ અને સ્વયસેવકોએ મળી કર્યો છે પીર મ્હોટા મીયાં, વલ્લભાચાર્ય સંપ્રદાયના મહારાજ તથા શંકરાચાર્ય વિગેરે હિંદુ મુસલમાનના ધર્માચાર્યો ગૌવધ અટકાવી દરેક ઘર ગાય રાખવા પ્રજાને ઉપદેશ કરી રહ્યા છે હિન્દુસ્થાનની પ્રજા માટે ગાય એક ઘણું ઉપયોગી પ્રાણી છે અને ઉછરતી પ્રજાનો જીવનનો આધાર તે પ્રાણીપર રહેલો છે. આપણા શરીરમાં જે શક્તિમાન રજકણો છે તે બનાવવામાં ગાયે મ્હોટો હીસ્સો આપેલો છે અને હિન્દુસ્થાનની જે ઓલાદ નબળી થતી જાય છે તેનું એક કારણ ઘી, દુધની અછત જણાવવામાં આવે છે.

ખેતીના ઉપયોગના બળદ એ ગાયનો પ્રસાદ છે અને એ પ્રસાદ જ્યારે અદ્રષ્ય થશે ત્યારે હિન્દુસ્થાનનો ખેતીનો મોતનો ઘંટ વાગશે અને તેટલા માટે હાલમા ગૌવધની જે ચળવળ ચાલી રહી છે તેની અમો દરેક ફત્તેહ ઇચ્છીશું. હાલમા પરદેશથી ઢોર ખરીદવા માટે વેપારીઓ આવવાની ફરીથી બુમ પડવા લાગી છે અને તે સંજોગોમા અમો અમારા ખેડુત બંધુઓને વિનતી કરીશુ કે પોતાની ભવિષ્યની ઓલાદને ખાતર, પોતાની ખેતીની ખાતર અને પોતાના દેશની ખાતર પોતાના વ્હાલાં ઢોર કોઇ પણ કીંમતે આપવા લલચાતા નહિ અને તે વેપારીઓ સાથે આવી બાબતમા અસહકાર આદરે

**ચોમાસુ.** હિન્દના ગરીબ ખેડુતને નશીબે એક વરસ અતિવૃષ્ટિ અને એક વરસ અનાવૃષ્ટિ સરજાયેલી હોય એમ ભાસે છે ગયે સાલ વધુ વરસાદ પડીને કેટલાક જીલ્લાઓમા નુકશાન કર્યું તેને આગલે વરસે સુકામણાનો અનુભવ કરાવ્યો ચાલુ વરસમાં શરૂઆતમા સહેજસાજ ઝરમર ઝરમર વરસો હવે ચોમાસાના ચિન્હો જણાતા બંધ પડી ગયાં છે અને બધાની નજરો આકાશ તરફ ખેંચાવા લાગી છે ગુજરાતના સઘળા જીલ્લાઓમાથી વરસાદની તાણની બુમ સંભળાવા લાગી છે અને કેટલાક જીલ્લાઓમાં પાક સુકાવા લાગ્યો છે કેટલીક જગ્યોએ તો દુકાળના દૈત્યના આવાગમનના વાજા વાગવા લાગ્યાં છે અને લોકોએ વરસાદની આશા છોડી છે ખેડુત હજુ ગયા સખ્ત દુકાળની અસરમાંથી હજુ બરાબર મુક્ત થયો નથી ખેતીના અને દુધાળા ઢોર પોતાની ગુમાવેલી શક્તિ હજુ પાંછી

મેળવી શકયાં નથી. મોઘવારીનો ડંખ હજુ એવો ને એવો સખ્ત દુઃખકારક રહ્યો છે એટલામાં ગુજરાતના નસીબે અનાવૃષ્ટિનાં ચિન્હો દ્રષ્ટિગોચર થવા લાગ્યા છે. અમે ઇચ્છીએ છીએ કે હજુ વરસાદ પડે અને શીયાળુ પાકને ફાયદો કરે, છતાં પણ જો તેમ ન થાય તો અમો ખેડુતોને કપાસ વિગેરે પર આધાર ન રાખી મુકતાં જુવાર વિગેરે પાક વાવી દઇ પડેલા વરસાદનો યા તો જે કાંઈપણ થોડો ઘણો વરસાદ હવે પડે તેનો લાભ લઇ પોતાના કુટુંબના. તેમજ પોતાના ઢોરના બચાવના પ્રયત્નો કરવાની સલાહ આપીશું. આપણને ગયા દુકાળનો કડવો અનુભવ થઇ ગયો છે અને જો કે ચાલુ સાલમાં હજુ પુરતા વરસાદની આશા આપણે છોડવાની નથી, છતાં પણ સાવચેતીના ઉપાય તરીકે પોતાથી બનતી તજવીજ રાખવી એ વધારે સલામત છે. જે ખેતરોમાં કુવા વિગેરેની સોઇ હોય તે ખેડુતોએ ઢોરને માટે ચારાની તજવીજ કરવામાં ચુક કરવી નહિ, જેથી પાછળ છેલ્લી ઘડીએ સરકારપર આધાર રાખી હાથ જોડી બેસી રહેવાનો અને પોતાનાં કીંમતી ઢોરને પોતાની નજર આગળ ભુખે મરી જતા જોવાનો વખત આવે નહિ.

———*———

# બરસીમ.

—***—

## એક લીલો ચારો.

પંચમહાલ જીલ્લાના પૂર્વ વિભાગના ખેડુતો જોઇએ તે કરતાં ઢોર વધુ રાખે છે અગર ઢોર એજ એમની મીલકત છે એમ કહીશુ તો ખોટુ નથી. અહીંઆં ઢોરને ચરવાનું ઘણુ છે, જગલો પાસે હોવાથી ઘાસ ઘણું સસ્તુ મળે છે એમ કહેવામાં આવે છે પણ આ હકીકત ચોમાસાના ચાર માસ માટે તો ખરી છે પણ પછીથી સર્વાંશે ખરી નથી. જગલની નજીક આવેલાં ગામનાં ઢોરને કંઇક સુખ છે પણ બીજાં સ્થળોએ તો ઢોર ઉનાળામાં અડધી ભૂખ વેઠે છે ઉનાળામાં અત્રે ઢોરનુ મરણ પ્રમાણ ઘણુ છે

ખેડુતો ઉનાળા માટે પૂરતું ઘાસ સંઘરી રાખતા નથી, પણ ઢોરને ખેતરમાં છુટાં છોડી મુકવામાં આવે છે; તે શેઢા ઉપરનુ ઘાસ તથા દરોડી વીગેરે દીવસે વીણી ખાય છે અને સાજના તેમને પાણી પાઇ ઘરમાં રાખવામાં આવે છે. આથી ખોરાકના કમીપણાને લીધે તથા તેના બદલામાં બીજો ખોરાક ખોળ વીગેરે ગરીબ ખેડુતો આપી ન શકે તે કારણે બળદની કામ કરવાની શકતી કમી થાય છે અને દુધાળાં ઢોરની દુધ પેદા કરવાની શકતી ઘટે છે અને દુધ

ઘણું કમી આપે છે આવા પ્રદેશમાં જો લીલો ચારો મળી શકે તો તે ઘણો લાભદાયક થઇ પડે !

આ ઉદ્દેશથી મુવાલીઆ ફાર્મ ઉપર અજમાયેશ થયેલી છે અને બરસીમ નામનુ લીલું ઘાસ ઘણું સારૂં માલુમ પડયુ છે તે ખવડાવ્યાથી ઢોરના શરીર માં લોહી વધે છે, તાકાત આવે છે, દુધાળાં ઢોરનુ દુધ વધે છે વીગેરે ઘણા લાભ થાય છે. તેનો પાલો મેથીની ભાજીને મળતો થાય છે. તે બે ફુટ ઉંચો વધે છે અને ત્રણથી ચાર કટીંગ (કાપણી અગર વાઢ) લઇ શકાય છે. છેલ્લું કટીંગ ન લેવાથી બીજ પણ ઉત્પન્ન કરી શકાય છે.

આ ચારો કરવા પ્રથમ પોયતની સવડ જોઇએ છે. કુવાના અગર નહેરના પાણીથી પોયત કરી આ ઘાસ ઉઘાડવામાં આવે છે. વળી અત્રે નહેરો પણ બે ચાર જગ્યાએ સારી છે માટે તેવે સ્થળે તો પાણી પાવાનુ કાર્ય ઘણુ સહેલું થઇ પડે છે. પ્રથમ ચોમાસાનુ તુલ લીધા પછીથી જમીનને એકાદ ખેડ આપી સાફ કરી પોચી કરવી જોઇએ. વખતે ખેડ ન અપાય તો પણ બરસીમને નુકશાન થતુ નથી, પણ જેમ વહેલુ બીજ જમીનમાં નખાય તેમ સારૂ. માટે જમીન વહેલી તૈયાર થાય તે દ્રષ્ટિથી કામ કરવાનું છે પછીથી બીજને બારથી ચોવીસ કલાક સુધી પાણીમાં ડુબાડી રાખવાં, એટલે તે ફુલશે અને કેટલાકને ફણગા ફુટશે આ દરમ્યાન જમીનને એકથી બે ઇંચ જેટલું પાણી ઉપર રહે તેમ પાઇ તૈયાર કરવી પછીથી ભીંજાવેલું બીજ જમીનમા બરાબર પથરાઈ રહે તેવી રીતે હાથથી છાંટવું જમીનમા મૂળીઆં બાઝે ત્યાં સુધી પાણી રાખવુ અને પછીથી જેમ જોઇએ તેમ નીયમીત પાણી પાવુ.

પહેલું કટીંગ (વાઢ) છથી આઠ અઠવાડીએ આવે છે અને પછીના ત્રણ થી ચાર અઠવાડીએ આવે છે બીજને સપ્ટેમ્બરની ૧૫ મીથી નવેમ્બરની આખર સુધીમાં છાંટી દેવું જોઇએ નહિ તો મોડુ કરવાથી છોડ ઠંડીને લીધે બરાબર ઉગતા નથી અને વાઢ ઓછા આવે છે માટે બીજ જેમ બને તેમ વહેલું નાખવુ જોઇએ ચોમાસુ બેસતાં જમીનને ખેડી સાફ કરી ચોમાસુ તુલ લેવામાં આવે છે.

સરકારી મુવાલીઆ ફાર્મમાં આ ડાંગેરના કયારડામાં કરવામા આવે છે તે ઘણું સારૂ ઉગે છે દરરોજ વાઢી તે બળદને ખવરાવવામાં આવે છે વળી દાહોદના કેટલાક ગૃહસ્થો પોતાના ઘોડા તથા ગાય વીગેરે માટે વાપરે છે.

હવે કોઇ ખેડુત પોતાના ખપ કરતાં જો વધુ ચારો ઉગાડે તો તેને તેમાં સારી કમાણી થવા સભવ છે. દાહોદમાં ટાંગાવાળા ઘણા છે તે તેમજ બીજા પણ તેનો ઉપયોગ કરશે. હજુ સુધી તે લોકોને જોઇએ તેટલું બરસીમનું લીલું

ઘાસ મળી શકતું નથી અને ઘાસ મળશે તો તુરતજ તે લોકો વાપરશે. ખરેડી તેમજ લીંમડીના કેટલાક ખેડુતો આ ઘાસ તેમજ રજકો ( Lucerne ) ના ફાયદા જાણે છે અને તે ઉગાડી વાપરે છે.

આ ઘાસનો લીલો ચારો દર એકરે આશરે ૨૦૦૦૦ રતલ ઉપજે છે અને જો બીજ લેવામાં આવે તો ઘાસ ૧૫૦૦૦ રતલ તથા બીજ ૧૨૫ રતલ સુધી દર એકરે પાકે છે, એટલે જો તે બજારમાં એક આનાનું દશ રતલ લેખે વેચે તો તેને રૂા ૧૦૦) ના આશરે કમાણી થવા સંભવ છે.

આ ચારો ઢોરને તેના કદ પ્રમાણે આપવો જોઇએ. વળી નર્યો લીલો ચારો ન આપતાં અડધો સુકો અને અડધો લીલો આપવો એટલે બળદ કામ સારૂં કરી શકશે. જ્યારે બળદ નવરા હોય ત્યારે સુકો કમી કરી લીલો ચારો વધારે આપવામાં આવે તો હરકત નથી, કારણ નર્યો લીલો ચારો આપવાથી ઢોર સુંવાળાં થઇ બરાબર કામ કરી શકતાં નથી, માટે સુકા ઘાસનું અમુક પ્રમાણ તો દરરોજ આપવું તે સારૂ છે.

છેવટે બરસીમ એ કઠોળના વર્ગનુ તુલ છે, એટલે જમીનમાં નાઇટ્રાજન ઉમેરે છે. તેના મૂળીઆમાં નાની નાની ગાઠો હોય છે તેમાં રહેલા બે કટીરીઆ ( ઝીણા જંતુઓ ) હવામાંથી નાઇટ્રાજન ( નિર્ગુણ ) વાયુ લઇ તેનું રૂપાન્તર કરી ગાંઠોમાં દાખલ કરે છે, જેથી જમીનની ફળદ્રુપતા વધે છે; કારણ નાઇટ્રાજન એ એક અગત્યની ચીજ છે.

ટુંકમાં જ્યા પાંણીની સવડ હોય ત્યાં થોડુક પણ બરસીમ કરવાથી ખેડુતને ઘણા પ્રકારે લાભ થાય છે, કારણ પોતાના બળદ સારી સ્થીતિમા રહી કામ સારૂં કરે છે, દુધાળાં ઢોરનુ દુધ વધે છે અને જો તે ચારો વેચે તો તેને આર્થીક પ્રાપ્તિ પણ સારી થાય છે. તે ઉપરાંત જમીનનો કસ કમી ન થતાં વધે છે

By
Vallabhdas M. Majmudar
Graduate Assistant
Dohad Farm.

---

# હિન્દુસ્થાનની જમીનના તવાઈ ગયેલા કસ બાબત સુચના અને તેને સુધારવાના ઉપાયો.

—**********—

કાંઈક લડાઈના પરીણામે અને કાંઈક ગયા દુકાળના લીધે અનાજના જથ્થા માં પડેલા ખુટકાને લીધે આ દેશની જમીનની સ્થીતિપર તેમજ તેની અનાજ પેદા કરવાની શક્તિપર હાલમાં ઘણુ લક્ષ્ય અપાવવા લાગ્યુ છે. આ બાબતમાં જે તપાસ કરવામાં આવી છે તેના પરીણામમા બધી બાજુથી એવું પુરવાર થતું જણાયુ છે કે આ દેશની જમીન ઘણીજ ગંભીર રીતે ખવાઇ ખુટી જાય છે અને તે અટકાવવા માટે ઘણુંજ મજબુત પગલા લેવાની જરૂર છે

જમીનમાં જે ફેરફારો થાય છે તે વિષે ઘડીભર વિચાર કરીએ આપણે જાણીએ છીએ કે નાઇટ્રોજન, ફોસ્ફેઇટસ, પોટાશ વિગેરે છોડના ખોરાક-રૂપી તત્વો જમીનમા જુદે જુદે રૂપે રહેલા છે. એમાંથી કેટલાક મોલને તરત ઉપયોગમાં આવે એવા મિશ્રિત રૂપમા રહેલા હોય છે અને બીજા તત્વો માં તે છોડના ઉપયોગમાં આવે ત્યાર પહેલાં કેટલાક ફેરફારો થવાની જરૂર રહે છે. એમાના પહેલી જાતના તત્વોને આપણે "ગળાઉ તત્વો" તરીકે અને બીજાને "અગળાઉ તત્વો" તરીકે આ લેખ પુરતા જણાવીશું 'ગળાઉ' અને 'અગળાઉ' શબ્દો ફકત એક બીજાના તુલના વાચક છે અને અગળાઉનો અર્થ એટલોજ કે તે તત્વો મોલના ઉપયોગમા આવે ત્યાર પહેલાં તેમાં કેટલોક ફેરફાર થવાની જરૂર રહે છે. હવે આ જુદા જુદા તત્વોની મોલપર શુ અસર થાય છે તે જોઇએ જો ગળાઉ તત્વો જમીનમાં પુષ્કળ પ્રમાણમાં હોય છે તો તે જમીન ફળદ્રુપ હોય છે અને તેમાં જો બીજા સંજોગો મદદકર્તા હોય છે તો પાક સારો થાય છે. જો આ તત્વોને જમીનમાં કાયમ રાખવાને માટે યોગ્ય ખાતર નાખવામાં આવતું નથી તો દરવરસે પાક ઓછો ઉતરતો જાય છે અને આખરે એવી સમ સ્થીતિનો વખત આવે છે કે જ્યારે અમુક મોલના ઉપયોગ માટે જેટલા પ્રમાણમાં છોડનો ખોરાક જમીનમાથી વપરાય છે તેટલાજ પ્રમાણમાં તે મોલની ઉછેર દરમ્યાને અગળાઉ તત્વો ગળાઉ બને છે આ વખતમાં જે પાક થાય છે તે ઘણોજ ઓછો ઉતરે છે અને આપણે તેને તે જમીનના ઓછામા ઓછા પાક કહીશુ.

દરેક જમીનમાં છોડના ખોરાકના તત્વોનો સામાન્ય રીતે પુષ્કળ જથ્થો રહેલો હોય છે અને તેથી કરીને આવો ઓછામા ઓછો પાકનો ઉતાર ઘણો વખત ચાલુ રહે છે અને તેટલા માટે ઘણા તરફથી કહેવામાં આવે છે કે

હિન્દુસ્થાનની ઘણા ભાગની જમીન આ પ્રમાણે ચાલુ પાક આપતી હોવાથી ચિન્તા કરવાનું કાંઇ પણ કારણ રહેતું નથી; પરંતુ આપણે જોઇ શકીશું કે તેઓની આવી દલીલ ભુલ ભરેલી છે. એમના કહેવાનો અર્થ એટલોજ થાય છે કે આવી જમીનો ઉપર જણાવ્યા મુજબનો ઓછામાં ઓછો પાકનો ઉતાર આપવાની સ્થીતિએ પહોંચેલી છે અને તે જમીનોમાથી યોગ્ય ખાતર આપવાથી જે પાક થવો જોઇએ તેના પ્રમાણમાં ઘણો ઓછો પાક ઉતરે છે.

ખોરાકની ચીજોની જે તગી હાલમાં જણાય છે તેને માટે ઘણા તરફથી મ્હોટા પાયાપર ખેતી કરવાની અને વધુમાં વધુ પાક આપે એવાં તુલો દાખલ કરવાની માગણી કરવામાં આવે છે. હવે આ બેઉ ચીજો ઇચ્છવા જોગ છે પરંતુ તેનું જે પરીણામ આવે તે જાણવુ જરૂરનુ છે. વધુમા વધુ ઉતાર આપે એવા તુલો દાખલ કરવાથી જમીનમાં રહેલા છોડના ખોરાકનાં તત્વો વધુ પ્રમાણમાં વપરાય છે અને તેજ મુજબ મ્હોટા પાયાપર ખેતી કરવાથી જમીનમાના ઉપયોગી તત્વો વધુ પ્રમાણમાં ખરચાય છે અને તેનો જથ્થો આખરે ખુટી પડે છે. ઉપલી બેઉ રીતોથી જો કે થોડા વખત માટે આપણને પાક વધુ મળે છે પરંતુ જો તેમાં ખાતરનો બરાબર ઉપયોગ કરવામા આવતો નથી તો પરીણામે જમીનનો કસ ખવાઇ જાય છે અને છેવટે પાછો ઓછામા ઓછો ઉતાર આવે છે. જે મ્હોટા પ્રમાણમાં ખેતી કરવામાં આવે છે અને જે પ્રમાણમાં પાકનો વધુમાં વધુ ઉતાર લેવાની મહેનત કરવામાં આવે છે તેટલાજ મહોળા પ્રમાણમાં જમીનને ફળદ્રુપ કર્તા ખાતરનો ઉપયોગ કરવાની આવશ્યકતા છે. આ ખાતર પદ્ધતિસર અને બુદ્ધિપૂર્વક વાપરવાનુ છે. જો કોઇ જમીનમાં નાઇટ્રોજન તથા ફોસ્ફેઇટ બેઉ ઓછા હોય તો તેવી જમીનમા નાઇટ્રોજનનુ એકલુ ખાતર નાંખવાથી ફાયદો થવાનો સભવ ઓછો રહે છે, કારણ કે ફોસ્ફેઇટની ખોટ તે ખાતરથી પુરાતી નથી સામાન્ય રીતે સાધારણ ખાતરની જમીનને જરૂર રહે છે; પરતુ એકજ જાતના છોડના ખોરાકનાં તત્વોવાળા ખાતરનો લાંબા વખત સુધી ઉપયોગ કરવાથી જમીનમાંનાં બીજી જાતના તત્વો ખવાઇ જાય છે અને પરીણામે જમીનની ફળદ્રુપતા ઓછી થાય છે

હિન્દુસ્થાનની જમીન કેટલી ખવાઇને ખુટી ગઇ છે તેનો ઘણાને ખ્યાલ નહિ હશે; પરંતુ તે નીચેના દાખલાઓ પરથી માલુમ પડશે.

મદ્રાસ ઇલાકામા ડાંગરની જમીનની માપણી કેટલાક વખત થયા કરવામાં આવે છે અને તેમાં ગન્તુર, તાંજોર, કૃષ્ણા અને ગોદાવરી નદીઓના મુખ આગળની જમીનોની ( ડેલ્ટાની ) માપણી પુરી કરવામાં આવી છે. આ માપણીનો એક હેતુ જમીનને ખાતરની કેટલી જરૂર છે તે નક્કી કરવાનો હતો અને તેનુ પરીણામ ઘણું બોધદાયક આવ્યુ છે. ગોદાવરીના મુખ આગળની જમીન

કે જે ઇલાકાની ઘણીજ ફળદ્રુપ જમીન તરીકે પકાયેલી છે. તેના જે નમુનાઓ તપાસવામા આવેલા તેમાના ૨૩ ટકા જેટલા નમુનાઓમાં જરૂરી ગળાઉં ફોસ ફેઇટની ખામી જણાઈ હતી અને ૪૦ ટકા બલ્કે અડધા ભાગના નમુનાઓમાં નાઇટ્રોજનની ખોટ માલુમ પડી હતી.

કૃષ્ણાના મુખ આગળની જમીનમાં એથી પણ વધુ ખરાબ પરીણામ જણાયુ હતુ. ૩૩ ટકા જેટલા નમુનાઓમાં ફોસ્ફેઈટ અને ૫૫ ટકા જેટલા નમુનાઓમા નાઇટ્રોજન ખુટી ગયેલુ જણાયું હતું

ગન્તુર અને તાંજોરમા તેથી પણ વધુ ખરાબ સ્થીતિ હતી ગન્તુરમા ૩૩ ટકામા ફોસ્ફેઈટની અને ૮૧ ટકામાં નાઇટ્રોજનની ખોટ જણાઇ હતી તાંજોરમાં ૮૦ ટકા જેટલા નમુનાઓમા ફોસ્ફેઇટની અને ૮૭ ટકામા નાઇટ્રોજનની ખામી માલુમ પડી હતી.

ઉપલા આંકડાઓપર ટીકા કરવી બીન જરૂરી છે અને તે ઇલાકાની બીજી જમીનો આથી વધુ સારી સ્થીતિમા હોવાનુ માનવાને કારણુ નથી જો આ બધી જમીનની સારી બરદાસ્ત કરવાથી ફકત જો પાચ ટકા પણુ પાકની ઉતારમાં વધારો થાય તો આખા મદ્રાસ ઇલાકામા દશ લાખ ટન વધુ ચોખા થાય. આ ઉપરથી જણાશે કે આખા દેશને આવા સજોગોમાં કેટલુ નુકશાન થાય છે.

ઉપર મુજબના સેકડો દાખલાઓ જુદા જુદા ઇલાકાની બાબતમા આપી શકાય એમ છે સને ૧૯૧૮ ની ઇન્ડીયન સાયન્સ કોન્ગ્રેસમાં મી કલાઉસ્ટને એક લેખ વાચેલો, તેમા તેણે જણાવેલુ છે કે મધ્ય હિન્દુસ્થાનની ચાર જાતની મુખ્ય જમીનો કેટલાક જીલ્લાઓમા તદ્દન વધુમા વધુ ખવાઇ ગયેલી છે. એમણે એક પ્રયોગ કરેલો, તેમા દર એકરે રૂા. ૩૩ ની કીંમતનુ ખાતર શેરડીના પાકને આપેલુ અને તેથી કરી દરેક એકરે રૂા ૧૪૬) થી વધુ એટલે ખાતરની કીંમત કરતા ૪૦૦ ટકાથી વધુ ફુલ્લે નફો થયેલો. તેજ મુજબ બોહાર પ્રાંતની ઘણી ખરી જમીનની ફોસ્ફેરીક એસીડના તત્વ બાબતની તંગ સ્થીતિ વિષે મી. ડેવીસે ભાર મુકી જણાવ્યુ છે

આ ઉપરથી આપણે કહી શકીએ કે હિન્દુસ્થાનની જમીનનો મ્હોટો ભાગ ખવાઇ ખુટી ગયો છે અથવા તે સ્થીતિએ પહોચવાની અણીપર છે. આવી જમીનોની બાબતમા શુ કરવુ જરૂરનું છે અને તે હાલમાં ઘણાજ થોડા પ્રમાણુમાં તે મુજબ કેમ કરવામાં આવે છે, તેના કારણો વિષે આપણે હવે વિચાર કરીએ

ઉપર જે દાખલાઓ આપ્યા છે તે પેરથી જણાશે કે જમીનમાં નાઇટ્રોજન અને ફોસ્ફેઇટની ખોટ ઘણી માલુમ પડે છે અને જો કે કેટલાક જીલ્લાઓમાં

જમીનમાં ચુનાની પણ ખોટ જણાય છે, તો પણ એ સિદ્ધાંત સમસ્ત હિન્દુસ્થાનની જમીનને સામાન્ય રીતે લાગુ પડે એમ છે. નાઇટ્રોજનની બાબતપર આપણે પહેલો વિચાર કરીએ. નાઇટ્રોજન જમીનમાં ગળાઉ અને અગળાઉ રૂપે રહેલો છે અને તેમાં કોઇ મુખ્ય તત્વની સાથે નાઇટ્રીક એસીડના મળવાથી જે ખાર થાય છે તે ઘણો ગળાઉ રૂપમાં હોય છે અને તે જમીનમાં રહેલા સંયુક્ત નાઇટ્રોજનવાળા મિશ્રિત પદાર્થોમાં અનેક ફેરફારો થવાથી થાય છે. કેટલીક વખત આ ફેરફારો જુદો માર્ગ લે છે અને તેથી કરીને જમીનમાં અગળાઉ નાઇટ્રોજનવાળા પદાર્થો ભેગા થાય છે. ખેડ કરવાથી ગળાઉ નાઇટ્રોજન તૈયાર થવાને મદદકર્તા સંજોગો પેદા કરી શકાય છે. જે એકીવારે મ્હોટા પાયાપર ખેતી કરવામાં આવે છે તેનાથી અગળાઉ નાઇટ્રોજનવાળા પદાર્થો ગળાઉ બની જાય છે અને જો બરાબર યોગ્ય ઉપાય લેવામાં આવતા નથી તો જે જથ્થો જમીનમાં રહેલો હોય છે તે વપરાઇને જલદીથી ખુટી જાય છે. વળી આવી રીતની ખેતીથી બીજો પણ ગેરફાયદો થાય છે. જાણીતી વાત છે કે યોગ્ય સંજોગોમાં નાઇટ્રોજનનો ઘણો મ્હોટો ભાગ જમીનને હવામાથી નાઇટ્રોજન ભેગા કરતા જંતુઓ મારફતે મળે છે. આ જંતુઓ માટે જમીનમાં કારબનમય ખારવાળા સેન્દ્રિય પદાર્થ પુષ્કળ પ્રમાણમાં હોવાની જરૂર રહે છે અને જો આપણે આપણી સખત મ્હોટા પ્રમાણની ખેડથી આ પદાર્થ વાપરી નાખીએ છીએ તો તેથી કરી આપણે નાઇટ્રોજન તૈયાર થવાના સંજોગો પણ ઓછા કરીએ છીએ

ઉપરની બીનાથી આપણને સહજ સમજાય છે કે આવી રીતની ખેતી સાથે પુષ્કળ પ્રમાણમાં ખાતરનો ઉપયોગ આપણે કરવો જોઇએ અને ઉપર જે કારણો આપ્યાં છે તેને લીધે છાણ, મૂત્ર, માછલી વિગેરેના સ્થુળ સેન્દ્રિય ખાતરો આ દેશની સ્થીતિને અનુસરીને ખાસ અનુકુળ છે વધુ ઘટ્ટ ખાતરો સાથે સરખાવતાં આવાં ખાતરોનો બીજો પણ ફાયદો છે અને તે એ છે કે એનાથી જમીનની બાહ્યસ્થીતિમાં દેખીતો ફાયદો થાય છે. જ્યારે ઘટ્ટ રસાયણિક ખાતરોથી તેથી ઉલટુંજ પરીણામ આવવા વકી રહે છે, પણ કમભાગ્યે જે ખાતરો આ પ્રમાણે ઘણાં ઉપયોગી છે તેને દેશમાંથી બ્હાર મોકલી દેવામાં આવે છે અથવા તો તેનો ખરાબ રીતે દુરૂપયોગ કરવામાં આવે છે. પહેલીજ બાબત તો એજ છે કે જે છાણ, મુતર વિગેરેના ખાતર સામાન્ય રીતે મળી શકે એવાં હોય છે તેનો સારામા સારો ઉપયોગ કરવામાં આવતો નથી. ઘણાક જીલ્લાઓમાં આ ખાતર બળતણ તરીકે ખપમા લેવામાં આવે છે અને એમ કરી નાઇટ્રોજન તદ્દન ગુમાવાય છે. જો તેનો બળતણ તરીકે ઉપયોગ કરવામાં આવતો નથી તો તેને એવી રીતે ભરી રાખવામાં આવે છે કે ૬૦ ટકા જેટલા નાઇટ્રોજનનો ઉપયોગ થઇ શકતો નથી. મુત્રને તથા બીજા કીંમતી

ભાગને ભરી રાખવા તરફ તથા ખાતરને ભરી રાખવાના ઉકરડાનું રક્ષણ કરવા તરફ નજીવું ધ્યાન અપાય છે અને પરીણામે નાઇટ્રોજનની એકંદર પુષ્કળ ખોટ જાય છે.

એ તો નિઃસંશય વાત છે કે ઘણાખરા ખેડુતો ખાતરની કીંમત બરાબર પીછાણતા નથી. વખત જતાં ખેડુતો તે બરાબર સમજશે, પણ ખેડુતો ઘણી રીતે ચાલાક તોલ કરનારા હોય છે અને જો એક વખત તેઓને અખતરાઓ કરી ખાતરથી થતા ફાયદા બરાબર સમજાવવામાં આવે તો તેઓ ખાતરનો ઉપયોગ કરવામાં ચુકે એમ નથી અને આ બાબત માછલીના ગુઆનો (Fish guano) ના ખાતરની જે માગણી તે ખાતર પેદા થવાની જગ્યાથી બહુ દુરના જીલ્લાઓમાંથી વધતી જાયે છે તે પરથી ઘણી ખુલ્લી રીતે જણાય છે; પરંતુ ખાતરની બાબતમાં બીજીપણ એક મુશ્કેલી આપણા ખેડુત માટે છે કોઈ ખેડુત અમુક ખાતરનો ઉપયોગ બરાબર સમજ્યો હોય અને તે મેળવવાને અને વાપરવાને ઇન્તેજાર હોય તે છતાં પણ હાલમાં કેટલાંક ખાતરોની કીંમત એટલી બધી વધી ગઇ છે કે ખાસ મ્હોટો નફો આપનાર પાક સિવાય તે ખાતરો સાધારણ ખેડુતને બીજા પાક માટે વાપરવાં પરવડે એમ નથી. આ મોંઘવારી નું કારણ પરદેશમાં ખોળ, માછલાં વિગેરેની જે મોંઘવારી ચાલે છે અને જેને લીધે હિન્દુસ્થાનમાંથી તે ખાતરો મ્હોટા જથ્થામાં નિકાશ થાય છે તે છે.

માછલીના ખાતરમાં ઘણા સારા પ્રમાણમાં નાઇટ્રોજન તથા ફોસ્ફેટ રહેલા છે અને તે આપણી જમીનને ખાસ અનુકુળ છે, છતાં પણ તેની નિકાશ દિન પ્રતિદિન વધતી જાય છે. કોલમ્બોમા ગયા ફેબ્રુઆરી મહિનામાં આ ખાતરના એક ટન બદલ રૂા. ૧૬૦) આપવામાં આવતા હતા અને પરીણામમાં જે ખાતર વરસ એક ઉપર રૂા. ૪૫) એ ટન મળતું હતું તે બધું ત્યાં નિકાશ થઇ ખેચાઇ ગયું હતું.

ખોળની બાબતમાં પણ એજ હકીકત માલમ પડે છે. આ ખાતરમા જો કે સારા પ્રમાણમા ફોસ્ફેઇટ છે, છતાં પણ આપણે તેને નાઇટ્રોજનવાળા ખાતર માં ગણત્રી કરવી જોઈએ. તેલનાં બી ઉત્પન્ન કરતા મોલ ઘણી ખરાબ રીતે જમીનને ખુટાડી દે છે. જો તેલ કાઢી લીધા પછીથી ખોળનો ખાતર તરીકે ઉપયોગ કર્યો હોય તો અથવા તે ખોળ ઢોરને ખવાડયા પછીથી તે ઢોરના છાંણ, મુત્રનું ખાતર જમીનમા નાખવામાં આવ્યુ હોય તો છોડના ખોરાકનો થોડો ભાગ પણ જમીનને પાછો મળે છે, પરંતુ આપણે ત્યાં તો તેથી ઉલટું જ થતું જાય છે. તેલના બીનો નિકાશ આપણા દેશમાંથી દરવરસે વધતી જાય છે; એટલુંજ નહિ પણ જે બીનું તેલ આપણા દેશમાં કાઢવામા આવે છે તેમાં થી થતા ખોળનો પણ મ્હોટો ભાગ નિકાશ કરવામાં આવે છે. નીચેના આંકડા,

આ બાબતપર ઘણા સુચક છે. લડાઇ અગાઉનાં સાધારણ વરસો ધ્યાનમાં લેતાં આખાં હિન્દુસ્થાનના નિકાશના આંકડા નીચે મુજબ છેઃ—

| સને | આખા હિન્દુસ્થાનમાંથી | ટન. | કીંમત પૌંડ. |
|---|---|---|---|
| ૧૯૧૩-૧૪ | તેલના બી. | ૧૫,૭૨,૭૯૨ | ૧૭,૦૦૦,૦૦૦ |
| | ખોળ. | ૧,૭૫,૦૦૦ | ૧,૦૦૦,૦૦૦ |
| | મદ્રાસ ઇલાકામાંથી | | |
| | તેલનાં બી. | | ૩૫,૦૦,૦૦૦ |
| | ખોલ. | | ૪,૦૦,૦૦૦ |

ઉપરની હકીકતના પરીણામમાં સ્વાભાવિક રીતે એ ખાતરની કીંમત વધી છે અને યુરોપના દેશોમાંથી આ વસ્તુની જે સખત માગણી થતી જાય છે તે જોતાં સ્થીતિ હજુ વધારે ખરાબ થવાનો સભવ છે. આવા સજોગોમાં ભોંયસીંગની જે કીંમત આજથી થોડાં વરસોપર હતી તેનાથી ત્રણ ગણી કીંમત એટલે કે એક ટનના રૂા. ૧૪૦) થઇ છે તેમાં કાંઇ આશ્ચર્યજનક નથી સાધારણ ખેડુત માટે આવી મ્હોટી કીંમત આપવી અશકય છે અને આવી વસ્તુસ્થીતિમાં/કાંઇક સુધારો કરવા પગલાં ભરવા આવશ્યક છે. માછલીનું ખાતર કે જેનો જથ્થો નિયમિત છે, તે દેશમાંથી નિકાશ થતું તદ્દન અટકાવવું જોઇએ અને ખોળનું ખાતર મ્હોટા જથ્થામાં દેશમાં રાખવા માટે તેની નિકાશપર કર નાંખવો જોઇએ તેલના બીની બાબતમાં પણ એવાંજ પગલાં ભરવાં જોઇએ. આવા પગલાંથી બીમાંથી તેલ કાઢવાના ઉદ્યોગની ખીલવણી થશે અને તે તેલની નિકાશ નિરંકુશપણે કરી તેનો ખોળ દેશની જરૂરીઆત જોગો વાપરવામાં આવશે. તેલના બી કચરીને તેલ કાઢવાના ઉદ્યોગને પાછળ પાડવાનાં બે કારણો જણાયાં છે. એક તો એ છે કે જ્યારે એ ઉદ્યોગ આ દેશમાં શરૂ કરવામાં આવ્યો ત્યારે તેલમાં એટલી બધી ભેળસેળ કરવામાં આવેલી કે હિન્દુસ્થાનના તેલની આબરૂ બજારમાં ખરાબ બની ગઈ. બીજું યુરોપના દેશોએ તેલપર આયાત વેરો નાખી તેલના બી તથા ખોળ નિરંકુશપણે પોતાના દેશોમા દાખલ થવા દીધા. પહેલા કારણનો ઉપાય તો ચોખ્ખો છે બીજાને માટે તો યુરોપના દેશોની હવે એવી સ્થીતિ છે કે જો આપણે તેલ બી વીગેરે મોકલવાનું બંધ કરીએ તો તે દેશો તેલની પરનો આયાત વેરો રહેવા દેશે કે નહિ એ એક સવાલ છે, માટે એવો ફેરફાર કરવાને માટે હાલના સજોગો ઘણા અનુકુળ છે.

ઉપર મુજબ આપણે નાઇટ્રોજનમય ખાતરોનો વિચાર કર્યો. હવે આપણે ફોસ્ફેઇટ સંબંધી જોઇએ તો ત્યાં પણ એની એજ સ્થીતિ માલુમ પડે છે.

ફોસ્ફેઈટમય મુખ્ય ખાતરોમાં હાડકાં, માંછલાં તેમજ ફોસ્ફેટીક ઠરેલા ખનીજ નાં ખાતરોનો સમાવેશ થાય છે માંછલાંની બાબતમાં આપણે ઉપર જણાવી ગયા છીએ. હાડકાંની બાબતમાં પણ મ્હોટે ભાગે નિકાશ થતી આપણને જણાય છે. લડાઈને લીધે છેલ્લાં થોડાં વરસોના આંકડાઓ અસ્થિર જણાય છે; પરંતુ ત્યાર પહેલાના સાધારણ વખતમાં એકલા મદ્રાસ ઈલાકામાંથી દર વરસે મુખ્ય કરીને સીલોન ચાર લાખ રૂપીઆની કીંમતનાં હાડકાં મોકલવામાં આવતાં હતાં. પરદેશાથી થતી આવી માગણીને પરીણામે ભાવ ઉંચા જતા જાય છે અને ચાલુ વરસની શરૂઆતમાં સીલોન ( લંકા ) માં એક ટન હાડકાના આટા ની કીંમત રૂ. ૧૩૦) બોલાઈ હતી આ પ્રમાણે આ બીજી બાબત છે કે જેની નિકાશ તદ્દન અટકાવવી જોઇએ. જો હાડકાં અત્રે રહેતાં હોય તો જ્યાં ઘણા ખેડુતો તેલથી ચાલતાં એન્જીનોવડે કામ કરે છે અને જે એન્જીનોની શકતીનો પુરેપુરો ઉપયોગ થઇ શકતો નથી, તે એન્જીનોવડે સહેલાઇથી ભુકો કરી નાંખવામાં આવે અને જે ખાતરે આ દેશની જમીનમાં સારૂં પરીણામ બતાવ્યું છે, તેવા હાડકાના ભુકાનું ખાતર ઘણીજ થોડી કીંમતે ખેડુતોને મળી શકે.

ફોસ્ફેટીક ઠરેલા ખનીજ પદાર્થોની બાબતમાં તેનો કેવી સારી રીતે આ દેશમાં ઉપયોગ કરવો, તેનો હાલમાં નિર્ણય થયો નથી. સુપરફોસ્ફેઈટ બનાવવાના ઉપયોગમાં તે આવે એવાં નથી અને જો તેને એમને એમ વાપરવામાં આવે છે તો તેનો ગુણ બહુજ થોડો માલુમ પડે છે દળેલાં ખનીજ ફોસ્ફેઈટ તે સેન્દ્રિય પદાર્થ સાથે વાપરીને તેનો ઉપયોગ વધારવા માટે ઘણા અખ્તરાઓ કરવામાં આવ્યા છે અને સઘળાનું ફ્-તેહમંદ પરીણામ એટલુંજ આવ્યું છે કે આ ખનીજ પદાર્થોનો બરાબર ઉપયોગ કરવાની રીત ઘણું ખરૂં જડશે, પણ એમ તો કહી શકાયજ નહિ કે હાલમાં આપણે ખરી સ્થીતિએ પહોંચ્યા છીએ.

હાલમાં "ટેટ્રાફોસ્ફેઈટ" નામનું ફોસ્ફેઈટમય ખાતર શોધી કાઢવાનો દાવો કરવામાં આવ્યો છે. આ ખાતર ઘણી સારી રીતે "રોકફોસ્ફેટ" માંથી બનાવવામાં આવ્યુ છે. આ સંબંધીના અખ્તરાઓ મુખ્યત્વે કરીને ઇટાલીમાં, કરવામાં આવ્યા છે; પરંતુ તે સંબધીનો પુરાવો સંતોષકારક નથી. આપણા દેશમાં રહેલાં ફોસ્ફેઇટનો ઉપયોગ કરવાની અગત્યતાનો વિચાર કરીને ઉપલી નવી રીતથી ત્રીચીનોપલીના ઠરેલાં ખનીજ પદાર્થોની બાબતમાં અખ્તરાઓ હાલ કરવામાં આવે છે, પણ હજુ સુધી કાંઇ પણ ચોક્કસ પરીણામ જણાવે એવી સ્થીતિએ તે અખ્તરાઓ પહોંચ્યા નથી.

આવા પદાર્થોની બાબતમાં હાલ થોડુંક થયાં એક બીજી શકયતા ઉત્પન્ન થઇ છે. અમેરીકામાં એમોનિયમ ફોસ્ફેઇટ વાપરવાથી ઘણાંજ સારાં પરીણામ

આવ્યાં છે આવાં ખાતરોમાં ૧૩ ટકા એમોનિયા અને ૪૦ ટકા ગળાઉ ફોસ્ફેટ રહેલાં હોવાથી એવાં ખાતરો દક્ષિણ હિન્દુસ્થાનની જમીનને ખાસ ફાયદો કરતા છે. ટ્રીચીનોપલી આગળ રહેલાં પદાર્થોનો આવી રીતે ઉપયોગ કરવાનો આધાર તે ખાતર તૈયાર કરવાના ખરચ ઉપર રાખે છે અને તે ખરચ નુ પ્રમાણ સસ્તુ એમોનિયા તૈયાર કરવાપર ઘણુંખરૂં રહેલું છે સસ્તુ એમોનિયા તૈયાર કરવાની સુચના આ દેશમા તદ્દન સાધ્ય છે ગમે તેમ હોય પણ આથી આ બાબત વધુ તપાસ કરવા માટે એક વ્હોળું આશાજનક ખેતર આપણા માટે પડેલું છે.

જ્યારે ભવિષ્યની શકય બાબતોપર વિચાર કરીએ છીએ ત્યારે એક બીજી બાબત પણ અત્રે જણાવવી ઉપયોગી થઇ પડશે. તે બાબત ગટરના કચરાનો જે છેલ્લામા છેલ્લી રીત મુજબ નીકાલ કર્યા પછી જે ગોણ ઠરેલો કાદવ જેને "એક્ટીવેટેડ સ્લજ" કહેવામાં આવે છે તેને લગતો છે. આ પદાર્થ જ્યારે સુકાઇ જાય છે ત્યારે તેમાંથી અસલ જે ૧-૨ ટકા નાઇટ્રોજન નીકળતો હતો તેના બદલે હવે તેમાંથી ૬-૭ ટકા નાઇટ્રોજન નીકળે છે અને તેથી મ્હોટા શહેરોની પડોશના ખેતરો માટે એક કીંમતી ખાતર તે થઇ પડે એમ છે અને દરેક મ્હોટાં શહેરોમાં આવી ગટરની રીત મોડે વહેલે પણ દાખલ કરવી પડશે.

ઉપર આપણે આ દેશનાં દેશી ખાતરો વિષે વિવેચન કર્યું અને હવે આપણે નાઇટ્રોજનમય ખાતરો બનાવવા માટે હવામાંના નાઇટ્રોજનનો ઉપયોગ કરવા માટેની એકીકારક રીતિનો કેવી રીતે ઉપયોગ કરી શકીએ, તે બાબત વિચાર કરીએ બીજા દેશોમાં આ ત્રણ-ચાર રીતે થઇ શકે છે. પહેલી રીત ને "આર્ક રીત" કહે છે આ રીતમાં એક જોરાવર વીજળીના આર્ક (કમાન જેવો આકાર, ચાપ) વડે નાઇટ્રીક એસીડ બનાવવાને હવામાંના નાઇટ્રોજન અને ઓક્સીજનનું સંમેલન કરવામા આવે છે. આ કરવામા ફાયદો મેળવવા માટે ઘણા મ્હોટા વીજલીના બળ તેમજ ઘણાજ મ્હોટા પ્રમાણમાં ઉત્પન્ન થવાની જરૂર છે અને તેથી વ્યવહારીક રીતે હિન્દુસ્થાનની સ્થીતિને અનુકુળ થઇ પડવાનો સંભવ નથી બીજી રીત એકીકારક એમોનિયા માટેની હેબરની રીત છે. આ રીતમાં એમોનિયા બનાવવા માટે કેટેલાઇસ્ટની અસર નીચે રહેલા હાઇડ્રોજનને હવામાના નાઇટ્રોજન સાથે મિશ્ર કરવામા આવે છે અને તે એમોનિયાનું પછીથી એમોનિયા સલ્ફેઇટ બનાવવામાં આવે છે અથવા તો તેને વધુ માં ઓક્સીજન સાથે ભેળવીને નાઇટ્રીક એસીડ બનાવવામાં આવે છે આ રીત એમોનિયા બનાવવાની સૌથી સસ્તામાં સસ્તી છે આ રીત પ્રમાણે હવે એમોનિયમ સલ્ફેઇટ પુષ્કળ જથ્થામાં બનાવવામાં આવે છે અને તેથી કરીને આ આ પદાર્થના ભાવમાં ઘણો ફેરફાર થવાના ઘણા સંભવો છે. આ રીતમાં પણ

એક અગત્યનો સુધારો થવાનો રીપોર્ટ હાલમાં મળ્યો છે અને તેથી એ પદાર્થની પડતર કીંમતમા ઘટાડો થવાના સંભવોમાં હજુ વધારો થતો જાય છે. આ રીતપર ઘણી ચાલાક દેખરેખ રાખવાની જરૂર છે અને તેથી કરીને તેને આ દેશને પ્રચલિત કરવું સહેલું થઇ પડે એમ નથી. બીજી એક રીત છે, તેને સ્યાનેમાઇડ પ્રોસેસ ( Cyanamide process ) કહે છે. આ રીતમાં કેલશીઅમ સ્યાનેમાઇડ બનાવવા માટે તપાવેલા કેલશીઅમ કારબાઇડ પરથી હવામાંનો નાઇટ્રોજન પસાર કરાવવામા આવે છે આ કેલશીઅમ સ્યાનેમાઇડ ઘણું કીંમતી નાઇટ્રોજનમય ખાતર છે અને તેમુ ઘણી સહેલાઇથી એમોનિયા પણ બનાવી શકાય છે. આ રીતમા ઉપયોગી વસ્તુઓમા ચુનો, સાધારણ સારા કોયલા અને સાધારણ સસ્તુ વિજળીનુ બળ જોઇએ છીએ અને આ રીત આ દેશના ઉપયોગ માટે અનુકુળ થઈ પડવાનો સંભવ છે.

આવા ઉદ્યોગો હિન્દમાં ખીલવવા માટે પુરતા અવકાશ અને અવસરો છે, એમાં કાઇ પણ શક નથી. આ વિષય પુરો કરતાં પહેલાં એક નવું નાઇટ્રોજનમય ખાતર કે જે થોડા વખત થયાં ઘણું ધ્યાન ખેચી રહ્યું છે અને જે ગઇ લડાઇમાં દારૂગોળા બનાવવાના ખપમા આવતુ હતુ, તે ખાતર માટે કાંઇક કહેવું ઉચિત થઇ પડશે એ ખાતરનું નામ "એમોનિયમ નાઇટ્રેટ", છે અને એ પદાર્થનો મુખ્ય ફાયદો એ છે કે તેમા લગભગ ૩૫ ટકા જેટલો નાઇટ્રોજન છે અને તેથી કરીને તેનું ઘણું ઘટ્ટ નાઇટ્રોજનમય ખાતર બની શકે છે અને એ બાબતમાં વાહન સબધી વિચાર કરવાનો હોય છે ત્યાં ઉપયોગી થઇ પડે છે

ઉપર આપણે હવે બતાવી શકયા છીએ કે તેમનાં ખી, હાડકાં, માછલાં વિગેરેની નિકાશપર અંકુશ મુકયાથી તેમજ નાઇટ્રોજનમય ખાતરો બનાવવાની એકીકારક રીતોની ખીલવણી કરવાથી આ દેશમાં ખાતરોની કીંમત ઘટાડી શકાય એમ છે આ પ્રમાણે જે વસ્તુઓ આપણા ઉપયોગમા આવે એવી બની એમ છે, તેનો બરોબર ઉપયોગ કરવા માટે બીજી શી ચીજોની જરૂર છે તે ટુંકમાં આપણે તપાસીશુ. સૌથી અગત્યની બાબત તો ખેડુતને કેળવણી આપવાની જરૂર છે અને આ બાબત જેટલી ધારવામાં આવે છે એટલી મુશ્કેલ નથી, કારણ કે તેને માટે જોઇતું સાંચાકામ તૈયાર છે અને ફકત તેનો વિકાશ કરવાની જરૂર છે.

બીજી બાબત એ છે કે એક ચીજ બીજે ઠેકાણે લઇ જવા માટે હાલમાં જે દામ બેસે છે તેમા બને તેટલો ઘટાડો કરવો અને તેને માટે સહકારના ધોરણ અનુસાર ખાતરની ખરીદી કરવી કે જેથી કરીને મ્હોટા જથ્થામાં બની શકે ત્યાં સુધી તે લઇ જઇ શકાય અને તેના લાવવા લઇ જવાના નુરમાં ફેર

પડે. એવાજ કારણોના લીધે સારો ભાવ મેળવવા માટે પણ ખરીદી જથ્થામાં કરવી જોઇએ અને આ માટે આંટની જોગવાઇ કરવી જોઇએ. આ સંજોગોમાં આ દેશમાં સહકાર માટે પણ બહોળું ખેતર પડેલું છે.

છેવટમાં હજુ એક વધુ મુશ્કેલી રહેલી છે અને તે કાંઇ નજીવી નથી. તે મુશ્કેલી દેશના કેટલાક ભાગના જમીનના ઉપભોગ પ્રકાર સંબંધીની છે. ખેડુતની સ્થીતિ પોતાની જમીન સંબંધી એટલી બધી અચોક્કસ હોય છે કે જમીનના સુધારા માટે તેની પાસે કાંઇ પણ પૈસા ખરચવાની આશા રાખી શકાય નહિ. કારણ કે તેણે કરેલા સુધારાથી તેને નહિ જેવો ફાયદો થાય છે અને જો તેમ કરતાં એને જમીનપરથી કાઢી મુકવામાં આવે તો કરેલા સુધારા માટે તે કાંઇ પણ બદલો મેળવી શકતો નથી.

આ પ્રમાણે આ આખો સવાલ કાંઇ સરળ નથી; પરંતુ હવે વખત આવતો જાય છે કે જયારે આપણે એ આખા સવાલનો ઉકેલ યોગ્ય રીતે કરવો પડશે. દેશની વસ્તી ઝડપથી વધતી જાય છે અને જે વધુ પેદાશની જરૂર જણાય છે. તે યોગ્ય ખાતરવડે જમીનની ફળદ્રુપતા કાયમને માટે વધારવા સારૂ નિશ્ચયપૂર્વક પ્રયત્ન કરવાથી મેળવી શકાશે હાલમાં થોડી ઘણી અલાભકારક જમોનો ના મ્હોટા ભાગ ખેતોના ઉપયોગમા લઇને આ સવાલનો ઉકેલ ઉલટીજ રીતે કરવાનું વલણ જોવામાં આવે છે. પણ જો આવી રીતને ફકત પેદાશના સવાલની નજરે જોવામાં આવે તો તેથી કાઇ હંમેશનો ફાયદો થાય એમ નથી અને એને આપણે ફકત એક કામચલાઉ દુઃખ નિવારક કાર્ય સિવાય બીજું ગણી શકીએ એમ નથી.

## સારાંશ.

આખી સ્થીતિ વિષે આપણે નીચે મુજબ સાર ખેંચી શકીએ એમ છીએ.

૧ આ દેશની જમીનનો મ્હોટો ભાગ ખવાઈ ખુટી ગયો છે યા તો તે સ્થીતિએ પહોંચવાની અણીપર છે.

૨ આપણા દેશી ખાતરના ઉપયોગના પદાર્થોની નિકાશ વધતી જાય છે અને તેના પરીણામે તે પદાર્થોની કીંમત સાધારણ ખેડુત માટે એક નડતર સમાન છે.

૩ ઉપલી ખોટ પુરી પાડવા માટે (અ) આવા પદાર્થોની નિકાશપર અંકુશ રાખવો (બ) એકીકારક નાઇટ્રોજનમય ખાતરોની પેદાશ વધારવી અને તેના માટે સ્યાનેમાઇડ પ્રોસેસપર રચાયેલો રીત આ દેશને અનુકુળ થઇ પડવાનો ઘણો સંભવ છે. (ક) દેશના ફોસ્ફેટીક પદાર્થોને ઉપયોગમાં લાવનારી રીતોની ખીલવણી કરવી.

૪ નષ્ઠેલા ખાતરોના પદાર્થોનો બરાબર ઉપયોગ કરવા માટે (અ) ખાતરની કીંમત ખેડુત સમજી શકે તેવું શિક્ષણ તેને આપવા તરફ લક્ષ્ય આપવું. (બ) સહકારના ધોરણે ખાતર ખરીદવું તથા મોકલાવવું. (ક) જ્યાં ખેડુતને પેદાશનો અમુક ભાગ નફા તરીકે પડી રહેતો ન હોય ત્યાં જમીનના ઉપયોગના પ્રકાર વિષે ફરી તપાસ કરાવવી *

---

## વૃક્ષોના અવયવો.

—******—

જેવી રીતે આપણને નખથી તે શિખા સુધી જુદા જુદા અવયવો છે તેવીજ રીતે વૃક્ષોને પણ મૂળથી તે ટોચ સુધી તેવાજ પ્રકારના અવયવો છે. એટલે કે જેમ આપણને હાથ, પગ, મ્હોં, માથુ, આંખ, નાક, કમર વગેરે અવયવો છે, તેમ વૃક્ષોને પણ છે, અને જેમ આપણા શરીરમાં લોહી, માંસ, હાડકાં, ચામડી, નાડીઓ, કાળજુ, વાળ વગેરે છે તેવી રીતે વૃક્ષોના શરીરમાં પણ તેવા પદાર્થો છે અને છેવટે જેમ આપણને પરસેવો નીકળે તેમ વૃક્ષોને પણ થાય છે. આ હકીકત વધારે સ્પષ્ટતાથી સમજવાની જરૂર છે, અને તેથી આપણા જુદા જુદા અવયવોને મળતુ વૃક્ષોમાં રહેલું છે તે નીચે આપ્યું છે.

હાથ—વૃક્ષોની નાની તથા મોટી ડાળીઓ આપણા હાથને મળતી આવે છે, આપણને બે હાથ છે, પણ વૃક્ષોને આ રીતે અનેક હાથ છે.

પગ—આપણે જેમ પગવડે ટટાર ઉભા રહીએ છીએ તેમ વૃક્ષ પોતાનાં મુળીયાંથી ટટાર ઉભુ રહે છે આ પગવડે તે પાણી પીએ છે અને તેથીજ વૃક્ષનો સંસ્કૃત શબ્દ પાદ્ય ( પગવડે પાણી પીનાર ) રચાયો છે.

આંખ—આપણને જેમ આંખ છે, તેમ વૃક્ષોની ડાંળીઓમાં વાંક આગળ જે નાના નાનાં છિદ્રો છે તે તેમની આખ છે શેરડી, ગુલાબ, ચમેલી, જુઈ વગેરેમાં દરેક આંખમાથી નવા છોડ પેદા થાય છે. ડાળીની અથવા સાઠાની ' આંખો ' કાપીને રોપવાથી બીજા છોડ ઉગે છે.

મ્હોં—આપણે જેમ મ્હોંવતી ખાઇએ છીએ તેમ વૃક્ષ પોતાના મુળના છેડાવતી જમીનનાં સત્વ ચૂસે છે માટે તે તેનાં મ્હોં છે.

---

* " એગ્રીકલચરલ જુરનલ ઓફ ઇન્ડીઆ " ના સને ૧૯૨૦ ના જુલાઇના અંકમાંના આર. વી. નોરીસ- ડી. એસ. સી. ના " Note on the Exhaustion of Indian soils, be-" ના લેખ ઉપરથી.

જીભ—"કુતરાની જીભ" જેવી છત્રી જેવા આકારની નરમ ચામડી મુળને છેડે જે હોય છે તે વૃક્ષની જીભ છે

માથું—વૃક્ષની ઉપરની ટોચ એ તેનું માથું છે.

નાક—જેવી રીતે આપણું નાક ખાસ કરીને હવા અંદર લેવાનું અને બહાર કાઢવાનું કાર્ય કરે છે. તેવી રીતે વૃક્ષના પાંદડા હવા શોષવાનુ તથા બહાર કાઢવાનું કામ કરે છે માટે પાંદડાં એ વૃક્ષનુ નાક છે. હવા લેવાં કાઢવા સિવાય તેને ગતિ આપવાનુ કાર્ય પણ પાંદડાં કરે છે.

કમર—આપણી (કમર) બરાબર મધ્ય ભાગમાં છે અને ત્યાંથી આપણા પગની શરૂઆત થાય છે, આવીજ રીતે થડની ઉપરની અને ડાળીની પહેલાંની જગા તે વૃક્ષોની કમર છે. ત્યાંથી પહેલી બે ડાળીઓ શરૂ થાય છે.

લોહી—આપણા શરીરમા જેમ લોહી વહે છે તેવીજ રીતે વૃક્ષોની અંદરની છાલની ભીતર જે રસ વહે છે અને જેને અંગે આપણને જુદાં જુદાં વૃક્ષોમાંથી ગુંદર, રબર વગેરે મળે છે તે વૃક્ષોનુ લોહી છે. આપણુ લોહી ચોખ્ખું હોય ત્યારે લાલ રંગનું હોય છે તેવીજ રીતે વૃક્ષોનો સ્વચ્છ રસ સફેદ હોય છે અને જેવી રીતે આપણું ખરાબ લોહી કાળાશ પર હોય છે તેવી રીતે સડતા વૃક્ષનો રસ પીળાશપર થઇ જાય છે.

માંસપેશીઓ—(Muscles) વૃક્ષોનો છાલની અંદરનો ગર્ભ તે આપણી માંસ-પેશીઓને સ્થાને છે.

હાડકાં—વૃક્ષોના થડની અંદરનુ સખત લાકડુ તે હાડકાની ગરજ સારે છે. હાડપિંજરની રચના જેવી રીતે આપણો આકાર નક્કી થાય છે તેવીજ રીતે આ સખત લાકડાને લીધે વૃક્ષો ટટાર ઉભા રહે છે

ચામડી—વૃક્ષોની છાલ આપણી ચામડી બરાબર છે. જેવી રીતે આપણી ચામડી ને બે પડ છે, તેવી રીતે વૃક્ષોની છાલને પણ બે પડ છે, બહારની છાલ, અને અંદરની બારીક નરમ છાલ.

નાડીઓ—જેવી રીતે આપણા શરીરમાં મોટી તથા નાની નાડીઓ છે તેમ વૃક્ષો ને પણ છે, જેમ આપણી નાડીયોમાં લોહી વહે છે તેમ વૃક્ષોની નાડીયોમાં રસ વહે છે, કોઇ પણ લીલા વૃક્ષની ડાંખળી તોડવાથી તેમાંથી "દુધ" અથવા "રસ" ઝરે છે તે આની સાબીતિ છે.

વાળ—આપણા શરીરની ચામડીપર જેવી રીતે વાળ આવેલા છે તેવીજ રીતે વૃક્ષોની ડાળીપર તથા પાંદડાં ઉપર રેશા હોય છે. તેમને લીધે વૃક્ષની ડાળી તથા પાંદડાં ખડબચડાં જણાય છે વડની લાંબી જટાની તો સર્વ ને માહિતી છે. પાંદડાંપર રૂઆં હોય તે પણ વાળ જેવાં છે. કેટલાક વૃક્ષોના વાળ ફક્ત સૂક્ષ્મદર્શક યંત્રથીજ જણાઇ આવે છે.

પરસેવો—હવા ઘણી ગરમ હોય છે ત્યારે એટલે ઉન્હાળાના દિવસોમાં આપણને ઘણોજ પરસેવો થાય છે, તેવીજ રીતે ઠંડા સમયમાં એટલે સવારમાં કમળ કેળા વગેરે પર પાણી પાણી થઇ રહ્યું હોય છે. આ બન્ને પર પાણી ખાસ દેખાવાનું કારણ એ છે કે તેમના પર પાણી "ચોંટી" શકતું નથી.

શક્તિ—જેવી રીતે આપણે પૌષ્ટિક ખોરાક ખાઇને સશક્ત રહીએ છીએ તેવીજ રીતે જો વૃક્ષોને સારૂ ખાતર પૂરવામાં આવેતો તેઓ લીલાછમ દેખાયછે.

અવસ્થા—જેવી રીતે આપણને બાલ, યુવા અને વૃદ્ધાવસ્થા છે તેવી રીતે વૃક્ષો પણ તેમની ઉગવાની ક્રિયામાં જુદી જુદી અવસ્થા ( Stage ) ઓમાં પસાર થાય છે.

સ્વભાવ—જેવી રીતે સારા અને ખરાબ સ્વભાવના માણસો હોય છે તેવી રીતે ઉપકારી અને અપકારી વૃક્ષો પણ હોય છે ગેરૂ, આકડો વગેરે એવા ખરાબ વૃક્ષો છે કે તેઓ પાસેનાં વૃક્ષોનો નાશ કરે છે.

આયુષ્ય—જેવી રીતે આપણને ટુંકુ અને લાંબું આયુષ્ય છે તેવી રીતે વૃક્ષોને પણ ટુંકુ અને લાંબું આયુષ્ય છે.

મન—જેવી રીતે આપણે મન વતી વિચાર કરી શકીએ છીએ તેમજ લાગણીઓ ધરાવી શકીએ છીએ તેવી રીતે વૃક્ષો પણ મન હોવાથી લાગણી ધરાવે છે કોઇ પણ બહારના કારણને લીધે વૃક્ષ એકંદર ઉગતુ બંધ થઇ જાય છે, અને બીજાં કારણોને લીધે તે વધારે ફુલે ફાલે છે.

આત્મા—આપણને જેમ આત્મા અથવા જીવ છે તેમ વૃક્ષોને પણ છે. આપણા પુર્વજો તો વૃક્ષને સજીવજ સમજતા આવ્યા છે તેમાં જીવ અમુક પ્રમાણમાં ઓછો વિકાસ પામેલો છે.

આને લીધે વૃક્ષોને કાપવામાં પાપ મનાયલું છે અને વૃક્ષો ઉગાડવાં એ પુન્યનું કાર્ય ગણાયુ છે વિજ્ઞાનના પ્રદેશમા આપણા પૂજનીય વિજ્ઞાનવેત્તા સર જગદીશચંદ્ર બોઝે સપ્રયોગ સાબીત કરી આપ્યું છે કે વૃક્ષોને ચેતનશક્તિ છે અને તેમના ઉગવાની ગતિ તેમણે માપી બતાવી છે આ માટે 'ક્રેસ્કોગ્રાફ' ( ઉગવાની ક્રિયા બતાવનાર ) યંત્ર ઘણુંજ ઉંચા પ્રકારનુ હોવાનું યુરોપના વિજ્ઞાનવેત્તાએ સ્વકાર્યું છે, અને આ જબરી શોધ માટે આપણા પરોપકારી વિજ્ઞાનશાસ્ત્રીને અપૂર્વ માન ઘણી લાંબી મુદતે પણ મળ્યું છે. હજી પણ તેમના વિરૂદ્ધ કેટલાંક કારણોને લીધે ઝીણો અવાજ નીકળતો સંભળાયો હતો; પરંતુ અંતે સત્ય અને અડગ નિશ્ચયને જીત મળી છે અને છેવટની કસોટીમાં પણ તેમની

શોધ તથા તેમનું યંત્ર ઉત્તમ હોવાનાં પ્રમાણપત્રો મળ્યાં છે. તેમના અસ્તિત્વથી હિંદ માતા પાવન થઇ છે પ્રભુ એવા હિંદી સંતાનોની કીર્તિ અમર રાખે અને હિંદ પહેલા જેમ તે વખતની દુનિયાના દેશો માં ઉચ્ચ પદવીને પામતું હતુ તેવીજ રીતે ભવિષ્યમાં પણ તે, સર્વ સુધરેલા દેશોમાં પોતાનું માથું ઉંચું રાખવાને શકિતમાન થાય એમ અગાધનિયંતા પરમેશ્વર પાસે પ્રાર્થના કરી આ લઘુ લેખ પુરો કરૂ છુ.

પુનમચંદ કેશવલાલ શાહ બી. એ.

---

# ગુજરાતની ખેતી.

ગુજરાતનો મુલક સપાટ અને સરળ છે જમીન ફળદાર અને કસદાર હોવાથી ફળદ્રુપ છે. આબો હવા સુખકર છે અને જીવંત નદી નાળાં તથા કુવા ઓની છત હોવાથી પાણીના પુરવટાની તંગી નથી. આવી રીતની કુદરતની કૃપાઓને લીધે ગુજરાત એ ખેતીનો મુખ્ય પ્રદેશ છે અને ગુજરાતના પ્રદેશની સામાન્ય દોલત ( Common wealth ) એ તેની ખેતી ( Agriculture ) છે

કુદરતની બક્ષીસોનો લાભ ગુજરાતના ખેડુતોએ વહ્યો જવા દીધો નથી. પોતાની યથાશકિત બુદ્ધિબળ, તનબળ અને ધનબળ વાપરી ખેતીની પદ્ધતિઓ ઘણા નિપુણ માર્ગે આદરેલી છે અને હિન્દુસ્થાનમાં ખેડુત તરીકે નિપુણ ખેડુ-તની વર્ગણીમા પદ મેળવ્યું છે.

જેમ દરેક વસ્તુના વર્ગ પાડી શકાય છે, તેમ ખેતીના પણ વર્ગ છે. જેવા કે

(અ) સાદી ખેતી ( Simple or pure agriculture ).

(બ) આર્થીક દ્રષ્ટિએ (સંસાર વ્યવહાર નિભાવાર્થે) ખેતી કરવી તે ( Economical agriculture )

(ક) વેપારી દ્રષ્ટિએ ખેતી કરવી તે ( Mercantile agriculture ) વગેરે–

હવે હાલ ઉપરે ત્રણુજ વર્ગ બતાવ્યા તેની ટુંક સમજની નોંધ કરવી યોગ્ય ધારૂં છું.

(અ) માં બતાવેલી " સાદી ખેતી " હલકી કોમના ખેડુતો જેવા કે નાયકા, ધુળીઆ, ચોધરા, ભીલ, કોળી વગેરે સાધારણ સાધનથી હલકી જાતનાં ધાન વાવી ખેતી કરી ભરણપોષણ કરે તેને આપણે એ વર્ગમાં મુકીએ.

(બ) માં બતાવેલી "આર્થીક દ્રષ્ટિએ" (સંસાર વ્યવહાર નિભાવાર્થે) ખેતી કરવી તે (Economical agriculture) પાટીદાર, કણબી, અનાવલા, વ્હોરા (મુસલમાન), આવા ઉચી કોમના ખેડુતો આરા જથ્થામાં જમીનની માલકી ધરાવી, જોઇતા સાધન સંપત્તિવડે ઉચ પ્રતિનું જીવન નિભાવવાને જોઇતી સામગ્રીઓ પુરી પાડે એવા પાયા ઉપર ખેતીનો ધંધો કરે અને એ જે પ્રકારે ખેતી કરે તેને આપણે આ વર્ગમાં મુકીએ

(ક) "વેપારી દ્રષ્ટિએ ખેતી કરવી તે" (Mercantile agriculture) કોઇ પણ પાકનુ ઉત્પન્ન વેપારાર્થે ,બીજા મુલકમાં જતું થાય એટલે તેના ભાવ વધે. તેની માગણી વધે એ સ્વાભાવીક છે. આવા અમુક જાત ના પાકનુંજ વાવેતર મોટા પ્રમાણમાં ખેડુત પોતાની જમીનપર કરે એને આપણે આ વર્ગમા મુકીશું.

હવે જમાના પૂર્વે આપણા ગુજરાતનો ખેડવાયો ઉપર કહેલી (બ) માં બતાવેલી પ્રથાએ ખેતી કરતો હતો, એટલે કે પોતાની માલકીની ખેડની જમીનમાં વર્ષની વાવવાની તુલવારીની વહેંચણી એવી મુનાસબ કરતો કે જેથી એને બનતા સુધી પોતાના કુટુંબ માટે જોઇતો દાણો (અનાજ), કઠોળ અને પોતાના ઢોરઢાખર માટે જોઇતુ ઘાસ-કચરૂં અને ગોતર પોતાની ખેતીમાંથીજ પકવતો અને માત્ર બજારમાંથી લાવવાનું તો મરી-મસાલો અને જોઇતું કાપડજ રહેતુ જે તેના વધારાના પાકના નફાના ફળામાંથી ખરીદી સંસાર વ્યવહાર નીભાવી જીવન ગાળતો.

કાંઇક ભાવચારના ઉછાળાથી અને કાંઇક બુદ્ધિની વિલક્ષણતાથી તથા કેટલેક અંશે પુરતું કામ કરવાની વૃત્તિમાં થયેલી વિમુખતાથી હાલનો ખેડવાયો નાનો યા મોટો (એટલે જથાબંધી જમીન ખેડનાર યા કુટુંબ નિર્વાહ પુરતી જમીન ખેડનાર) વેપારી દ્રષ્ટિએ ખેતી કરવામાં દોરાયલો છે.

કપાસ, તંબાકુ, ફળફળાદિક વગેરેના ભાવ હાલ હાલ બહુ વધ્યા છે, એટલે જ્યાં જ્યાં આ તુલો થઇ શકે ત્યાં ત્યાં ખેડુતો વ્યવહારની જરૂરીઆતો અને મોસમની વિલક્ષણતાનો ખ્યાલ રાખ્યા વિના ઉપરના પાકની ખેતી કરવામાંજ મશગુલ થયા છે. દાખલા તરીકે—સુરત જીલ્લાના દક્ષિણના તાલુકાઓમાં જ્યાં કોદરા, ડાંગર, નાગલી તથા શેરડી, હળદર, આદુ, સુરણ વગેરેના સારા પાક થતા, ત્યાં એ તુલો પેદા કરવાનું પડતું મુકાયુ અને કપાસ, આંબા, અનેનાસ, પોપર વગેરેના વાવેતરો વધી ગામેગામ વાડીબંધી જમીનો આ તુલોમાં રોકાયલી છે.

ઉત્તર ભાગના તાલુકાઓમાં જ્યાં કપાસ, જુવાર, તલ, તુવેર અને ઘાસીયાં યોગ્ય પ્રમાણસર નોંધાતાં, ત્યાં થોડીક જુવાર અને મોટા ભાગે કપાસ તલ, તુવેર અને ઘાસીયાં ભાગ્યેજ દ્રષ્ટિએ પડે.

ભરૂચ જીલ્લામા યોગ્ય પ્રમાણમાં કપાસ, શીયાળુ જુવાર, ઘઉં, લાંગ અને બાજરીનાં તુલો થતાં ત્યાં મોટે ભાગે કપાસજ હાલ થાય છે.

ખેડામાં પણ એવીજ સ્થીતિ છે તંબાકુનું વાવેતર મોટા પ્રમાણમાં અને ઉત્તમ જમીનમાં ઘાસીયાં નીકળી ગયાં અને કપાસ દાખલ થયો. જ્યાં કપાસ દાખલ થયો, જેવા કે "માળ" પ્રદેશમાં એટલે ઠાસરા, કપડવણજ વચ્ચેના મુલકમાં જ્યાં જમીનો ખેડાઇ તુલ લેવામાં આવે છે ત્યા અનાજ એટલે દાણા અને ચારો બે આપે એવાં તુલ ફેરફેર તરીકે ( Rotational crop ) પણ નહિ. માત્ર કપાસપર કપાસજ વવાયાં કરે.

અમદાવાદમાં જ્યાં પહેલાં બાજરીનું તુલ લેતા, ત્યાં તે બંધ થયું અને તેને બદલે ચારા માટે "છાસટીઓ" જુવાર વવાય છે અનાજ માટે નહિ. આ સ્થીતિ વીરમગામ તાલુકામાં ઘર કરી બેઠી જણાય છે અલબત કપાસ તો વધુ પ્રમાણમાં વવાય ભલે કાલાંનું દામ કુટુંબ નિર્વાહ પુરતુ ઉપજે યા ન ઉપજે.

વળી ખેડા અમદાવાદ જીલ્લાઓમાં વીશ વર્ષ પહેલાં લગભગ ૫૦૭૦ એકર પર શેરડીનું વાવેતર થતું, ત્યા હાલ ૨૦૦ એકર પર ભાગ્યેજ થાય છે. આદુ, હળદર વગેરે બાગાયતિ તુલો તો હવે શેરડીની માફક અદ્રષ્ય થયાં છે. ધોળકા તાલુકામાં ( કેલીયાવાસણામાં ) આ બાગાયતિ તુલો સારાં થતાં ત્યા હવે દાડમ જમરૂખ અને લીંબોઇ ( કાગદી ) એ પેસારો કીધો છે.

ઉપરના વર્ણનપરથી આપણે શું જોઇએ છીએ ? એટલું જોઇએ છીએ કે,

(અ) અનાજના તુલનુ વાવેતર પ્રમાણમા ઓછુ થાય છે

(બ) કઠોળ અને તેલાદિક તુલોનુ વાવેતર પણ કમી થાય છે.

(ક) ઘાસ ચારો કમી ઉત્પન્ન થાય છે ઘાસની જમીન ખેડમાં આવી ગઈ અને ચારો આપે એવા તુલોની વાવણી ઓછી એટલે ઘાસ ચારો કમી થયો. કઠોળ વગેરેમાથી ગોતર મળે તે પણ કમી થયુ; કારણ કઠોળનું વાવેતર પણ કમી થયુ

કોઇ કહેશે કે જેની પાસે મોટા જથામાં ખેતી છે તે અમુક ભાગ અનાજ વાવેતર પેટે રોકી બીજા ભાગની જમીનપર વેપારી દ્રષ્ટિએ ખેતી કરે એમાં ખોટું શુ ! તેને પોતાની મીલકત પરથી જેટલો મોટો નફો લેવાય તેટલો

લેવાનો હક છે. હા, સર્વે કોઇ કબુલ કરશે કે એ તેનો હક છે. આપણે જોવાનું એટલુંજ છે કે હાલની વેપારી દ્રષ્ટિની ખેતીની પદ્ધતિ ખરેખર લાભદાયક છે કે કેમ ?

એકનાં એક તુલનુ અમુક જમીનપર વર્ષો સુધી વાવેતર કરવાથી તે જમીન પુરતો પાક આપી શકતી નથી. જમીનનો કસ જાળવવા અને યોગ્ય ફાયદો ખેડમાંથી લેવા તુલની હેરફેર કરવાની જરૂરીયાત છે ( Rotation of crop ).

અનાજ, ઘાસચારાના કમી વાવેતરથી દાણા, ઘાસ વગેરે મોંઘી કીંમતે વેચાય એ સ્વાભાવીક છે. ખેડુતને આ વસ્તુઓ જે દરરોજના ઉપયોગની છે, એ વેચાતી લેવા જવી પડે. આ વસ્તુઓ મળવી અલભ્ય થઈ પડે અને તેમાં મોંઘી કીંમત ખરચવી પડે.

વેચાતી લાવી વાપરવાની થઇ એટલે અયોગ્ય કસર કરવા તરફ મન દોરાય અને ખોટી કસર ખેડુત કરે છે એ સ્પષ્ટ છે જેમ કે પોતાના બળદને ૨૫ પુળા ઘાસ નીરતો હોય તો બાર-પંદર પુળાથી ચલાવવા સહેજ તેનુ મન લલચાય. વધારેમા એ કે આ ખરીદી આણેલું કચરૂં ઘણી વખત બહુજ ખરાબ હોય છે, એટલે ઢોર બીચારાં પેટપુર ખાઇ બેસીને નીરાંતે વાગોલ મારતાં નથી.

ખેડુત આવી સ્થીતિમા ઓછાં ઢોર રાખતાં શીખ્યા છે. સારા અને પુરતા બળદની જગાએ સાધારણ કદના અને ઓછી સંખ્યામાં ( એટલે બે જોડનું કામ હોય ત્યાં એક જોડ ) રાખતો થયો છે. આથી ખેતી પહેલાંના જેવી સફાઇ બંધ થતી નથી અને પુરતો પાક ખેડુત પોતાની જમીનપરથી હાલ લઈ શકતો નથી.

ખાદ્યાદિક અને ઘાસ ચારાના હાલના ભાવો જોતાં વેપારી દ્રષ્ટિએ ખેતી નહીં કરતાં આર્થીક દ્રષ્ટિએ ખેતી આપણો ખેડુત કરતો રહ્યો હોત તો તેને ફાયદો થાત કે નહિ એ તપાસવુ દુરસ્ત છે

(૧) કાળી જમીન—એક એકરે તુલવાર સરેરાશ નીચે પ્રમાણે પાક આપે છે—

| | | |
|---|---|---|
| જુવાર—દાણો ૨૦ મણ | .... .... | ૮૦૦ રતલ |
| કડબ ૪૦૦ પુળા | .... .... | ૧૬૦૦ ,, |
| કઠોળ ૨ મણ.... | .... .... | ૮૦ ,, |
| બોરી–ગોતર ૧૦ મણ.... | .... | ૪૦૦ ,, |

હાલના ભાવે કીંમતની આંકણી—

૨૦ મણ દર મણના રૂા. ૩ાા લેખે ... .... કુલ રૂા. ૭૦
૪૦૦ પુળા કડબ દર સેંકડે રૂા. ૫ લેખે .... „ ૨૦
૨ મણ કઠોળ દર મણના રૂા. ૩ લેખે .... „ ૬
૧૦ મણ ગોતર રૂા. ૧ નુ ૩ મણ.... .... „ ૩

૯૯

કપાસ—૧૨ મણ કપાસ દર મણ રૂા. ૮ લેખે .... ૯૬
કપાસની કરસાઠી ... .... .... .... ૩

૯૯

તલ-તુવેર—૩૦૦ રતલ તલ હારાબંધી વેચાણ .... રૂા. ૭૦
૩૦૦ રતલ તુવેર દર મણ રૂા. ૩ાા લેખે.... „ ૨૩
ગોતર, કરસાઠી વગેરે ... .... .... „ ૫

૯૮

(૨) ગોરાટ-ગોરાડુ જમીન—એક એકરે તુલવાર સરેરાશ નીચે પ્રમાણે પાક આપે છે—

બાજરી મીશ્રણ—બાજરી મણ ૨૦ દર મણના રૂા. ૩ાા લેખે કુલ રૂા. ૭૦
કઠોળ મણ ૧૦ દર મણના રૂા ૩ લેખે .... „ ૩૦
કડબ-ગોતર સરેરાશ .... .... .... „ ૧૫

૧૧૫

ઉપર પ્રમાણેજ કોદરા મીશ્રણના વાવેતરની ઉપજ ગણી શકાય.

તંબાકુ—૧૨૫૦ રતલ દર મણના રૂા. ૮ લેખે કુલ રૂા. ૨૫૦

હવે ખેડ ખર્ચ બાજુ તપાસીએ—

(૧) કાળી જમીન—

જુવારની ખેડ—એક એકરની સરેરાશ સરકાર ધારા સાથે રૂા. ૩૦)

કપાસની ખેડ—એક એકરની સરેરાશ સરકાર ધારા સાથે રૂા ૩૦)

ટીપ—ખાતર કપાસ પહેલાં અપાય તે ધ્યાનમા લઇ આંકડો મુકયો છે, નહીંતર જુવારની ખેડના ખરચ કરતાં કપાસમા રૂા. ૫ સુધીનો તફાવત આવે.

તલ-તુવેરની ખેડ— .... .... .... .... રૂા. ૨૫)

# ભાવ સસ્તા કરવાને શું કરવું ?

દરેક માણસ, મોંઘા ભાવો અને તેને લીધે લોકોને ખમવાં પડતાં સંકટો વિષે હાલ વાતો કરે છે. દુનિયાને લડાઇને લીધે, ખમવી પડેલી ખોટને લીધે, તે અગાઉ કરતાં વધુ ગરીબ થઇ છે. લડાઇ પહેલાં હતાં તે કરતાં વધારે રૂપિયા વધુ નોટો, વધુ સોના મહોરો અને વધુ સોનું આપણે ધરાવીએ છીએ. પરંતુ, લડાઇને લીધે, અગાઉ દુનિયામાં જેટલો ખોરાક, જેટલું કાપડ, અને જેટલી બીજી ઉપયોગી ચીજો હતી, તેટલી હાલ નથી આથી કરીને લડાઇ પહેલાં આપણે રૂપિયાની જેટલી ખોરાકી અથવા કાપડ ખરીદી શકતાં હતાં, તેટલું હાલ ખરીદી શકતાં નથી.

તો હવે ભાવો સસ્તા કરવાને આપણે શું કરી શકીએ તેમ છીએ ? નામદાર સરકારે અત્યાર અગાઉ, હિન્દથી દેશાવર જતાં અનાજ ઉપર અંકુશ મુકયો છે, અને એવી ગોઠવણ કીધી છે કે, બરમાનો ચોખો દેશાવર મોકલવાને બદલે હિન્દમાં આયાત કરવો. આ સિવાય બીજું શું કરવાનું છે ? જો એક માણસ ગરીબ હોય તો સખત મહેનત કીધા વિના શુ તે પૈસાવાળો થઇ શકશે ? દુનિયામાં ખોરાકી જોઇએ તે કરતાં ઓછી હોવાને લીધે ભાવો મોંઘા હોયુ તો શુ દરેક જગ્યાએ રૈયતે વધુ ખોરાકી નીપજાવ્યા' વિના શું, ભાવો સસ્તા થશે ? કેટલાક લોકો કહે છે કે "આખી દુનિયાની રૈયતને વધુ અનાજ ઉગાડવાને સમજાવવાનું મુશ્કેલ થઇ પડશે. સરકારે ભાતના ભાવની અમુક હદ બાંધવી જોઇએ, તે સહેલું છે" "ડાંગર રૂપિયાની આઠ પાલી વેચવી અને ચોખા રૂપિયાની ચાર પાલી વેચવા." એવો હુકમ લખી નાંખવો સહેલો છે, એ વાત ખરી છે, પણ સરકાર જો એવી રીતે ભાવ નક્કી કરશે તો શું થશે ? પહેલાં તો રૈયત અને વેપારીઓ મજકુર ઠરાવેલા ભાવે અનાજ વેચવાની ના પાડશે.

હવે દુનિયાના બધા દેશોમા ભાવો વધ્યા છે અને ઘણાખરા દેશોમાં હિન્દ કરતાં મોંઘવારી વધારે છે. બધા દેશોના લોકો બુમો મારે છે કે 'રૈયત જે અનાજ ઉગાડે છે, તેના ભાવ ઉપર સરકાર અંકુશ કેમ મુકતી નથી ? પણ કોઇબી દેશમા સરકાર ચોક્કસ ભાવ ઠરાવી શકી હોય એમ જણાતું નથી. લડાઇ દરમ્યાન રૈયત તરફથી ઉગાડવામાં આવેલા બટાટાના ભાવની હદ બાંધવાની ઇગ્લાંડની સરકારે કોશિષ કરી હતી, એ વાત સારી રીતે જાણીતી છે. પણ સરકારે ઠરાવેલા ભાવે બટાટા વેચવાની રૈયત અને વેપારીઓએ સાફ ના પાડી, અને ત્રણ દહાડા સુધી ઇંગ્લડમા કોઇબી ઠેકાણે બટાટા વેચાતા મળી શકયા નહતા. એ પછી સરકારને બટાટાના ભાવ વધારવાની ફરજ પડી હતી.

વળી જો સરકાર અનાજના ભાવોની હદ બાંધે એમ ધારીએ તો, રૈયત શું કરશે ? રૈયત નફો મેળવવાને જમીનની ખેતી કરે છે. જો તેઓને માલુમ પડે કે, અનાજના ભાવ સસ્તા રાખવામાં આવશે, તો શું તેઓ રૂ, જુટ, ભોંયશીંગ અને શેરડીનો પાક, અનાજના પાકને બદલે બની શકે તે દરેક જગ્યાએ ઉગાડશે નહિ ? અનાજના ભાવો સસ્તા રાખવામાં આવશે એવી જો તેઓને ખબર પડશે તો, પોતાનો અનાજનો પાક ઉગાડવાને માટે ખાતર નાંખવા પાછળ તેઓ ઘણો પૈસો ખરચશે નહિ. પડતર જમીન સુધારવા પાછળ અને તેમાં ખોરાકી ઉગાડવા પાછળ પણ તેઓ પૈસો ખરચશે નહિ. આથી અગાઉ કરતાં ઓછું અનાજ ઉગાડવામાં આવશે, અને જો રૂતુ પણ ખરાબ થશે તો દેશમાં દુકાળ પડશે.

વળી રૈયત એમ પણ કહી શકશે છે, "જો અમે જે બધી ચીજો ખરીદીએ છીએ તે બધી ચીજોના ભાવ તમે ઠરાવો નહીં તો અમે જે અનાજ ઉગાડીએ છીએ, તેના ભાવની હદ બાંધવી એ વ્યાજબી નથી " રૈયતનું કહેવુ ખરૂં છે, અને તેની ના પાડી શકાય તેમ નથી. પરંતુ, સરકાર બધી ચીજોના ભાવ કેમ ઠરાવી શકે ? તેમાંની ઘણીખરી ચીજો, દાખલા તરીકે–ઘાસલેટ તેલ અને ઘાસલેટ તેલના ડબા પરદેશોથી આયાત થાય છે, અને પરદેશો જે ભાવ માગે તે ભાવ ન આપીએ તો તેઓ એ માલ મોકલેજ નહિ આ દેશમાં બનેલા માલ માટે પણ બધી ચીજોના ભાવ સરકાર કેમ બાંધી શકે ? અને જો તેઓ ભાવો નક્કી કરે તો, માલ બનાવનારાઓ તેમજ વેચનારાઓ ઠરાવેલા ભાવેજ માલ વેચશે, એવો બદોબસ્ત તેઓ કેવી રીતે કરી શકે ? તેમ કરવા માટે દરેક દુકાન દીઠ એક એક ઇન્સ્પેક્ટર નીમવાની અને તેનો પગાર આપવાની જરૂર પડે તેનો કેટલો બધો ખરચ થાય ? બધા ઇન્સ્પેક્ટરોનો પગાર આપવા માટે નવા કરો નાખવાની જરૂર પડે. બધા ઇન્સ્પેક્ટરો વ્યાજબી અને ન્યાયી રીતે વરતે છે તેની સરકારને કેવી રીતે ખબર પડે ? એ તદ્દન અશકય થઇ પડે.

આવી બાબતોનો આપણે વિચાર કરવો જોઇએ અને યાદ રાખવું જોઇએ કે હિન્દુસ્થાનની માફક બીજા દેશોમા પણ ભાવો વધ્યા છે બીજા દેશોમા પણ હિન્દની માફક લોકો ફર્યાદ કરે છે, અને બીજા દેશોમાં પણ સરકારને ભાવોની હદ બાંધવાનુ અશકય જણાયુ છે. જો આપણે આ બાબતોનો વિચાર કરીએ તો આપણને માલુમ પડશે કે ભાવોપર અંકુશ મુકવાનો માત્ર હુકમ બહાર પાડવાથી હિન્દુસ્થાનમાં સરકાર ભાવો સસ્તા કરી શકે, એમ ધારવુ એ મુર્ખાઈ ભરેલુ છે.

ત્યારે એ બાબતમાં શું થઇ શકે ? આપણે ભાવો કેમ સસ્તા કરી શકીએ ? ભાવો મોંઘા છે, કારણ કે દુનિયા હાલ ગરીબ છે, કારણ કે દુનિયામાં ખોરાકો

મુજબ છે, અને ઉપયોગી ચીજો થોડી છે જો દુનિયા ગરીબ હોય સો પાછી તવંગર થવાને તેણે સખત મહેનત કરવી જોઇએ. ભાવો ઘટાડવા માટે એકજ રસ્તો છે. જો હિન્દુસ્થાન અને બીજા દેશો સખત મહેનત કરે અને વધુ અનાજ ની ખેતી કરે, અને અગાઉ કરતાં વધારે ઉપયોગી ચીજો પેદા કરે તો ભાવો નીચા જવા સંભવ છે. પરતુ હિન્દમાં ભાવો ઘટાડી શકાશે કે કેમ, તે ઘણું શકમદ છે. દુનિયાના બાકીના દેશોમાં ચોખા અને બીજા અનાજના ભાવો હિન્દના કરતા ઘણા ઉચા છે. આથી હિન્દના ભાવો સસ્તા થવાનો સંભવ નથી હિન્દમાં લોકો એ વધુ અનાજ પેદા કરવાની ખાસ જરૂર છે હાલ તો પાક સારો ઉતરે તો પણ હિન્દની પ્રજાને જોઇએ તે કરતાં થોડુંજ વધારે અનાજ લોકો નિપજાવે છે. જો આખા હિન્દુસ્થાનમાં મોસમ ખરાબ નિવડે તો હિન્દમાંનો અનાજનો જથ્થો લોકોના ખોરાકને માટે પુરતો થઈ પડશે નહિ એથી કરીને પરદેશો ખાતેથી અનાજ આયાત કરવાની જરૂર પડશે. પરંતુ પરદેશોના ભાવો હિન્દના ભાવો કરતાં બમણા અને ત્રણગણા હોવાથી હિન્દ માટે જોઇતો ખોરાક મેળવવાની મોટી મુશ્કેલી પડશે. આથી કરીને વધુ અનાજ નિપજાવવાને રૈયતને સમજાવવાની મોટી જરૂર છે. તેઓ એ તેમ કરશે નહિ તો દુકાળ પડવાની ધાસ્તી છે રૈયતોને વધુ અનાજ પેદા કરવાને નીચે મુજબ સમજાવવાની ભલામણ કરવામાં આવે છેઃ—

(૧) તેઓને સમજાવવુ કે, અનાજના ભાવો ઉતરવાનો સંભવ નથી, પણ વધવાનો સંભવ છે. આ બાબતની રઇયત સાથ વાતચીત કરવા પહેલાં એવો વિચાર કરવો કે આ ખબરથી પોતાનો અનાજનો જથો બજારમાં વેચવા કાઢવાને બદલે તેવો તે સંઘરી રાખવાને લલચાશે કે કેમ ? જે જીલ્લાઓમાં, ખેડુતો અનાજનો મોટો જથો સંઘરી રાખતા હોય ત્યા આ બાબત જોઇએ તેથી વધારે વાત કરવા ડહાપણ ભરી ગણાશે નહિ

(૨) તમારી નજીકમાં પડતર જમીન અથવા ચારાને માટે રાખેલી જમીન હોય અને એ જમીન લોકોને માટે જોઇતી ન હોય તો એ જમીનની ખેતી કરવાની રજા માગવાને શું તમે લોકોને કહી શકો નહિ ?

(૩) જરૂર પડે તો સરકાર પાસથી નાણાં ઉછીના લઇ કુવાઓ ખોદવાને તમે રઇયતને સમજાવી શકો નહિ ?

(૪) ખાતર પાછળ વધુ નાણું ખરચવાને તમે રઇયતને સમજાવી શકો નહિ ? ભાવો ઘણા તેજ છે એટલે ખાતર પાછળ વધુ પૈસા ખરચવાથી તેઓને અગાઉ કરતાં વધારે લાભ થશે.

(૫) જો રઇયત રૂ, જુટ, તંબાકુ, સોંયશીંગ વિગેરે ઉદ્યોગિક પાકો ઉગાડવા

હોય તો તેની જગ્યાએ વધુ અનાજ ઉગાડવું બહેતર થઇ પડશે, એ બાબત વિચાર કરવાને તમે તેઓને કહી શકો નહિ? રૂ, સોયબીન જુટ અથવા તંબાકુનો પાક ઉગાડવાથી કદાચ વધારે નાણાં ઉપજે, પરંતુ અનાજનો જથો ખુટી પડે, તો પૈસો કાંઇ કામ લાગશે નહિ, એ વાત રઇયતે યાદ રાખવાની છે કે ગઇ મોસમમાં રઇયત પાસ મરચાં તંબાકુ, રૂ અને બીજી ચીજોનો પાક સારો હતો, પરતુ પુરતો ખોરાક મેળવવાને તેઓને મોટી મુશ્કેલી પડી હતી, એવી ખબર મળી છે

(૬) તમારા જીલ્લામાં ખેતીવાડી ખાતાના અમલદારો હોય તો તેઓની સલાહ લેવાને તમે શું રઇયતને ઉત્તેજન આપી શકો નહિ? ઘણાં ગામોમાં ખેતીવાડી ખાતાના અમલદારોએ રઇયતને ઘણી ઉપયોગી બાબતની માહીતી આપી છે, એ બીના હવે સ્વીકારવામાં આવે છે

---

# ઢોરોના મળમુત્રનું ખાતર કેવી રીતે જાળવવું?



મદ્રાસના ખેતીવાડી ખાતાના અમલદાર મી ડબલ્યુ એચ હેરીસને આપેલી સલાહનો સાર નીચે મુજબ છેઃ—

દક્ષિણ હિન્દની ઘણીખરી જમીનોને માટે ઢોરોના છાણનું ખાતર, એ બધા ખાતરોમાંથી સૌથી ઉપયોગી ખાતર છે ઢોરો છાણના પોદળા કરે તેજ વેળાએ આપણે તે ખાતર વાપરી શકીએ, પરંતુ થોડા વખત સુધી સંઘરી રાખેલું છાણ ખાતર તરીકે વાપરવું વધારે સારૂં છે આ રીતે કેટલોક વખત સુધી રાખી મુકેલા છાણમાંથી ઉગતા પાકને પોષણ મેળવવું વધુ સહેલું થઇ પડે છે છાણ જ્યારે સંઘરી રાખવામાં આવે છે, ત્યારે તેના ગુણમાં જુદી જુદી રીતે ફરક પડે છે અને એ ફરકને લીધે તે ખેડુતને ઘણું વધારે કીંમતી થઇ પડે છે તેમ છતાં પણ ખાતરમાં રહેલાં કેટલાક અગત્યનાં તત્વો નાબુદ થાય છે. આથી કરીને એ ખોટ જેમ બને તેમ ઓછી આવે તે રીતે ખાતર સંઘરી રાખવાની યુક્તિનો અમલ કરવો જોઇએ

ઢોરનું ખાતર સંઘરી રાખવામાં આવતાં, બે રીતે ખાતરનો નાશ થાય છેઃ—

(૧) ખાતરનો પ્રવાહી ભાગ ઘસડાઇ જાય છે, અને સાથે બીજો ઉપયોગી પદાર્થ પણ ઘસડતો જાય છે.

(૨) ખાતરનો કેટલોક ભાગ વરાળરૂપે ઉડી જાય છે, અને એ વરાળમાં પાકને માટે જરૂરનો નાઇટ્રોજન પણ ઘસડાઇ જાય છે. આથી કરી

ને આ ખાતરનો સંઘરો કરતી વેળા, આપણે તેના અવાહી ભાગને ઘસડાઇ જતો અટકાવવો જોઇએ, તેમજ ખાતરના અમુક ભાગને વરાળરૂપે ઉડી જતા અટકાવવો જોઇએ

જનાવરનું મુત્ર ખાતર તરીકે ઘણું કીંમતી હોવાથી, તે ઘસડાઇ જતુ આપણે અટકાવવું જોઇએ. આથી કરીને મુત્ર ચુસી લે તેવા ઘાસચારાના કચરા નો તે મુત્ર જાળવવા માટે ઉપયોગ કરવો જોઇએ જો એવો ઘાસચારાનો ભુકો ન હોય તો પછી પાંદડાંઓ અને નકામા રોપાઓમા મુત્ર ઝીલી લેવું જોઇએ, અને એવાં પાંદડાં અને રોપાઓ પણ ન મળી શકે તો સાધારણ માટીમાં મુત્ર ઝીલવું જોઇએ.

ખાતર સંઘરી રાખવાની નીચલી ત્રણ રીતો છે —

(૧) પેટીમા અથવા બંધ કરેલાં ઝુંપડાંમાં ભરી રાખવુ.

(૨) ખાડામાં ભરી રાખવું, અથવા તો,

(૩) ખાતરનો ઢગલો કરવો.

પહેલી રીત એવી છે કે, એક બંધ કીધેલા ઝુપડામાં ઢોરોને બાંધ્યા વિના છુટાં રાખવામાં આવે છે ઝુપડામા તેઓના પગ હેઠળ છાણનો પુષ્કળ ભુકો પડેલો હોય છે. આ મળમુત્રમાં દરરોજ ઘાસચારાના ભુકાનો કચરો ઉમેરવામાં આવે છે. આ બધા કચરામાં ઢોરનું જે મુત્ર પડશે તે ઘસડાઇ જશે નહિ પણ તે કચરો મુત્રને ચુસી લેશે. આગળ જતા ઘાસચારાનો કચરો છાણ અને મુત્ર મળી એક કઠણ પદાર્થ બનશે અને તેનો જાડો પોપડો જમીનપર પથરાશે આ રીતે મુત્ર ઘસડાઇ જતું અટકે છે, તેમ તેની અંદર રહેલો નાઇટ્રોજન વરાળરૂપે હવામાં ઉડી જતો નથી.

બીજી રીત ખાડો ગાળી તેમાં મળમુત્ર એકઠું કરવાની છે જાનવરોને એક નક્કર જમીનપર ઉભાં રાખવામાં આવે છે અને તેઓનું મળમુત્ર એકઠું કરી દરરોજ બહાર ગાળેલા ખાડામાં નાખવામાં આવે છે. આ ખાડાની ચારે બાજુ નક્કર કીધેલી હોય છે, જેથી કરીને મુત્ર જમીનમાં ચુસાઇ જતુ અટકે છે. વખતો વખત આપણે ખાડામાં માટી નાખવી જોઇએ, કે જેથી કરીને મુત્ર અને બીજા પ્રવાહીને તે માટી ચુસી લે હવા જો સુકી હોય તો એ ખાતરને હદ ઉપરાંત કઠણ થતું અટકાવવા માટે આપણે તેમા પાણી નાંખવુ જોઇએ

ત્રીજી રૂઢી એવી છે કે, ઢોરોને એક કઠણ જમીનપર ઉભાં રાખવામાં આવે છે, અને જનાવરોનું છાણ, મુત્ર અને તેઓના ઘાસચારાના કચરાનો એક ઢગલો કરવામાં આવે છે અને તેમાં કોઇ કોઈ વેળા માટી ઉમેરવામાં આવે છે:—

ખેતીવાડી ખાતાએ આ ત્રણ રૂઢીઓની ભેલારી ખાતેના સરકારી ફાર્મમા ઘણા વરસો સુધી તપાસ લીધી છે, અને તેનુ પરીણામ નીચે મુજબ જણાયુ છે –

| કઇ રીતે ? | જનાવરોની એક જોડીથી દરવરસે પેદા થતા ખાતરનુ વજન રતલ | તેમા સમાયલો નાઇટ્રોજન ... રતલ | તેમાંના પોટાશનુ પ્રમાણ ... રતલ | તેમાના ફોસ્ફોરીક એસીડનુ પ્રમાણ ... રતલ. | ખાતરની આશરે કીંમત ... રૂપિયા. | ખાતરમા ના સેન્દ્રિય પદાર્થનુ ... રતલ. |
|---|---|---|---|---|---|---|
| પેટી અથવા બંધ કીધેલુ ઝુંપડાંથી | ૧૦,૧૪૦ | ૮૦ ૭ | ૧૫૫ ૩ | ૫૬ ૨ | ૬૯ ૪ | ૩,૦૨૦ |
| ખાડાથી ... .. .. .. | ૫ ૮૩૦ | ૫૫.૫ | ૭૦ ૦ | ૪૬.૩ | ૩૭ ૦ | ૧,૭૬૫ |
| ખાતરના ઢગલાથી ... | ૬,૦૭૦ | ૬૦ ૦ | ૫૮ ૮ | ૪૪ ૫ | ૪૬.૦ | ૨,૧૬૮ |

આ ઉપરથી ખુલ્લુ જણાશે કે, ઢોરોને એક બંધ ઝુંપડામાં રાખીએ અને તેઓનુ છાણ, મુત્ર અને ઘાસચારાનો કચરો કચરવા દઈએ તો આપણને વધુ ખાતર મળે છે, અને વળી વધુ કીંમતી ખાતર મળે છે આપણે જો ખાતરનો ઢગલો કરીએ તો આપણને કીંમતી ખાતર મળે છે, પણ એ ખાતરને ભારે વરસાદથી અથવા સખત પવનથી ઘસડાઇ જતુ અટકાવવાની આપણે સભાળ લેવી જોઇએ આપણે જો તેમ કરીએ નહિ તો વરસાદ અને પવનને લીધે ખાતરનો મોટો ભાગ ઘસડાઇ જશે વળી જો ખાતરનો ઢગલો હદ ઉપરાંત સુકકો થાય તો તે ઢગલો ઘણો ગરમ થશે, અને ખાતરનો કેટલોક ભાગ બગડશે. જો આપણે ખાડામા ખાતર ભરી રાખવાની રૂઢીનો અમલ કરીએ તો ખાતરનો પ્રવાહી ભાગ ઘસડાઈ જવાની ધાસ્તી રહે છે પણ જો આપણે ખાડાની બાજુઓ કઠણ કરવાની સભાળ લઇએ તો પ્રવાહી ખાતર ઘસડાઇ જશે નહિ અને નુકશાન ઘણુ થશે નહિ.

---*---

# ઉત્તર ગુજરાતમાં શેરડીનું વાવેતર.

—*************—

શેરડીનો પાક ગોરાડુ, ભાઠા અને ખેડા જીલ્લાના બાગાયતી ગામોની ફળદ્રુપ જમીનમાં થાય છે અમદાવાદ જીલ્લામાં દક્ષિણ દસક્રોઇ તાલુકાના હીરાપુર, ગામડી, અસલાલી, કાસંદરા, વિસલપુર, નવાપરા ધોળકા તાલુકાના જલાલપુર, રાજપુર, ચલોડા, સરોડા, ચંદીસર પ્રાંતીજ તાલુકાના સલાલ સોનાસણ, અને ધંધુકા તાલુકાના રાણપુર આગળ પાછળના તાલુકદારી ગામોમાં આ પાક હરહંમેશ વધારે ઓછા પ્રમાણમા લેવામાં આવે છે છપનીઆ દુકાળ પછીથી આ પાકનું વાવેતર ઘણુજ ઓછું થઇ ગયું છે, તે અમદાવાદ જીલ્લાના આ સાથે આપેલા આંકડા ઉપરથી જણાશે

| સને | ૧૮૮૦–૮૧ | ૧૮૯૦–૯૧ | ૧૯૦૦–૦૧ | ૧૯૧૦–૧૧ |
|---|---|---|---|---|
| એકર | ૧૭૭૭ | ૧૭૯૨ | ૯૫ | ૭૪૫ |

| સને | ૧૯૧૩–૧૪ | ૧૯૧૪–૧૫ | ૧૯૧૫–૧૬ | ૧૮૧૭–૧૮ | ૧૯૧૮–૧૯ |
|---|---|---|---|---|---|
| એકર | ૩૦૯ | ૬૩૬ | ૭૯૬ | ૭૫૩ | ૧૦૨૨ |

શેરડીનું વાવેતર ઘટી જવાનાં કારણો નીચે બતાવવામાં આવ્યા છે.

(૧) ખેડુતોની ગરીબ હાલતના પરીણામે પૈસાની તંગી અને શાખ જવાથી ધીર અટકી પડી છે

(૨) વરસાદ અનિયમીત થવાની સાથે પ્રમાણમાં કમી પડવાથી પાણી પાવાની મુશીબતને અગે વાવેતર દિનપ્રતિદિન કમી થતું જાય છે.

(૩) ઓછા વરસાદે ઉધાઇનો વધતો જતો ઉપદ્રવ અને તેથી થતું નુકશાન.

(૪) ભુંડનો વધતો જતો ત્રાસ અને તેથી થતો પાકનો બગાડ.

(૫) મજુરીના દરમા અતિશય વધારો અને તેની સાથે મજુરોની અછત. અને પરીણામે કામ કરવામાં બોનકાળજી અને તેથી વધતી જતી ખેડુતોની હાડમારી

(૬) કપાસના ભાવના ઉછાળાને અગે મજુરી અને ખર્ચના પ્રમાણમાં શેરડી કરતાં કપાસનો પાક લેવામાં સુગમતા અને કમી જોખમ

સાધારણ રીતે ઘણાજ થોડા સારા ખેડુતો શેરડીનો પાક લેતા પહેલા તે જમીનને વાસેલ પડતર રહેવા દે છે. જેને સાંખુ, ભાદરડ અગર તો પચીઉ એમ જુદા જુદા નામોથી ઓળખાય છે. કેટલીક વખત આગલી સાલ સારી

બાકી બીજે, બધે ઠેકાણે કાઠીઆવાડમાં ભાવનગરી જાડી પોળી અને લાલ શેરડી થાય છે. ખેડા જીલ્લામાં ધોળી તેમજ લાલ એમ બે જાતની શેરડી થાય છે. લાલ શેરડી કઠણ હોઇ શિયાળવાંથી ઓછું નુકશાન થાય છે. તે પીલવામાં કઠણ પડે છે પણ, ગળપણમાં તથા ગોળ પાડવામાં સારો છે.

અમદાવાદ, અસલાલી, કાસંદરા ગામોએ પુનાની મુંઢીઆ જાડી શેરડી અજમાવવામાં આવી હતી, પણ તેને પાણીની જરૂરીઆત વધારે રહે છે અને ઉનાળામાં પાંદડી સુકાતી માલુમ પડે છે. વળી તેને ખાતર પણ વધારે જોઇએ અને ઉંચાઇમા વધતી હોવાથી જો તેને દક્ષિણ દેશના રિવાજ પ્રમાણે માટી ચઢાવી કેઢા બાંધવામાં ન આવે તો આડી પડી જાય છે, તેથી સાંઠા વાંકા વળે છે, અને શેરડી આડી પડવાથી ગોળ બગડવાનો સંભવ રહે છે શિવાય પડી જતી અટકાવવા માટે જો અગમચેતી વાપરી ઉંડી રોપવામાં આવે તો ઉધાઇનું જોર વધારે હોય તેવે ઠેકાણે નુકશાન થવાનો સભવ રહે છે. વળી મધ્યમ કાળી જમીનની માફક આપણી જમીનમાં શરીઆની બાજુએ માટી ચઢાવેલી કાયમ રહેતી નથી, કારણ કે ગોરાડુ જમીન પાણી ફરવાથી ધોવાઇ જઇ પાળીઓ નહિ જેવી થઇ જાય છે અને આખરે શેરડી વજનદાર હોઇ પવનથી આડી પડે છે. વળી કાસદરા ગામે પદર પંદર દિવસને આંતરે જુદી જુદી શેરડી રોપી બે ચાસ અગર શરીઆ વચ્ચે જુદાં જુદાં અતર રાખી અખતરો કરવામાં આવ્યો હતો તેમા વહેલી રોપેલી શેરડીનો પાક તથા બે ચાસ વચ્ચે આશરે બેથી અઢી ફુટનો ગાળો ઉતારામાં સારો પડે એવા ખાત્રી કરવામાં આવી હતી. ગુજરાતમા મોડી શેરડી રોપવાનો રિવાજ પાણી પાવાની સુશીબતને લઇને દાખલ થયો હોય તેમ લગે છે વળી ઉધાઇના ઉપદ્રવથી પાણી લાગલાગટ આપવાની જરૂર પડે છે, માટે જેમ પાણ ઓછાં આપવા પડે તેમ વધારે ઠીક. એ ઇરાદાથી શેરડી રોપવાનુ બની શકે તેટલુ લબાવાય છે જ્યાં ઓઇલ એન્જીન અને પપવડે પાણી પાવાની સવડ હોય તેવે ઠેકાણે ટાઢ વિત્યા બાદ શેરડી પીલતી વખતેજ અગર પીલાઇ રહ્યા બાદ તુરત ફાગણ મહિનામાં નવો વાઢ રોપવામાં આવે તો પાક સારો થવા સભવ છે શિવરાત્રી પહેલાં જો રોપવામાં આવે તો ટાઢથી ઠીંગરાઇ જઇ ઉગવામાં અને વધવામા શેરડી અચકી જાય છે માટે ફાગણ માસની શરૂઆતમા રોપાય તો વધુ સારી પડે એમ માનવું થાય છે.

શેરડી રોપ્યા બાદ બીજું પાણ ચોથે દિવસે અને ત્રીજુ અને ત્યાર પછી નાં પાણ પાંચ છ દિવસને અતરે વરસાદ પડતા સુધી આપવામાં આવે છે; કારણ જમીન ભીની રહેવાથી ઉધાઈ ઓછી લાગે છે ચોમાસામાં વરસાદ ઉઘાડ આપે અને જમીન સુકાય તો વખતો વખત પાણી આપવામાં આવે છે અને ત્રણ ચાર વખત નિંદી ખેતર સાફ રાખવામાં આવે છે.

દશક્રોશી અને ધોળકા તાલુકામાં દિવેલીનો ખોળ ભાગી બારીક ભુકો કરી એકીવખતે અથવા તો મહિનાને આંતરે એમ બે વખતનો મળી વીઘે કળશીથી વીસ મણ ખોળ અસાડ, શ્રાવણ માસમાં થડીયાં આગળ પાછળ અને ઉઘાડ હોય તો પાણીમાં ખાતર તરીકે મુકે છે. આ રિવાજ રાણપુર તરફના ગામોમાં જોવામાં આવતો નથી. કાઠીઆવાડ શિવાયના અમદાવાદ અને ખેડા જીલ્લાના ગામોમાં શેરડીની આગળ પાછળનાં જુનાં પાનથી ઉગાડેલી શેરડીને તે પાંદડાં વડેજ વીંટાળી દઇ ત્રણ વખત શ્રાવણ, ભાદરવો અને આસો એમ મહીના મહીનાને આંતરે જેમ જેમ શેરડી ઉઘડતી જાય તેમ તેમ બાંધે છે તેથી ઓત્રા (ઉત્તરા) ચિત્રા નક્ષત્રના સખત તાપથી શેરડી ફાટી જતી નથી અને એક બીજાને ટેકે પવનના જોરથી પડી જતી અટકે છે. વળી શિયાળ વિગેરે જાનવરોથી પણ નુકશાન સહેજ કમી થાય છે અને પાળીઆમાં દરેક કયારાની અંદર ફરી પાણી પાવાનું સુગમ પડે છે વળી સુકાએલી પાંતરી છુટી નહિ રહેવાથી પાણી વાળનારનો બરડો સોરાઇ જતો નથી, તેમજ ભુંડથી કદાચ નુકશાન થયું હોય તો તે તુરત નજરે ચઢે છે અને ભુંડ અંદર ભરાઇ ગયું હોય તો વેગળેથી જોઇ શકાય છે. એટલે તેને સાવચેતીથી હાંકી કાઢવાનુ પણ સુગમ પડે છે. આ કામ ઘણુ ખર્ચાળ છે અને એક એકરે ત્રણ વખત બાધવાના મજુર જો સારી રીતે બાંધવામા આવે તો લગભગ એસી જેટલાં થાય છે, એટલે ફકત બાધવાનો ખરચ એક એકરે રૂપીઆ ત્રીસથી ચાલીસ જેટલો આવે છે ખેડા જીલ્લામાં અસાડ માસમા મુળ પાળીઓને પાવડાથી ભાગી નાંખી કોદાળીથી ગોડ કરી શરીઆંની શેરડીની બાજુએ માટી ચડાવે છે, જેથી શરીઆં અગર શેરડીના ચાસ તે પાળીઓ બધાય છે અને પાળીઓની જગ્યાએ શરીઆં અથવા ચાસ (નીકો) પડે છે. આમ કરવાથી શેરડી પડતી અટકે છે.

(અપૂર્ણ.)

G. P. Pathak.
District Agricultural
Overseer, Broach.

---

# આપણે પીવાનું પાણી.

—************—

(દક્ષિણ હિંદની હેલ્થ એંડ વેલ્ફેર એસોસિએશને પસંદ કરેલા ચોપાનિયાંનો એક ભાગ.)

હિંદુસ્થાનમાં દરહજાર માણસે દરસાલ ૩૫ થી ૪૦ માણસો મરણ પામે છે. ગ્રેટબ્રિટનમાં દર હજાર માણસે દર સાલ ૨૦ થી પણ ઓછા માણસો મરણ પામે છે. હિંદુસ્થાનમાં એટલાં બધાં મરણો થવાનું શું કારણ? તેનું એક મુખ્ય કારણ નીચે પ્રમાણે છે હિંદીઓનો મોટો ભાગ જે પાણી પીએ છે તે ચોખ્ખું નથી કોલેરા, મરડો, આંતરીયો તાવ અને બીજા ઘણા રોગો, ખરાબ પાણી પીવાને લીધે થાય છે.

પીવાનાં પાણી માટે ઉપયોગમાં લેવાતાં તળાવોના કાંઠાપર લોકોને મેલાં કપડાં ધોતાં આપણે જોઇએ છીએ. આ તળાવોમાં ગંદુ પાણી વહેતું આપણે જોઇએ છીએ લોકો આ તળાવોમાં નહાય છે, અને તેની બાજુમાં કુદરતી હાજતે જાય છે તેમા ઢારોને પણ નહવડાવવામાં આવે છે. કોલેરા, મરડો અને આંતરીયો તાવ વગેરે જે રોગો ગંદુ પાણી પીવાથી થાય છે. તેવા રોગો આપણાં ગામડાંઓમા ફેલાય છે, એ કાંઇ નવાઇ જેવુ નથી.

### તળાવોમાં આવતું પાણી.

જો આપણે વરસાદનું પાણી ધુળ અને કાદવમાં ભેળાતાં પહેલાં એકઠું કરી શકીએ, તો તે આપણે માટે સારૂં અને પીવાલાયક પાણી છે. વળી જો વરસાદનુ પાણી પડતર જમીનપર અથવા નહીં ખેડાયલી જમીન ઉપર પડયું હોય અને ત્યાંથી તળાવમાં એકઠું થાય, તો તે પણ સારૂં અને પીવાલાયક પાણી ગણાશે. આ મુજબ ડુંગરા ઉપરથી ઉતરી આવી જે પાણી તળાવોમા ભરાય છે, તે સારૂં હોવાનો સંભવ છે; પરંતુ સાધારણ રીતે તળાવોમાં જોવામાં આવતું પાણી તેથી જુદીજ જાતનું હોય છે. આ પાણી ગામડાંઓની આસપાસ જમીનની સપાટીપરથી ફરી વળેલુ હોય છે જે જમીનપરથી તે પસાર થાય છે. તેપર મળમુત્ર, મુએલાં ઢારો, કોહી ગયેલી વનસ્પતી વગેરે ગંદકી પડેલી હોય છે તળાવમા વહેતુ પાણી આ ગંદકીના તત્વો લેતું આવે છે એ રજકણોમાં ઘણી વેળા નુકસાનકારક જંતુઓ પણ માલમ પડે છે

### નદિઓ.

તળાવોનાં પાણીની માફક નદીમાનું પાણી પણ ધાસ્તી ભરેલુ હોવાનો સંભવ છે નદીની નજીકના ગામોના ખેતરોમાં પડતુ વરસાદનું પાણી ઘસડાઇને નદીમાં એકઠું થાય છે, અને પોતાની સાથે બધી જાતની ગંદકી ઘસડતું જાય છે. વળી શિયાળા અને ઉનાળાની ઋતુમાં નદીની સપાટી ઉપર લોકો ઝાડે ફરવા જાય છે, અને તેમાં કપડાં ધુવે છે આ રીતે નદીની સપાટી ગંદકીવાળી હોય છે, અને તેથી કરીને નદીનું પાણી ધાસ્તી ભર્યું હોય છે.

### કુવાઓ.

કુવાઓનું પાણી પણ હંમેશાં તંદુરસ્તીને માટે સારૂં હોય એમ નથી

એટલુંજ નહીં પણ તે સ્વચ્છ દેખાતું હોય તોપણ તે હમેશાં સ્વચ્છ હોતું નથી. તંદુરસ્તીને ઘાસ્તી ભર્યા જંતુઓ એટલા બારિક હોય છે કે આંખથી તે જોઇ શકાતા નથી. એવા અસંખ્ય જંતુઓ પાણીમાં હોય અને તે છતાં પાણી કાચ જેવું નિર્મળ દેખાય. આથી કુવાનું પાણી સારૂં છે કે કેમ, તે આપણે કેમ જાણી શકીએ ?

જ્યારે વરસાદનું પાણી જમીનપર પડે છે ત્યારે જો જમીન નરમ હોય તો તે જમીનમાં દાખલ થાય છે. જમીનની સપાટીપર જે ગંદકી હશે, તેનાં રજકણો પાણીની સાથે જમીનની નીચે પસાર થશે. આથી કરીને કુવાઓની નજીકની જમીનમાં કાંઇપણ ગંદકી ન રહે તેવી આપણે સંભાળ લેવી જોઇએ ઘરો અને સંડાસોથી ઘણે દુર, નહીં ખેડાયલી જમીનમાં કુવો ગાળવો જોઇએ. બની શકે તો કોઈપણ ગામ અથવા ઘરથી ૨૫૦ ફીટ દુર, કુવો હોવો જોઇએ કુવા નજીક કોઇને પણ કપડાં ધોવા નહિ દેવા જોઈએ કુવાની ફરતો કઠેરો તથા ૧૦ થી૧૫ ફીટ જેટલું પથ્થરનું ચણતર ઉંચું કરવું જોઇએ, કે જે પથરા ઉપર થઇને પાણી કુવાની બહાર પસાર થાય આથી કરીને લોકોના પગની ધુળ પાણી સાથે કુવામાં ઘસડાતી અટકશે વળી તેથી પાણી ખેંચવાનો બાલદી અને દોરડુ ધુળવાળુ અને મેલું થતું અટકશે. પરંતુ આવી સાવચેતી લીધા છતાં, કુવા નજીકની જમીનપર કાંઇક ગંદકી હોવાનો જોખમ હમેશાં હસ્તી ધરાવે છે. જો જમીન પોચી હોય તો એ ગંદકી વરસાદના પાણીનો સાથે કુવામાં દાખલ થવા સંભવ છે આ રીતે જમીનપરની ગંદકી વરસાદનાં પાણી મારફત કુવામાં દાખલ થાય છે પરંતુ વરસાદનું પાણી માટી અથવા નકકર ખડકનાં પડયાંથી પસાર થઇ શકતું નથી જો આપણે માટી અથવા કઠણ ખડકના પડવાળી જમીનમાં કુવો ગાળીએ અને તેની નીચે પાણી મળી આવે તો એ પાણી ઘણુ સ્વચ્છ અને તંદુરસ્તીને ગુણકારી હોવાનો ઘણો સંભવ છે ફમાત્ર આપણે માટી અથવા કઠણ ખડકનાં પડ સુધી કુવાની ચારે બાજુએ પાકુ ચણતર કરી લેવાની સંભાળ રાખવી જોઇએ. નહિ તો વરસાદનુ પાણી કુવાઓની બાજુમાથી દાખલ થાય અને તેની સાથે ગંદકીના રજકણો પણ દાખલ થવાની ધાસ્તી છે

કુવામાંથી પાણી કાઢતી સ્ત્રીઓ સામાન્ય રીતે પોતાના ઘડા લાવે છે. એક ઘર અથવા ગામમાં કદાચ કોલેરા હોય છે, અને એ ઘરની સ્ત્રી પોતાનો ઘડો કુવાપર લાવે છે, કદાચ એ ઘડાને ઉલટીના જંતુઓ લાગેલાં હોય છે. એ બાઇના બાળકને કોલેરા થયો હોય અને તેની ઉલટીનો કેટલોક ભાગ ઘડાને ચોંટયો હોય એ ઘડો સાફ કરવા પહેલાં, તે બાઇ એ ઘડાને કુવામાં ઉતારે, અને એ રીતે કોલેરાના અસંખ્ય જંતુઓ કુવામા દાખલ થાય છે, કે જ્યાં તે વધીને તેના અસંખ્યગણાં થાય છે. બીજી જે સ્ત્રી એ કુવામાંથી પાણી લઇ જશે તે પોતાના ઘડામાં કોલેરાના જંતુઓ પોતાને ઘેર લઇ જશે અને તેનાં

બાળકોને ઘડામાંનું પાણી પીવાથી કોલેરા લાગુ પડશે એવી ધાસ્તી છે. આ કારણથી કોઇપણ માણસને પોતાનું વાસણ કુવામાં બોળવા દેવું નહિ. કુવાપર એક બાલદી રાખવી, અને દરેક બાઇએ એ બાલદીવડે પાણી ખેંચી તેમાંથી પોતાનો ઘડો ભરવો જોઇએ.

## નવો કુવો કેવી રીતે બાંધવો ?

આ ઉપરથી તમે જોઇ શકશો કે, પીવાના પાણીનો આરોગ્યદાયક જથો મેળવવો એ સહેલું કામ નથી ગામડાનાં તળાવોનું પાણી હમેશાં ધાસ્તી ભર્યું હોય છે, અને ગામડાના ઘણાખરા કુવાનું પાણી પણ ઘણી વેળા જોખમ ભર્યું હોય છે. જો તમે પીવાના પાણી માટે નવો કુવો ખોદવાના હો, તો તમારે નીચલા નીયમોપર ધ્યાન આપવું. તેમ કરશો તો પાણી તંદુરસ્તીને લાભકારક થઈ પડશે.

(૧) કુવાને સ્વચ્છ જમીનમાં ગાળવો જોઇએ.

(૨) બની શકે તો માટીના પડવાળી જમીનમાં કુવો ગાળવો જોઇએ.

(૩) તેની ફરતી દીવાલ બાધવી જોઇએ

(૪) કુવાની બધી બાજુએ ઇટ અને ચુનાનું અથવા એવા કોઇ પદાર્થનુ ચણતર કરવુ જોઇએ કે જેમાથી જમીનની સપાટીથી ૧૦ થી ૧૫ ફીટ સુધી કુવામાં પાણી પસાર થાય નહિ

(૫) કુવામાથી પાણી કાઢવાનો પંપ હોવો જોઇએ અથવા તો તેમાંથી પાણી લેવા માટે એક ખાસ બાલદી અને દોરડું રાખવું જોઇએ; બીજી કોઈ બાલદી અથવા દોરડુ કુવામાં નાંખવું નહીં જોઇએ.

(૬) કુવાની ફરતુ ૧૦ થી ૧૫ ફીટ સુધી પથ્થરનું ચણતર બાંધવું જોઇએ, અને તેનો ઢાળાવ એવી રીતે રાખવો કે જે પાણી ઢોળાય તે કુવાની બહાર પડે.

(૭) આ ચણતરની ઢાળને છેડેથી પાણી દુર લઇ જવા માટે એક નીક બાંધવી, આ નીક પણ પથ્થર કે કોઇ નક્કર પદાર્થની બાંધવી.

(૮) કુવા નજીક લોકોને કપડાં ધોવા દેવા જોઇએ નહીં

(૯) કોઇપણ ગટર, સંડાસ, અથવા મળમુત્રની જગ્યાએથી કુવો ઘણો દુર હોવો જોઇએ, અને કોઈપણ ઘરથી ઓછામાં ઓછા ૨૫૦ ફીટ દુર હોવો જોઇએ.

જો ખેતરમાં ખાતર નાંખ્યુ હોય તો, ખેડાણવાળાં ખેતરમાં કુવો ગાળવો સલામતી ભર્યો નથી એ યાદ રાખવું.

કુવાને માટે પંપ રાખી તેને મજબુત ઢાંકણથી બંધ કરવાનો પ્લાન ઘણો સરસ છે. એમ કરવાથી કુવામાં ધુળ જઇ શકશે નહિ જો કુવામાં દોરડું અથવા બાલદી નાંખવામાં આવે, તો તેનાપર ધુળ અથવા કચરો ચોંટેલો હોવાની હમેશાં ધાસ્તી રહે છે. વળી, જો કુવો ઉઘાડો હોય તો નાના છોકરાએ અથવા મૂર્ખ-લોકો તેમાં કચરો નાખે એવી ધાસ્તી રહે છે. વળી જો કુવો ઉઘાડો રાખ્યો હોય તો તેમાં મચ્છરો પેદા થશે, અને મચ્છરોથી ઘણી વેળા તાવની બિમારી ફેલાય છે. લોકો અગાઉ એમ ધારતાં કે, જો કુવો બંધ રાખવામાં આવે તો તેનું પાણી ખરાબ થશે આ એક ભુલ છે, અને ઘણી જગ્યાએ કુવાએો બંધ કરેલા છે અને તેનું પાણી સારૂં છે.

## પાણી સ્વચ્છ રાખવાને બધાંએ સાથે મળીને કામ લેવું જોઇએ.

આ ઉપરથી જણાશે કે કુવો ખુલ્લો રાખ્યો હોય તો એકજ ગામડીઓ પણ પોતાની બેદરકારી અને ગંદી ટેવથી કુવાનું પાણી બગાડે તેવો સંભવ છે. ગામના બધાં લોકોએ સાથે મળીને કામ લેવું જોઇએ અને કુવાનું પાણી સ્વચ્છ રાખવું જોઇએ.

મહેરબાની કરીને યાદ રાખો કે હિંદુ ધર્મોપદેશકોએ પાણી ખરાબ નહીં કરવાની આજ્ઞા કરેલી છે પાણીમાં અને નદી કાંઠે હાજત નહિ જવાની મનુએ આજ્ઞા કરેલી છે મનુ મહારાજનો એવો આદેશ છે, કે મુત્ર, થુંક અથવા તો મળમુત્રવાળાં અથવા લોહીના અથવા કોઇ ઝેરના ડાઘવાળાં કપડાં પાણીમાં નાંખવા નહિ. વાલ્મીકિ રૂષિ જણાવે છે કે પીવાનુ પાણી ખરાબ કરવાના પાપથી કોઇ મોટું પાપ નથી, વિષ્ણુ ભગવાને ફરમાવ્યું છે કે, પાણી ખરાબ કરનારને ૧૦૦ પણું ( સોનાનો સિક્કો ) ના દંડની સજા કરવી જોઇએ, અને ગુન્હેગાર પાસેજ પાણીમાંનો કચરો સાફ કરાવવો જોઇએ

## કુવાનું પાણી કેવી રીતે સ્વચ્છ કરવું ?

જો એક ગામમાં કોલેરા ફેલાયો હોય તો તેના કુવાના પાણીને 'પોટેશ્યમ પરમેંગનેટ' થી સ્વચ્છ કરવું લાભકારક છે પાણી આછા ગુલાબી રંગનુ બને તેટલુ 'પોટેશ્યમ પરમેંગનેટ' આપણે કુવામા નાંખવુ જોઇએ, અને ૨૪ કલાક સુધી પાણી એવા રંગનું રહે છે કે કેમ, તે આપણે તપાસવું જોઇએ ૨૪ કલાકથી ઓછા વખતમાં જો પાણીનો ગુલાબી રંગ નાબુદ થાય તો તે પાણી હજીપણ અસ્વચ્છ છે તેના પુરાવા સમાન છે, અને પાણી ૨૪ કલાક સુધી આછા ગુલાબી રંગનું રહે તેટલાં પ્રમાણમાં પાછુ 'પરમેગનેટ' નાંખવું. ગુલાબી રંગ નાબુદ થઇ જતાં સુધી પાણી ન પીવુ સલાહકારક છે. ગુલાબી રંગના પાણીનો સ્વાદ ખરાબ હોય છે અથવા તો તે ઝેરી હોય છે એમ સમજવાનું નથી, પરંતુ

કોલેરાના જંતુઓનો, પાણી ૨૪ કલાક સુધી ગુલાબી રંગનુ રહે નહિ ત્યાં સુધી સંપુર્ણ નાશ થતો નથી.

પાણીને ગરમ કરો.

સૌથી સલામતી ભર્યો રસ્તો એ છે કે તમે જે પાણી પીઓ તે હમેશાં ઉકાળીને પીઓ જો તમે થોડી મીનીટ સુધી પાણી ઉકાળશો તો તમે પાણી-માંના સઘળા રોગ પેદા કરનારા જંતુઓ અને તેનાં ઇંડાનો નાશ કરશો. ઉકાળેલા પાણીને સ્વચ્છ માટીના વાસણમાં ઠંડુ પડવા દેશો, તો તે પાણું સ્વાદમાં મીઠું લાગશે.

આપણે આપણાં ઘરમાં જે વાસણોમાં પાણી ભરીએ તેને સંભાળથી સાફ કરવાં જોઇએ તે ઉપરાંત તેના ઉપર બંધ બેસતાં ઢાંકણાં હોવા જોઇએ. નહિ તો ધુળ અને ધાસ્તી ભર્યાં જંતુઓ પાણીમાં દાખલ થવાનો સંભવ છે આ વાસણો સાફ કરવામાં એ બીના ધ્યાનમાં રાખવાની છે કે સુર્યનાં કિરણોથી એક કે બે કલાકમાં વાસણમાંના બધા ધાસ્તી ભર્યાં જંતુઓનો નાશ થાય છે. આ બાબતની લોકોને ખાત્રી કરવી મુશ્કેલ છે; પરંતુ સુર્યનાં કિરણો સૌથી અસરકારક જંતુનાશક દવા છે. એ બીના યાદ રાખવી જોઇએ. જો સુર્યનાં કિરણોને લીધે પાણી સાફ થતું ન હોય તો તળાવોનું પાણી હાલ છે તેના કરતાં ઘણુ વધારે નુકશાનકારક થઇ પડે, આથી જ્યારે જ્યારે તમારાં વાસણો ખાલી હોય, ત્યારે એ વાસણોને સુર્યના તડકામાં મુકો.

---*---

# ગામના લોકો માટે કોલેરાને લગતું સુચનાપત્રક.

અ.—સમજુતી—

૧ કોલેરાનું ઝેર તે એક ઘણોજ નાનો જતુ છે. તે જંતુઓ એટલા બધા તો બારીક હોય છે કે એક રૂપાની બેઆની ઉપર લાખો રહી શકે છે.

૨ જે સખસને કોલેરા લાગુ પડયો હોય તેના શરીરમાં આ જંતુઓ વધતા જાય છે, અને ઉલટી તથા ઝાડા વાટે શરીરમાંથી બહાર પડે છે, તેથી કરીને ઉલટી તથા ઝાડામાં કોલેરાનુ ઝેર પુષ્કળ હોય છે. ઉલટી તથા ઝાડાથી કરીને એક માણસથી બીજા માણસને ચેપ લાગુ પડે છે.

૩ જો કોઇ માણસના પેટમાં ખોરાક અથવા પીવાની ચીજથી કોલેરાના જંતુ દાખલ થાય તોજ તેને કોલેરા લાગુ પડે છે.

૪ ખોરાક તથા દુધપર માખી બેસવાથી તે દુષિત થાય છે, અથવા તો જેઓ તે તૈયાર કરે છે અથવા બીજી રીતે તેને હાથ લગાડે છે તેમના ગંદા હાથથી દુષિત થાય છે.

નદી અથવા તળાવનું પાણી તેમાં મેલાં કપડાં ધોવાથી ઘણુંખરૂં ચેપી થાય છે. અથવા જેઓના હાથ અથવા પગ ગંદા હોય તેઓ તેમાં તે ધુવે તો તેથી અથવા ઢોર સાથે માણસો તેમાં દાખલ થાય તો તેથી ચેપી થાય છે.

કુવાનું પાણી ઘણુંખરૂં ગંદાં વાસણ તેમા બોળવાથી અથવા તો કપડાં ધોયેલું મેલું પાણી પાછું કુવામા જાય એવી રીતે તેની બાજુમાં કપડાં ધોવાથી ચેપી થાય છે.

૫ કોલેરાના જંતુઓ ઘણાજ બારીક હોય છે અને તાપથી અથવા પરમેન્ગનેટ ઓફ પોટાસ અથવા ક્લોરોજનના જેવા કેટલાક જંતુનાશક પદાર્થોથી તેનો નાશ થાય છે, તેથી કરીને કોલેરા ચાલતો હોય તે દરમિયાન જે લોકો ફક્ત ઉકાળેલુંજ દુધ અથવા પાણી પીએ તથા ફક્ત તાજો રાધેલો ખોરાક ઉનો ઉનોજ ખાય તેમને કોલેરા લાગુ પડશે નહિ. જો ખોરાક ટાઢો થઈ જાય પછી ખાવામાં આવે તો, તેપર માખી બેસવાથી તે પાછો દુષિત થવાનો સંભવ છે. ઉલટી તથા ઝાડાપર માખીઓ બેસે છે અને તેવી રીતે ખોરાકપર બેસીને તેમાં પરબારી ગલીચી દાખલ કરે છે.

૬ હોજરી તંદુરસ્ત હોય ત્યારે તેની અંદરનો પાચન કરનારો રસ સ્હેજ સાજ ખાટો હોય છે અને કોલેરાના જંતુનો તે નાશ કરે છે, પણ હદ ઉપરાંત ફળો ખાવામાં આવે, અથવા પાકયા વગરનાં અથવા ઉતરી ગયેલા ફળો ખાવાથી કોલેરાના જંતુનો નાશ કરવાની આ કુદરતી શકિતનો નાશ થાય છે, તેથી કરીને કોલેરાનો રોગ ફાટી નિકળ્યો હોય ત્યારે કોઇપણ જાતનાં ફળ ખાવાં નહિ તેમ શરબતો પીવાં નહિ

બ.—તમારૂં પોતાનું કોલેરાથી શી રીતે રક્ષણ કરવું ?—

૧ ઉકાળ્યા વગરનું જરાપણ પાણી કદી પીવુ નહિ

૨ દરરોજ ઉકાળેલા પાણીથી ખંખાળીને સાફ કરી નાખેલા વાસણોમાં ઉકાળેલુ પાણી ભરી રાખવું. વાસણો કાળજીપૂર્વક ઢાંકેલા રાખવાં.

૩ પાણી ભરી રાખવાના વાસણમાં કોઇને વાડકા કે પ્યાલા બોળવા દેવા નહિ. જો પાણી પીવા માટે પ્યાલા વાપરવામાં આવતા હોય તો, તેની અંદર પાણી ભરેલા વાસણમાંથી પાણી રેડીને લેવું.

૪ ઉકાળ્યા વગરનું દુધ કદી પીવું નહિ.

૫ કોલેરાનું ઝેર નાબુદ કરવાની તમારી શકિત ફળ ખાઇને અથવા શરબતો પીને ઘટવા દેવી નહિ.

૬ ફકત તાજો રાંધેલો ખોરાક ઉન્હો ઉન્હોજ ખાવો. માખીથી ચેપી થઈ હોય એવી બજારની મીઠાઇ, તથા સુકો મેવો ખાવો નહિ દુકાનમાં વેચવા ચારૂ મુકેલી મીઠાઇઓ તથા ખાવાની બીજી ચીજો ઉપર કેટલી બધી માખી બેસે છે તે તો સઘળાએ જોયું હશે.

૭ કાચી શાક તરકારી ખાવી નહિ.

૮ ખાવા બેસતાં પહેલાં હાથ સારી રીતે ધોઇ નાંખવા.

૯ જે ઘરમાં કોઇ માણુસને કોલેરા લાગુ પડયો હોય તે ઘરમાં જવું નહિ.

૧૦ જે ઘરમાં કોઈ માણસને કોલેરા થયો હોય તે ઘરના કોઇ માણુસને ગામના પીવાના પાણીની જગ્યાની નજદીક તમે જુઓ તો પટેલને તરત ખબર કરવી.

ક.—ગામમાં કોઇને કોલેરા અથવા ફકત ઝાડે ફરવું થતું તમે સાંભળો તો તે બાબતની એકદમ પટેલને ખબર કરવી.

ડ.—તમારા ઘરના કોઈ માણુસને કોલેરા લાગુ પડે ત્યારે શું કરવુ ?—

૧ એકદમ પટેલને તે બાબતની ખબર કરવી.

૨ કોલેરાની દવાની શીશી એકદમ પટેલ પાસે માગી લેવી, અને જે માણુસને કોલેરા થયો હોય તેને એકદમ ગોળીઓ આપવાનુ શરૂ કરવું

ફકત ઝાડે ફરવુ લાગ્યુ છે એવુ તમે ધારો તો પણ એવીજ રીતે દવા આપવી ફકત સાદા ઝાડા થતા હોય તો ગોળીઓથી ફાયદો થશે. જો દરદી ઇસ્પીતાલમા જઇ શકે તેમ નહિ હોય અથવા વારવાર ડોકટરની સલાહ લઇ શકે તેમ નહિ હોય તો આ ગોળીઓ સોથી સારામાં સારી દવા છે.

૩ માદા માણુસની સારવાર માટે ખરેખર જેઓનો જરૂર હોય તે શિવાય નાં ઘરનાં બધા માણુસોને ઓરડામાં અથવા ઘરની બહાર રાખવા.

૪ માંદા માણુસની માવજત કરનાર દરેક માણુસ માંદા માણુસને અથવા તેણે બગાડેલો કોઇ પણ ચીજને જેટલીવાર અડકે તે દરેક વખતે સાબુ અને ઉના પાણીથી તેણે પોતાના હાથ ઘસીને ધોઇ નાંખવાની ઘણી સંભાળ રાખવી.

ઈ.—કોલેરા થયો હોય તે શખસની શી રીતે માવજત કરવી તે.—

કોલેરાની દવાની દરેક શીશીમાં ૨૪ ગોળીઓ હોય છે અને તે ગોળીઓ કોલેરાના ઉપચારનો સારો અનુભવ ધરાવનારા ડાકટરે લખી આપ્યા પ્રમાણે તૈયાર કરેલી હોય છે.

દરદી લઇ શકે ત્યાં સુધી એકએક ગોળી દર પા પા કલાકે આપવી કોલેરા લાગુ પડયા પછી ગમે ત્યારે ગોળી આપવાથી કાંઇ નુકશાન થતુ નથી જો પેટ માં તે ટકી જાય તો ઘણો ફાયદો થશે. કોલેરાની શરૂઆત હોય ત્યારે તે ઘણી કીંમતી છે, માટે ઝાડા શરૂ થાય કે તરત તે બાબતની ખબર કરવાની લોકોને સુચના આપવી.

૨ ખોરાક હલકો આપવો. દુધ ને પાણી ઉકાળીને આપવાં અથવા ચોખા જુવાર કે બાજરીની કાંજી કરીને આપવી. પાણી અથવા કાંજી પણ થોડાં થોડાં આપવાં. દર વખતે એકેક બબે ઘુંટડા આપવા અને તે વારંવાર આપવા એટલે કે દર અર્ધા કલાકે આપ્યા કરવા.

દરદી સારો થયલો જણાય ત્યાર પછી થોડાક દહાડા સુધી હલકો ખોરાક જારી રાખવો. વગર વિચારે અથવા ઘણા જલદીથી રોજનો ખોરાક ખાવા માંડવાથી કોલેરા ઘણુંખરૂ પાછો થાય છે અને મરણ નીપજે છે

૩ શું શું પીવું તે. ઘણુંખરૂ કોલેરામાં ઘણી તરસ લાગે છે તે મટાડવા સારૂ ઉકાળેલુ પાણી ઠંડુ કર્યા પછી અથવા ઠંડુ બાર્લીનુ પાણી, અથવા ઠંડુ આરારૂટનું પાણી અથવા એરેટેડ વૉટર ( સોડા વાટર વગેરે ) થોડુ થોડું આપવુ.

જો આઇસ ( બરફ ) મળી શકે એમ હોય તો દરદીને નાના નાના કટકા ચુસવાને આપવા. દરદીને એકીવખતે વધારે પાણી વિગેરે પીવા દેવું નહિ એક સામટું પાણી પીવાથી ઉલટી થાય છે અને તરસ વધારે લાગે છે થોડું થોડું પાણી વારંવાર પીવાથી તરસ મટશે, પણ એકીવખતે ઘણું પીવાથી તે મટશે નહિ.

૪ દરદ. ગરમ સેક કરીને તથા ધીમે ધીમે ચપી કરીને પીડાકારક તાણ આવતી બંધ કરવાની તજવીજ કરવી

૫ જો કોઇ ઇસ્પીતાલ નજદીકમાં હોય તો દરદીને ત્યાં એકદમ લઇ જવાની ગોઠવણ કરવી.

( True translation )

M. K. SHAIKH,



Oriental Translator to Government.

---*---

# ચારો અને તેનો સંગ્રહ.

—*************—

## બીગાડ વિરૂદ્ધ સાવચેતીના ઉપાયો.

( લખનાર—ખાનબહાદુર જેકોબ બી. ઇસ્રેઈલ—નાંદગા, મુંબઈ. )

( ગતાંકથી ચાલુ. )

ચારાનો સંગ્રહ વધારવા માટે ચાલુ ઘાસમાં તેમજ ઢોરને ચરાવવાની રીતમાં સુધારો કરવાની જરૂર છે.

બરાબર રીતે ઘાસ ઉગવામાં જો કોઇ પણ રીત અડચણકર્તા હોય તો તે હાલની ઘાસ બરાબર ઉગ્યા પહેલાં તેનાપર ઢોરને ગમે તેમ ચરાવવાનો પ્રચલિત રૂઢી છે. જેવી ઘાસ ઉગે છે કે તેનીપર ઢોરને ચરવા માટે સ્વછંદી રીતે છોડી દેવામાં આવે છે, અને તેના પરીણામમાં કુમળા છોડ ચગદાઇ જાય છે અને ગમે તેવી ઘાસ હોય અને તે ગમે ત્યાં ઉગેલી હોય છતાં તેનો ઉછેર ઘણોજ સખ્ત રીતે નોખમાય છે આવી રીતથી જે ઘાસ ઘણા લાંબા વખત સુધી ઢોરને નીભાવવામાં ઉપયોગી થઇ પડે એવું હોય છે, તેમાની લગભગ અડધી ઘાસ નકામી જાય છે.

ઉપલો બગાડ અટકાવવા માટે ચોમાસાની શરૂઆતના લગભગ દોઢ બે મહિના સુધી ઢોરને ઘર આગળ ગમાણમાં ચારો આપવો અને તેથી કરીને ઘાસ પુરતી રીતે મ્હોટી થઇ શકશે અને ઢોરને હાલ ચરવાનુ મળે છે તેથી વધુ લાંબા વખત સુધી ચરવાનુ મળશે બધા ખેડુતો આ સમજેછે ખરા; પરંતુ તેઓની પાસે સુકો ચારો પુરતા જથામાં સંઘરેલો નહિ હોવાથી તેઓ જેવા વરસાદના થોડાં ઝાપટાં પડે છે અને ઢોરને ચરાવવાની તક મળે છે કે તરતજ પોતાનાં ઢોરોને છુટાં મુકી દે છે જેમ આગળ જણાવવામાં આવ્યું છે તેમ જો કરકસર કરી ચારો સંઘરી રાખવામાં આવશે તો ઉપર મુજબ ગમાણમાં ચારો ખવડાવવા માટે તે ફાજલ પડતાં આ બલા આપોઆપ અદ્રષ્ય થઈ જશે.

હવે તદ્દન બીનઉપયોગીને બદલે પુષ્ટિકારક ઘાસ ઉગાડી લીલી ઘાસનો જથ્થો વધારવાના સવાલ બાબત વિવેચન કરીએ. આ બાબત ઘણી ખંત અને સંભાળની છે અને એને માટે દરેક ખેડુતે પોતાની શકિત અનુસાર તેમજ પોતાને જે પ્રમાણે નવરાશનો વખત મળે તેમ મહેનત કરવાની છે. એકરો બંધ જમીન નકામી પડી છે, કે જ્યાં સુખલું ઘાસ તથા બીજુ નકામું નીંદણ

ઉગે છે, આવી જમીનને "માળ" ની જમીન કહે છે. દરેક ખેડુતનો ઉદ્દેશ આવી નકામી ઘાસની જગ્યોએ પુષ્ટિકારક સારૂં ઘાસ ઉગે તે જોવાનો હોવો જોઇએ. આવી જગ્યોમાં બીજી જગ્યો કરતાં નરમ અને સહેલાઇથી ઉપરડે એવી જમીન હોય છે, આવી જગ્યોમાંથી સુખણું ઘાસ તથા બીજી નકામી ઘાસનાં મુળ કાઢી નાખી તેને બદલે મારવેલ અને કુંડા તથા બીજી ઉપયોગી ઘાસના બી કે જે શિયાળામાં મળી શકે છે તે વાવવાં. સખત જમીનમાં હરીયાળી જેવી ઘાસ કે જે ચોમાસાની શરૂઆતમાં વાવવાથી ગમે તે જગ્યોએ ઉગી શકે છે તે વાવવી.

આવી જમીનોમાં હરીયાળી વિગેરે ઘાસ વાવવાથી તેનાથી જમીન ધીમે ધીમે સુધરી જઇને એક સારૂં ચરણ થાય છે. એ ઘાસ ઘણી ખડતલ હોય છે અને એક વખત જો ઉગવા માંડે છે તો બધી ઘાસોને પછાડી નાંખી દે છે. બરાબર સારી રીતે ઉગવા દેવાથી ઢોરને ઘણા લાંબા વખત ચાલે એવો ચારો પુરો પાડે છે. ગયા જુલાઇ માસમાં ચારાની અછતને લીધે એક આખલાને આખા વખત દરમ્યાન લીલી હરીયાળી ઘાસ નાંખવામા આવેલી અને તેથી કરી તેની તંદુરસ્તી ઘણી સારી રહેલી મેં નજરે જોઇ છે. હરીયાળીના છોડ એવા મજબુત રહે છે કે જો તેને મુળમાંથી કાઢી નાખવામાં આવ્યાં હોય તો પણ થોડા વરસાદનાં ઝાપટાં પડે કે તરત તે બેવડા જોરથી ઉગી નીકળે છે. આ ઘાસને સખત અને પથરાવાળી જમીનોમા વાવવાથી તેને ધીમે ધીમે વખત જતાં નરમ બનાવે છે અને ખેડાણ કરવા લાયક પણ તે જમીન બને છે આ ઘાસ થોડા વરસાદમાં તેમજ દુકાળમાં પણ ટકી શકે છે.

દક્ષિણ હિન્દુસ્થાનમાં આવેલા ઔંધ રાજ્યના ચેતપદી મહાલમાં મ્હે કેટલાંક ઢોરોને જ્યાં સુખણું ઘાસ તથા બીજાં નીંદામણ ઉગે એવી જમીનોમાં ઉનાળામાં ચરતા જોયા હતાં. ઢોર જ્યારે રાત્રે પાછાં ફરતાં હતાં ત્યારે જણાતું હતું. તેઓ તેમને આ પ્રમાણે મળતા ચારાથી સંતોષ પામતાં હતાં આ બાબત તપાસ કરતાં મ્હને માલુમ પડયુ હતું કે સુખણા ઘાસની જોડે માતકીના દાણા જેવા દાણાવાળા વેલા ઉગતા જણાયા હતા. આ વેલાના દાણા ચાખી જોતાં તે મીઠા અને સ્વાદિષ્ટ લાગ્યા હતા. ઢોર આ ખાતા હતાં અને મ્હને કહેવામાં આવ્યુ હતુ કે આ વેલા વરસાદની તંગીના વખતમાં પણ જીવી શકે છે અને વરસો સુધી રહી શકે છે. આ વેલાનાં બી મ્હેં થોડાં ભેગાં કરેલા અને તેને ઔંધની માળ તેમજ ગોરાડુ જમીનમાં વાવેલાં. મ્હારો અખતરો ફત્તેહમંદ થયો હતો અને વેલા સારા ઉગેલા. આવા કેટલાક છોડ હશે અને તે બાબતની તપાસ કરી આવી જમીનોમાં વાવવામાં આવે તો તેમની ચરણ તરીકેની શક્તિ ઘણી વધે.

ખેતરોના શેઢાપર તેમજ નદી કિનારાપર કે જ્યાં ઘણી સારી ઘાસ ઉગાડી શકાય એમ હોય છે, ત્યાં નકામી ઘાસ ઉગવા દઇને સારી ઘાસના ઉછેરમાં અટકાવ નાંખવામાં આવે છે. નીંદામણ ઘણીજ સંભાળપૂર્વક કાઢી નાંખવું જોઇએ અને પુષ્ટિકારક ઘાસને બરાબર ઉગવા દેવું જોઇએ આ પ્રમાણે કરવાથી પણ ઘાસના જથ્થામાં વધારો થશે.

સરકારે રાખી મુકેલી ચરણની જમીનો કે જે રઇયતને વરસ દહાડા માટે યા તો જરૂરીઆતના પ્રસંગે વાપરવા માટે આપવામાં આવે છે, તેમા પણ આ પ્રમાણેનો ફેરફાર કરવો જોઇએ

બાગાયત જમીનોમાં લુસર્ન, મકાઇ અને ઉનાળુ જુવાર વિગેરે લીલો ચારો બને તેટલો ઉગાડવામાં આવે છે; પરંતુ એ બાબતમાં ફકત કરવા જેવું છે તે એ છે કે તે ચારો લાંબા વખત સુધી ઉપયોગમાં આવે તેટલા માટે તેનો ઉપયોગ ઘણી કરકસરથી કરવાનો છે. આવી જમીનોમાં આવેલી પાણીની નીકનો પુષ્ટિકારક ચારો ઉગાડી બરાબર ઉપયોગ કરવો ઘટે છે આવી સ્થાઇ પાણીની નેળોના બન્ને કિનારે ગીની ઘાસ ઉગાડી શકાય છે અને તે આખા વરસં દરમ્યાન ખેતીના તેમજ દુધાળાં ઢોરને લીલો ચારો પુરો પાડે છે.

ગીની ઘાસ ઉગાડવા તરફ પુરતું લક્ષ અપાતું નથી છાંયાવાળી જગ્યા કે જ્યાં ઘણો વરસાદ પડતો હોય તેમાં તે બહુજ. ઉગે છે એને આવી જમીનોમાં નીકના પાણીની જરૂર પડતી નથી અને ઉનાળા દરમ્યાન ચીવટપણે જીવતી રહે છે' વાંદરામાં મ્હારા કમ્પાઉન્ડમાં તેમજ મ્હારા એક મીત્રની જમીનમાં કે જ્યાં મોટું આંબાવાડીઉં છે, ત્યાં આ બાબત મે અખતરો કરેલો આ અખતરો ઘણો ફતેહમંદ નિવડયો છે અને તે બાબત જોઇને કોઇને ખાત્રી કરવી હોય તો તેને "બાન્દ્રા હીલ" આગળ આવેલી મી. જે. બી મુનસફની માલકોની મી. આશાવેદ વાળી માલકત આવી જોઇ જવા વિનંતી છે.

સાલસેટ અને બીજા કિનારે આવેલા જીલ્લાઓમાં ઝાડની ઘટાથી છવાઇ ગયેલી ઘણી જમીનો. આવેલી છે અને ત્યા હાલમાં નજીવો જેવો ચારો મળે છે. એ જગ્યોમાં ગીની ઘાસ ઉગાડવામાં આવ્યું હોય તો કેટલો કીમતી ચારો મળી શકે એમ છે સે વિચારવાનું છે. ઉપર જે રીત મ્હે બતાવી છે તે ધીમે ધીમે ઉપયોગી થઇ પડે એમ છે, છતાં પણ તેની શરૂઆત કરવામાં કાઇ વાંધો નથી. એક વખત ફાયદો માલુમ પડે તો પછીથી પ્રગતી સંગીન અને ઝડપી થશે.

ચારો તથા ચારાના પાકનો વધારો કરવામાં ઘણીજ અગત્યની બીના નહેરના તથા કુવાના પાણીની મ્હોટા પાયાપર ધીમે ધીમે અને મક્કમપણે સગવડ કરવાની છે અને આ બાબતપર હું હવે વધુમાં વિવેચન કરીશ.

## નહેર તથા કુવાના પાણી બાબત. ( Irrigation ).

નહેર તથા કુવાના પાણી બાબતનો સવાલ એટલો વિશાળ છે, કે તેનું આ ટુંકા લેખમાં વિવેચન કરવું શકય નથી; પરતુ હું તે વિષે કેટલીએક ઉપયોગી થઈ પડે એવી સુચના કરૂં છું.

નહેર તથા કુવાના પાણી બાબત વિશાળ ક્ષેત્ર પડેલું છે, તે અત્રે જણાવવા ની જરૂર નથી અસખ્ય કુવાઓ બાંધી શકાય એમ છે, તેમજ એવા ઘણા ઝરાઓ તથા નાની નદીઓ પડેલી છે કે જેને બાળીને તેનું પાણી ખેતીવાડીના ઉપયોગમાં લેવાય હિન્દુસ્થાનની મ્હોટી નદીઓમા પણ અમુક જગ્યોએ મ્હોટા જથ્થામાં પાણી ભરાઇ રહેલાં હોય છે કે જેને પમ્પવડે ઉચે ચઢાવીને ખેતીના કામમા લેવાય દરેક વરસે પાણીનાં બાંધકામ કરવામાં આવે તો હિન્દુસ્થાનમાં એવો વખત આવે કે દેશ અનાજ તથા ચારાની તંગીની ધાસ્તીથી દુકાળ તેમજ અનાવૃષ્ટિના વખતમાં મુકત થાય. સવાલ એ છે કે આવી સ્થીતિ શી રીતે ઉપસ્થીત થાય. દુકાળના વખતમાં અમુક જગ્યોએ જ્યાં પાણી હોય ત્યાં ઉતાવળમાં બાંધકામ કરવું ઘણું ખર્ચાળ તેમજ બીનઉપયોગી નીવડેલું છે. હવે તો પદ્ધતિસરની રચના કરવી જોઇએ કે જેનો ઉદ્દેશ આવા પાણીના બાંધકામ વધારવા માટેના ચાલુ અને સતત પ્રયત્ન કરવાનો હોય.

સરકાર તરફથી મ્હોટાં પાણીના બાંધકામો કરવામાં આવે છે અને તે વધારવાને પોતાથી બનતું કરે છે, પરતુ તેના આ પ્રયત્નો સમુદ્રમા ટીપા સમાન છે; કારણ કે કોઇ પણ સરકાર માટે દાખલો બેસાડવા પુરતુ કર્યા ઉપરાત વધુ કરવું અશકય છે. આ બાબતમા લોકોએ ભગીરથ પ્રયત્નો કરવા જોઇએ અને તેનાથીજ ધારેલું પરીણામ મેળવી શકાશે. દરેક ખેડુતે જેને ત્યાં કુવો ના હોય તેણે પોતાનો કુવો બનાવવો જોઈએ. આ કરવા માટે પોતે પુરતા પૈસા બચાવવા જોઈએ અથવા સરકારની તગાવીની યા તો કો–ઓપરેટીવ સોસાયટીની મદદ લેવી જોઇએ " કુવો બનાવવો " એ દરેક ખેડુતનો મુદ્રાલેખ હોવો જોઇએ અને તેમ કર્યાથી તે ભવિષ્યની ઓલાદને હમેશને માટે ઉપકૃત કરશે. પાણીના બાંધકામ માટે સૌથી મ્હોટાં પરીણામ તો જાહેર પ્રજાની મુડીને ખેતી માટેના પાણીનાં બાંધકામ કરનારી મડળીઓ સ્થાપવા માટે રોકવાથી થઇ શકશે. આવી મડળીઓ લોકોને કુવાઓ બંધાવી આપે અને પોતે રોકેલી મુડી અને વ્યાજને કુવાઓ ભાડે આપીને યા તો વેચીને વસુલ કરે. નાની નદીઓ તથા પાણીના ઝરાઓ કે જ્યાં બારે માસ પાણી રહેતું હોય તેની આરપાર બંધ બાંધી પાણી ખાળવાનું કામ પણ આવી કંપનીઓ કરી શકે. મ્હોટી નદીઓમાં કે જ્યાં પુષ્કળ પાણી મળી શકે એમ હોય તેમાં પમ્પ પણ તે ચલાવી શકે. અમુક વેરો લઇને ખેડુતને પાણી આવી રીતે પુરૂં પાડવું.

અને સરકારે આવી કંપનીઓને ખેડુતને પાણી આપવા માટે અમુક કર લઇને આવા પાણીનો ઉપયોગ કરવા દેવો જોઇએ.

આ રીત જો બરાબર વ્યવસ્થાપૂર્વક ચલાવવામાં આવે તો જોઇતુ બરોળ સહેલાઇથી મળી શકશે. આવી બાબતમાં નફો ચોક્કસજ થવાનો સંભવ છે અને ખેતી માટેનાં પાણીનાં બાંધકામો ઘણાં જલદીથી તૈયાર થઇ શકશે. આ પ્રમાણે કરવાથી દેશમાં ચારાનો દુકાળ લાગશે નહિ.

ચારો ઉગાડીને કેવી રીતે ભરી રાખવો તે આગળ જણાવ્યું છે. ઘાસ બહુ જુની રહેવા દેવી નહિ, પણ બને તેટલી તાજી ઘાસ હંમેશ સંઘરેલા જથ્થામાં જુની ઘાસને બદલે ઉમેરતાં રહેવી. જથ્થામાં બે વરસ ચાલે તેથી ઓછી ઘાસ રાખવી નહિ.

હવે ઉપર જે વિગતો જણાવી છે તેને વ્યવહારમાં મુકવા માટે કઇ શક્તિ વધારે અનુકુળ થઇ પડશે, તે તપાસીએ. જ્યારે ચારાનો સામાન્ય દુકાળ પડે છે ત્યારે તે સ્થીતિને પુરતી રીતે પહોંચી વળવું, તે એકલા સરકાર માટે અશકય છે સૌથી વધુ ઉપયોગી અને અગત્યની શકિત તે ખેડુત પોતે છે. એની બરાબરી કોઇ બીજુ કરી શકે એમ નથી અને એ જ્યારે પ્રયત્નો કરે ત્યારે એને બહારની કોઇ પણ મદદની જરૂર પડે એમ નથી. બીજી શકિત ચારાનો સંગ્રહ કરવા માટે સ્થાપેલી સહાયકારી મંડળીઓ છે ખેડુતને જે ચારો પોતાની જરૂરીઆતો માટે વેચવાની ફરજ પડે છે, તે ચારો આવી મંડળીઓએ ભરીને રાખી મુકવો જોઇએ. સહાયકારી મંડળીઓના ભંડારનો આધાર દરેક વ્યકિતના ભંડારપર રાખે છે અને જો તે પુરતા હોય છે તો મંડળીઓએ બીજુ વધુ કામ કરવુ પડતુ નથી અને બહારગામ નિકાશ કરવા માટે પણ પુરતો ચારો મળે છે.

હુ ધારૂં છું કે આ વિષયપર મ્હે પુરતું જણાવ્યુ છે અને સારાં પરિણામ તાકીદે આવે એવી હુ આશા રાખું છું. સને ૧૯૧૮–૧૯ ના વરસ દરમ્યાન આપણે જે ઢોરોનુ ભયંકર મરણ પ્રમાણ અનુભવ્યું, તેવો વખત ફરી આપણે જોઇએ નહિ. ઉપર મ્હે જે રીતો બતાવી છે તે સાદી અને સરળ છે. ખેડુતમાં ખંત અને શ્રદ્ધા આવવા દો અને મ્હને આશા છે કે કઇ નહિ તો આ બાબત કે જે હમેશ તેઓને તેઓની બાજુના એક કંટક સમાન નીવડી છે, તેમાં પોતાનીપર ભરોસો રાખતાં તેઓ જલદીથી શીખશે.

———*———

---

☞ મહેરબાન ભરૂચ જીલ્લાના કલેકટર સાહેબની પરવાનગીથી ઇચ્છાલાલ અમૃતલાલ મામલતદારનાએ શ્રી જ્ઞાનોદય પ્રીન્ટીંગ પ્રેસમા છાપ્યુ અને ભરૂચ હુન્નર ઉદ્યોગ અને ખેતીવાડી ખીલવનાર મડળના વાઇસ પ્રેસીડન્ટ મે૦ સરદાર રા. બા મોતીલાલ ચુનીલાલ દેશાઇએ છપાવી પ્રસિદ્ધ કર્યું.

# જાહેર ખબર.

——***O***——

ધી ગુજરાત ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ત્રિમાસીક પત્રમાં અત્યાર સુધી જાહેર ખબરો છાપવાનો રીવાજ હતો નહિ પણ પત્રના ગ્રાહકોની જાણને માટે ખેતીવાડી તેમજ હુન્નર ઉદ્યોગને લગતી જાહેર ખબરો પત્રમાં છાપવાનું ઉચીત લાગવાથી તે હવેથી નીચેના દર મુજબ લેવામા આવશે.

| જાહેર ખબરની જાત. | કેટલી લીટીઓ અથવા પાના | | |
|---|---|---|---|
| અનિત્ય | નમે એરકી લીટીઓ પણ આઠ લીટી કરતાં વધુ નહિ | હરેક લીટી છાપવાના બે આના પણ હરેક જાહેર ખબર દીઠ આઠ આનાથી કમતી નહિ | |
| | | ૨ અંક | ૪ અંક. |
| | | રૂ. આ. પા | રૂ. આ. પા. |
| જાથુકની | પા પેજના ... | ૫—૮—૦ | ૯—૦—૦ |
| જાહેર ખબરો. | અર્ધા પેજના... | ૮—૦—૦ | ૧૩—૮—૦ |
| | એક પેજના ... | ૧૧—૦—૦ | ૧૮—૦—૦ |

અ. ૧ પાછલા બહારના પુઠાપર છાપવાની જાહેર ખબરો પેટે ઉપરના દર કરતાં સેંકડે ૧૫) ટકા વધુ લેવામાં આવશે.

જાહેર ખબરો પેટે પૈસા અગાઉથી લેવામાં આવશે કોઇ પણ જાહેર ખબર ભરૂચના ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગના મંડળને માન્ય નહિ હશે તો પત્રમા દાખલ કરવામાં આવશે નહિ.

ઇશ્વરલાલ નરશીલાલ દેસાઇ.
ઓ. સેક્રેટરી.
ભરૂચ ખે. હુ. ઉ. મંડળ.

——*****——

નાના બનાવ્યા હોય તો શાક તૈયાર થયે તેમા એક પણ કકડો પડશે નહીં, પણ બધુ એક રસ થઇ ગયું હશે. વળી શાક વિગેરેને પેણીમાં કે તપેલીમાં મૂકયા પછી તે હલાવવામાં પણ ઘણીજ ચાલાકીની જરૂર છે રવૈયાં અથવા મસાલો ભરેલાં શાક વિગેરે કેટલાકને તબેથાથી હલાવવાથી ભાગી જાય છે. તો કડછી જેવા સાધનથી તો હલાવાયજ નહીં. પણ આવી વસ્તુ હલાવવા માટે વાસણ બે હાથે અથવા નાનું હોય તો એક સાંડસીથી ઉંચકી 'બઉછાળવું' પડે છે એટલે આખી તપેલી એવી રીતે ઉછાળવી કે અંદરનું શાક ઉપર નીચે ગુલાંટ ખાઇ પાછું તપેલીમાંજ બરાબર પડે અને વેરાય નહીં. આમ કરવું ઘણુંજ અઘરું છે. અને જોખમકારક છે. વખતે ભાય ઉપર બધું પડી જાય અથવા શરીર કે લુગડાં ઉપર પડવાથી દાઝી જવાય.

રાંધવાની વિદ્યામા ખાસ ધ્યાન એ રાખવાનું છે કે પોતાની જાતને તથા લુગડાંને બહુજ સાચવવાં જાતે દાઝવું નહીં કાઝી. જવાય તેમ બેદરકાર રહેવું નહીં. લુગડાં પહેરતાં યાદ રાખવું કે લફડ ફફડ થતાં ન હોય બૈરાંઓનાં લુગડાંના છેડા છુટા લટકતા રહેવા ન જોઇએ તે કેડ ઉપર સંભાળથી ખોસી દીધેલા જોઇએ અથવા સાડીના ઉપરના બન્ને છેડા એકમેક સાથે કેડ પાછળ ગાંઠ વાળી દેવા જોઇએ

રાંધવાની કળામાં છેવટે સૌથી જરૂરનું એ છે કે રાંધવાનાં વાસણ ચોખ્ખાં, માંજેલાં હોઇ કાટવાળાં અથવા ધૂળવાળાં હોવાં જોઇએ નહિ નહિ તો અનાજની ચોખવટ ગમે તેટલી હશે પણ અસ્વચ્છ વાસણમાં મૂકવાથી એવું એ જ થશે.

આ અને આવી ઘણી ઝીણી ઝીણી બાબતો રસોઈ કરવા વખતે ચાલાકીથી યાદ રાખી તે પ્રમાણે અનુસરવાથી રસોઇ સારી બનાવી શકાય છે.

( અપૂર્ણ )

સ્વીકારપત્ર—

( ૧ ) વીરાંગના અને વિધવા : અંક ૨૬, ૨૭, ૨૮, ૨૯; ( ૨ ) આયુર્વેદ રહસ્યાર્ક અંક ૮ અને ૯; ( ૩ ) યુવક : ઓકટોબર : તંત્રીઓ : શ્રી ચુનીલાલ પુ શાહ, વગેરે. ( ૪ ) સદા બહાર અંક ૧ લો : તંત્રી : સઇદ, પેરબાદ ( ૫ ) સત્યપ્રકાશ અને સ્વદેશ : અંક ૭ થી ૧૨; ( ૬ ) નાગર જગત : ઓકટોબર : તંત્રી . શ્રી જેઠાલાલ ના દવે. ( ૭ ) ખેતીવાડી વિજ્ઞાન : સપ્ટેમ્બર, ઓકટોબર : તંત્રી : શ્રી દુલેરાય છો અંજારિયા; ( ૮ ) હિન્દુ: અંક ૧૦, ૧૧; ( ૯ ) ક્ષત્રિયમિત્ર : આશ્વિન : તંત્રી : ધીરસિંહ વ્હેરાભાઇ ગોહિલ; ( ૧૦ ) જ્યોતિ : આશ્વિન : તંત્રીઓ : સુરેશ વકીલ, તનસુખ મરથર, ( ૧૧ ) કોકિલ અંક ૬. તંત્રી: મોહનલાલ ધામી; ( ૧૨ ) પ્રબોધ પત્રિકા : અંક ૨ થી ૫ ( ૧૩ ) શ્રી કપડવંજ દશા પોરવાડ યુવક મંડળ તરફથી કેલેન્ડર, ( ૧૪ ) ભાવનગર લોહાણા વિદ્યાર્થી ભવનનો ૧૯૮૬–૮૭નો રિપોર્ટ ( ૧૫ ) ગ્રામ જીવન સહકાર્ય અને ખેતી : ઓકટોબર, વડોદરા ( ૧૬ ) કલામંદિર અંક ૧ લો, તંત્રી : ભાનુપ્રસાદ વ્યાસ, ( ૧૭ ) સમાજ સ્વાસ્થ્ય : વર્ષ ૨જું, ૧ લો અંક: અધિપતિ : ર પિં. ક્વે, મુંબાઇ, ૪ ( ૧૮ ) સમાજસેવા : તંત્રી : ખેડૂત દામજી ભટ્ટ, હિંદુ સમાજ સેવામંદિર, પીઠડ, પો. સતીપુર




## [ એક કરૂણાજનક સામાજીક નવલિકા ]

લેખક શ્રી ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

વિમલપૂરમાં સૂર્યપ્રસાદનું કુટુંબ સારી નામનાવાળુ હતુ. તેની પત્ની શાન્તા અને પુત્રી લક્ષ્મી સહિત તે એક નાનકડા ઘરમાં રહેતો હતો. તેની સંપત્તિ, તેનો ભલો અને કામગરો સ્વભાવ, એજ હતી જે વડે વૈભવવિલાસ ભોગવી શકાય છે અને જે વડે દુનીઆમાં એક માણસ બીજા માણસ કરતાં સરસાઇ ભોગવે છે તે આર્થિક સંપત્તિ તેની પાસે ન હતી સૂર્યપ્રસાદનું વય આશરે ૫૦ વર્ષનું હતુ શાન્તાનું વય ૩૫ વર્ષનું હતું અને લક્ષ્મી ૧૬ વર્ષ થઇ હતી. ૫૦ વર્ષનું આયુષ્ય ગાળવા છતાં સૂર્યપ્રસાદ પૈસો એકઠો કરી શક્યો ન હતો માત્ર તેની પ્રતિષ્ઠા તેના સુંદર સ્વભાવને લીધે હતી રંક કે શ્રીમંત સૌ કોઇનાં કામ લગીરે આનાકાની વિના તે કરી છૂટતો.

ઘણેક વર્ષથી વિમલપૂર નજદીકના શ્રીનગરના જમીનદાર લક્ષ્મીપ્રસાદના પુત્ર સરસ્વતીચંદ્ર સાથે લક્ષ્મીનુ વાગ્દાન થયેલુ હતું. એક સારા ચોઘડીઆમાં લક્ષ્મીપ્રસાદે સૂર્યપ્રસાદના સ્વભાવથી પ્રસન્ન થઇ પોતાની મેળે જ આ વાગ્દાન નક્કી કર્યું હતુ; પરંતુ લગ્ન તત્કાળ કર્યાં નહતાં. લક્ષ્મી ૧૫ વર્ષની થઇ ત્યારે સૂર્યપ્રસાદે જમીનદારને વિનતિ કરી કે "હવે લગ્ન કરી નાંખો." જમીનદારે કહ્યુઃ "થાય છે, હજી તો મારો સરસ્વતી ભણે છે, ભણી રહેશે તે પછી લગ્ન કરીશુ."

સરસ્વતીચંદ્ર તે વખતે બી. એ. ની પરીક્ષામાં પસાર થઇ એલએલ. બી. નો અભ્યાસ કરતો હતો. અત્યારે તે સીનીયર એલએલ. બી ના વર્ગમાં હતો.

સૂર્યપ્રસાદને મંદવાડ આવ્યો. પોતાનો દેહ હવે રહેશે કે કેમ તેની તેને ચિંતા થઇ. 'દેહ પડતા પહેલાં પુત્રીને સાસરે ગયેલી જોઉં તો ભાગ્યશાળી' એમ ધારીને તેણે જમીનદારને એકવાર ફરીથી કહેવરાવ્યું કે "હવે તો લગ્ન કરી નાખો" તે આશ્ચર્યચકિત થાય એવો દુમાખી ભરેલો જવાબ આપ્યો કે "એમાં મારી મુનસફી પ્રમાણે જ તમારે વર્તવું જોઇશે. ઉતાવળ હોય તો બીજે ઠેકાણે તમારી છોકરીને પરણાવી દો."

કદીપે 'મરતાને મેર' નહીં કહેનારો સૂર્યપ્રસાદ શાન્ત રહ્યો જમીનદારનો ઉપર્યુક્ત

ઉત્તર આવ્યા પછી આઠેક દિવસના અરસામાં તેણે સાંભળ્યું કે જમીનદારના પુત્રને કોઈ બીજે સ્થળે પરણાવવાની તજવીજ ચાલે છે. લક્ષ્મીપ્રસાદના જેવાજ એક બીજા શ્રીમંતની પુત્રી સાથે તેનું લગ્ન થશે, એવી વાત બહાર આવી.

પાડોશીઓ માંહેની વાતચીતમાં શાન્તાએ પ્રશ્ન કર્યો· "શું આવું થઈ શકે ? વાગ્દાન શું લગ્ન બરાબર ન ગણાય ?"

પાડોશીઓએ જવાબ આપ્યો "શ્રીમંતો ચાહે તેમ કરી શકે છે પ્રત્યેક જ્ઞાતિમાં ચાલુ ચીલાથી જુદો અને ઢંગ વગરનો ચીલો પાડવામાં શ્રીમંતો જ પહેલ કરે છે"

શાન્તાએ પૂછ્યું "કોઈ ગરીબ આવી રીતે વગર કારણે વાગ્દાન તોડી બીજે સ્થળે લગ્ન કરી શકે કે ?"

તેને જવાબ મળ્યો: "તો તો તે જ્ઞાતિ–બહારજ મૂકાય. ગરીબોથી જ્ઞાતિની કોઈ રૂઢિ તોડી શકાય નહીં"

એક પખવાડીઉં વધુ વહી ગયું સૂર્યપ્રસાદે જમીનદારના પુત્રના લગ્નની તૈયારીઓ તડામાર ચાલતી હોવાનું સાંભળ્યું. મહિા માંદો તે જમીનદારને ત્યાં ગયો તે એક આખો દિવસ અને રાત જમીનદારને ત્યાં રહ્યો પણ તેની સાથે કે તેમની પત્ની સાથે તેને સુદ્દલે વાતચીત થઈ નહીં. જમીનદાર સાહેબ ઘરમાં હોય ત્યારે પુષ્કળ માણસોથી વીંટાયલા અને રોકે બધ તથા ખુશી બધ વાતો કરતા જ જણાયા. બીજા કોઈ અગત્યના વિષયમાં તેઓ શ્રીમાન વાતો કરતા હોય ત્યારે આ ગરીબ માણસથી અધવચ્ચે પોતાની વાતનો ઉલ્લેખ શી રીતે કરી શકાય ? કોઈ ઘડીએ જમીનદાર ઘરમાંજ ન હોય અને તેમની પત્ની સાથે વાત કરવા સૂર્યપ્રસાદ ઇચ્છા કરતો ત્યારે તેઓ શ્રીમતી નોકર–ચાકરો પર ગુસ્સે થયેલા હોય અને તેમનો સ્વભાવ બરખેલાક થયેલો માલુમ પડે ! આવી ક્ષણે પોતાની નાજુક વાત શી રીતે છેડી શકાય ?

સૂર્યપ્રસાદ ૨૪ કલાક જમીનદારને ત્યાં રહ્યો પણ કન્યા સબંધીની વાતનો એક હરફ પણ બિચારાથી બોલી શકાયો નહીં. જેમ ભક્તરાજ સુદામો ભગવાન્ કૃષ્ણચંદ્રને ત્યાંથી વ્હીલે મ્હોયે પાછો ફર્યો હતો તેમ સૂર્યપ્રસાદ, જમીનદારને ત્યાંથી કશીયે સુદ્દામની વાતચીત વિના પાછો ફર્યો. પણ એ દરમ્યાન નોકરોદ્વારા તેણે એટલું તો જાણ્યું કે લગ્ન બીજા એક શ્રીમંત કુટુંબમાં અવશ્ય થનાર છે' અને તેને આઠેક દિવસ બાકી છે.

"જેવી શ્રીહરિની મરજી" એમ કહી, સૂર્યપ્રસાદ વિમલપૂરમાં પાછો આવ્યો.

અચાનક વિમલપૂરમાં ઇન્ફ્લ્યુએન્ઝા ફાટી નીકળ્યો ઘેરેઘેર માંદાઓ વધી ગયા. એ ચેપી રોગે ઘણાનાં જીવ લેવા માંડયા. ગામના યુવકોએ સેવા–સમિતિ સ્થાપી એ સમિતિદ્વારા માંદાઓની માવજત, ઔષધ–દાન વગેરે કાર્ય થવા લાગ્યાં. બહારગામના યુવકો પણ આ સેવા–સમિતિમાં ભળ્યા અને માત્ર વિમલપુર જ નહિ પણ બીજાં જે ગામોમાં આ ચેપી રોગ પ્રસરી રહ્યો તેમાં તેઓએ સેવા–કાર્ય પરસ્પર સહકારથી આરંભ્યું.

શ્રીવદન નામનો બહારગામનો એક યુવક આ સેવા–કાર્યમાં ખૂબ ઝળકી ઉઠયો. રાતદિન તનતોડ પ્રયાસ કરીને તે દર્દીઓ આગળ ખડે પગે ઉભો રહેવા મંડયો. એ હમેશાં દર્દીઓ સાથે હસી હસીને વાત કરતો. પ્રેમાળ હૃદયે તે ઔષધ દેતો; દર્દીને ઉઠવા–બેસવામાં સાવધતાથી સહાય કરતો, દર્દીનાં ઓઢવા–પાથરવાનાં ચાદર–બિછાનાં સાફસુફ રાખીને દર્દીને જરાકે તક્લીફ પડે નહિ એ વિષે કાળજી રાખવા લાગ્યો

સૂર્યપ્રસાદ ઇન્ફ્લ્યુએન્ઝાથી પટકાઇ પડયો.

વિમલપુરની સેવા-સમિતિના સભાસદો તેની સેવામાં હાજર થઈ ગયા. આમાં શ્રીવદન પણ હતો. સૂર્યપ્રસાદની ચિકિત્સા કરતાં ડાક્ટરને એમ માલુમ પડ્યું કે-અત્યંત કાતિલ સ્વરૂપમાં તેને ઇન્ફ્લ્યુએંઝા લાગુ પડ્યો છે, જેથી તેની સારવાર ખૂબ કાળજીથી નહીં થાય તો તે બચવા પામશે નહીં.

જ્યારે આ વાત શાન્તા અને લક્ષ્મીએ જાણી ત્યારે તેમણે અપાર રુદન કરી મૂક્યું. શ્રીવદન એક બાહોશ યુવક હતો. બીજા સ્વયંસેવકો કરતાં તેણે સૂર્યપ્રસાદની પાસે હાજર રહીને ધ્યાનપૂર્વક સુશ્રૂષા કરવામાં અને તે સાથે સાથે તેનાં કુટુંબીઓને ખૂબ આશ્વાસન અને ધીરજ આપવા માંડ્યાં. એની સુશ્રૂષાની ધગશ, એની આશ્વાસન આપવાની મીઠી અને માયાળુ રીત તથા એનાં ડાહ્યાં ડમરાં નિર્દોષ વેણ સાંભળીને લક્ષ્મીની માતાને ધીરજ આવી. આવો એક પારકો યુવક આટલી બધી શાન્તિથી કેવળ ભૂતદયાની વૃત્તિને લીધે સેવા કરી રહ્યો છે, તો શું સંબંધીજન તરીકે પોતાની યે ફરજ નથી કે, પોતે ધીરજ ધારણ કરી સેવા-પ્રવૃત્ત બને ?

એ પરણ્યો શ્રીવદન, શાન્તા અને લક્ષ્મીના હૃદયમાં વસી ગયો. શાન્તાને એમ લાગ્યું કે-મારે આવો પુત્ર હોય તો કેવું સારું ! લક્ષ્મી પોતાના ભાગ્યને દોષ દેવા લાગી કે-આવો ભાવનાશાળી સેવાપ્રિય પતિ મને કેમ ન મળ્યો ?

અઢાર દિવસને અંતે સૂર્યપ્રમાદ ભયમુક્ત જાહેર થયો અને તેની આ સુસ્થિતિ કેવલ સેવા સમિતિની સારવારને આભારી હતી. પણ તેમાંયે ખરો યશ જે સ્વયંસેવક સૂર્યપ્રસાદની સેવામાં રાતદિન ખડે પગે ઉભો રહેતો હતો તેને હતો.

એ કોણ ? એ શ્રીવદન હતો.

સૂર્યપ્રસાદે માંદગીના બિછાનામાંથી શ્રીવદનને પોતાની પાસે બોલાવવા અને ધન્યવાદ આપવા માગ્યો. ત્યાં એકઠાં મળેલાઓમાં તે જોવામાં આવ્યો નહીં. 'તે બીજે ક્યાંક સેવા માટે દોડી ગયો હશે' એમ માની લેવામાં આવ્યું. સૂર્યપ્રસાદ અને તેની પત્ની

### કેસરીનાં બાળ

કુમળાં, પણ કેસરીનાં બાળ :
ગળથુથીને ઘુંટડે ઘુટી ઘોળી પીધો કાળ—
હાં રે ઘોળી પીધો કાળ—અમે કેસરીનાં બાળ

ફૂલડાં પણ પજાથી ફરાળ
નાની નાની પદ પગલી હોયે સાવજશૂરી ફાળ,
હાં રે સાવજશૂરી ફાળ—અમે કેસરીનાં બાળ

બટુકો પણ પ્રકાશનાં વિશાળ.
નાનકડા વીર વામનજીએ ચાંપ્યો બળિ પાતાળ,
હાં રે ચાંપ્યો બળિ પાતાળ—અમે કેસરીનાં બાળ

તણખા, પણ તેજકેરી જ્વાળ :
વેલડી સરખી વિજલડી તો ફોડે ડુંગરમાળ,
હાં રે ફોડે ડુંગરમાળ—અમે કેસરીનાં બાળ

'ન્હાના' કહી ફેરો નહિ આળ :
નાનાં નાનાં રસબીજ ફૂટી ફોરે ફૂલન ફાલ,
હાં રે ફોરે ફૂલન ફાલ—અમે કેસરીનાં બાળ

'નાનાં' પણ પંખીડાં પ્રેમાળ.
રૂપને કુલંબ રેઠ અમારો, ન વસી કશી જ જાળ,
હાં રે જગની ના જ જાળ—અમે કેસરીનાં બાળ

[ તૈયાર થતા 'વીરપૂલ' નામના નાટકમાંથી ]

કેશવ હ. શેઠ

શાન્તાએ તેની ગેરહાજરીમાં તેની ખૂબ પ્રશંસા કરી.

બે ત્રણ દિવસ વહી ગયા પણ શ્રીવદન સૂર્યપ્રસાદને ત્યાં આવ્યો નહીં અને તેને બદલે બીજો એક સ્વયંસેવક આવવા મંડયો. "એ સુંદર યુવક ક્યાં છે ? કેમ હમણાં આવતાં નથી ?" સૂર્યપ્રસાદે પૂછયું.

નવા સ્વયંસેવકે ગદ્ગદ્ કંઠે જવાબ દીધો: "તમને ખબર નથી ? એ બિચારો પોતે જ ઇન્ફ્લુએન્ઝાથી પટકાઇ પડયો છે !"

"ક્યારનો !"

"ત્રણ દિવસથી."

સૂર્યપ્રસાદનું કુટુંબ આ સમાચાર જાણી અત્યંત ખિન્ન થયું. દરરોજ સૂર્યપ્રસાદ બિછાનામા પડયો પડયો શ્રીવદનની તબિયતના સમાચાર પૂછતો રહેતો. આઠ દિન પછી તેને ખબર મળી કે તેનો મંદવાડ ગંભીર છે. પોતે કંઇક સાજો થયા બાદ જરાક હરી ફરી શકતો તેથી તેણે નિશ્ચય જાહેર કર્યો કે-"હું એને જોવા જઇશ" સ્વયંસેવકે તેને તેમ કરવા ના પાડી. ડાક્ટરે પણ ના પાડી પરંતુ સૂર્યપ્રસાદની પત્ની શાન્તા અને પુત્રી લક્ષ્મીએ તેના નિશ્ચયને પીઠબળ આપીને શ્રીવદનને જોવા જવાની આપણી ફરજ છે, એમ કહ્યું.

ડાક્ટર અને સ્વયંસેવકની મરજીથી ઉપર વટ થઇને ડોસો, પુત્રી-પત્ની સહિત ઇન્ફ્લુએન્ઝા-હોસ્પિટલ તરફ જવા ઉપડયો.

તેઓ જેવાં હોસ્પિટલના દરવાજામાં પેઠાં કે, તેમાથી એક શબને બહાર લઇ જવામાં આવતું જોયું. ડોસો, એ જોઇને આશ્ચર્ય ચકિત થયો કે, એ શબની સ્મશાન-યાત્રામાં શ્રીનગરનો જમીનદાર લક્ષ્મીપ્રસાદ પણ હતો અને પોતાના પુત્રના નામનો વિલાપ કરતો જતો હતો.

"શું એ જમીનદારના પુત્ર મરણ પામ્યા છે ?" સૂર્યપ્રસાદે પૂછયું.

"ના. અમારી સમિતિના બાહોશ સ્વયં-સેવક શ્રીવદન ગુજરી ગયા છે !" સ્વયંસેવકે જવાબ દીધો.

"પણ જમીનદાર તો પોતાના પુત્ર માટે વિલાપ કરે છે !"

સ્વયંસેવક આ સંબંધમાં કાંઇ ઉત્તર દઇ શકયો નહીં સૂર્યપ્રસાદ દોડતો દોડતો ડાઘુઓના ટોળામાં ઘુસ્યો અને સેવા-સમિતિના મંત્રી જયસુખલાલને પૂછવા લાગ્યો: "શું મરણ પામનાર જમીનદાર લક્ષ્મીપ્રસાદનો પુત્ર હતો ?"

જયસુખલાલે ખુલાસો કર્યો: "મરણ પામનાર શ્રીવદન એજ જમીનદાર લક્ષ્મીપ્રસાદનો પુત્ર સરસ્વતીચંદ્ર ! લાખ્ખોમાં એક અણમોલ રત્ન રૂપ એ યુવક—"

હજી તો તે વધારે કાંઇ બોલે ત્યાં ડોસો જમીન પર ગબડી પડયો. બે-ચાર સ્વયંસેવકો તેની તપાસમાં રોકાઇ રહ્યા. એના હૃદયપર હાથ મૂકતા ધબકારા બંધ પડેલા જણાયા. નાડી તપાસતા તે પણ બંધ પડેલી જણાઇ !

જ્યારે સૂર્યપ્રસાદનું હૃદય બંધ પડવાથી મૃત્યુ થયાની જાણ તેના કુટુંબને થઇ ત્યારે મા-દીકરીએ ખૂબ આક્રંદ કરી મૂકયું. પણ એ આક્રંદ અને કલ્પાંતમાંથી નહીં ધારેલી આપત્તિ ટપકી પડી !

લક્ષ્મી એક પળે રોવા અને કલ્પાંત કરવા લાગી, તો બીજી પળે ખૂબ હસવા લાગી ત્રીજી પળે ગમે તેમ બોલવા લાગી તો ઘડીકમાં મૂઢની માફક ઉભી રહી એકીટસે શૂન્ય-દષ્ટિએ જોવા લાગી. એનાં ચિહ્ન ઉપરથી સૌએ એનુ મગજ ખસી ગયેલ માન્યું.

વસ્તુતઃ એમજ હતું. વિક્રમપુરમાં "શ્રીવદન" "શ્રીવદન" એ શબ્દો બોલતી આજ પણ એક દિવાની ફરી રહેલી છે અને તેને સમજાવવા ખૂબ કોશિશ કરવા છતાંયે તેનું દિવાનાપણું જતું નથી !

ભારતવિખ્યાત ઉપન્યાસ સમ્રાટ શ્રી પ્રેમચંદજીના 'ગબન'નો અનુવાદ

# ગરીબની ગૃહલક્ષ્મી

અનુવાદક
પીયૂષ

## ૮

પોલીસ સ્ટેશનની કચેરીમાં, એ સમયે એક મોટા ટેબલની સામે ચાર માણસો બેઠા હતા એક દારોગો હતો તે સહેજ ગોરો, શોખિન હતો અને તેની મોટી મોટી આંખોમાં કોમળતાની ઝલક હતી તેની બાજુમાં નાયબ દારોગો હતો તે શિખ હતો, ઘણો જ હસમુખો અને મજીવતાની મૂર્તિ જેવો હતો. વળી તે ઘઉંવર્ણો સુડોળ અને સુગઠિત શરીરવાળો હતો. તેના માથા પર વાળ હતા હાથમાં કડાં હતાં, પરતુ હાથો સાથે સિગારની દોસ્તી તેણે રાખી ન હતી. ટેબલની બીજી બાજુ ઇન્સ્પેક્ટર અને ડેપ્યુટી સુપરિન્ટેન્ડન્ટ બેઠા હતા. ઇન્સ્પેક્ટર આધેડ વયનો સહેજ શામળો, લાંબો માણસ હતો તેની આંખો કોડી જેવી હતી, ગાલ ફૂલેલા હતા અને કદ ઠીંગણું હતું. ડેપ્યુટી સુપરિન્ટેન્ડન્ટ લાંબો, ઉગતો જુવાન હતો, ઘણોજ વિચારશીલ તેમજ અલ્પભાષી હતો. તેનું લાંબુ નાક અને ઉંચુ મસ્તક તેની કુલીનતાની સાક્ષીરૂપ હતાં

ડેપ્યુટીએ સીગારનો એક દમ લઇને કહ્યું "બહારના સાક્ષીઓથી કામ નહિ ચાલી શકશે એમનામાંથીજ કોઇને એપ્રૂવર બનાવવો જોઇશે એ સિવાય બીજો કોઇ ઉપાય નથી "

ઇન્સ્પેક્ટરે દારોગા તરફ જોઇને કહ્યુ: "અમે લોકોએ કોઇ બાબત બાકી રાખી નથી, એ ખાત્રીપૂર્વક કહુ છું. દરેક પ્રકારની લાલચ આપીને થાકી ગયા સર્વેએ એવી પાકી ગાંઠ બાંધી રાખી છે કે તે કોઇ છોડી શકતુ નથી. અમે બહારના સાક્ષીઓને પણ અજમાવી જોયા, પરંતુ બધા કાન પર હાથ મૂકે છે."

ડેપ્યુટી "પેલા મારવાડીને ફરી અજમાવવો જોઇએ તેના બાપને બોલાવીને ખૂબ ધમકાવો કદાચ તેનો કાંઇ ઉપાય પડે"

ઇન્સ્પેક્ટર "ખરેખર કહુ છુ. આજ સવારથી અમે લોક એજ કરી રહ્યા છે. બિચારો બાપ છોકરાને પગે પડયો પરંતુ છોકરો કોઇપણ રીતે રાજી થતો નથી"

થોડીવાર સુધી ચારે જણ વિચારમગ્ન બેઠા રહ્યા. અંતે ડેપ્યુટીએ નિરાશાના ભાવથી કહ્યુ "મુકદ્દમો નહિ ચાલી શકે. નકામી બદનામી થઇ!"

ઇન્સ્પેક્ટર "એક હપ્તાની વધુ મુદત લો કદાચ કોઇ તૂટી જાય"

આવો નિશ્ચય કરીને બન્ને માણસો ત્યાંથી રવાના થયા નાયબ દારોગો પણ તેમની સાથે ચાલી ગયો. દારોગાજીએ હુક્કો મંગાવ્યો એટલે એક મુસલમાન સિપાઇએ

આવીને કહ્યું: "દારોગાજી, લાવો કાંઇ ઇનામ અપાવો. એક ઇસમને આજે સવારેગિરફ્તાર કર્યો છે. અલાહાબાદનો રહેવાવાળો છે, અને તેનું નામ રમાનાથ છે. પહેલા તો નામ અને રહેઠાણું બન્ને ખોટાં જણાવ્યાં હતાં પેલો દેવીદીન ખટિક છેને તેને ત્યાં રહેતો હતો. જરા ધમકી આપશો તો બધુંયે કહી દેશે."

દારોગો "દેવીદીન તો પેલો'જ ને જેના બે છોકરા—"

સિપાહી: "જી હા, એજ."

એટલામાં રમાનાથને પણ દારોગા સામે હાજર કરવામાં આવ્યો દારોગાએ તેને માથાથી પગ સુધી નિહાળી લીધો. કેમ જાણે તેનો ચહેરો મેળવી રહ્યો ન હોય! પછી કઠોર દૃષ્ટિએ જોઇને બોલ્યો: "ઠીક, આ અલાહાબાદનો રમાનાથ છે કેમ; સારું થયું ભાઇ! છ મહિનાથી તમારી તપાસ કરી રહ્યો હતો. ચહેરો પણ કેવો સાફ છે કે આંધળો પણ ઓળખી કાઢે અહીં ક્યારના આવ્યા છો?"

કોન્સ્ટેબલે રમાનાથને સલાહ આપી "બધું સાચેસાચુ કહી દેશો તો તારા પર કોઇ જાતની મપ્પ્તાઇ કરવામાં નહિ આવે"

રમાનાથે આનંદિત બનવાની ચેષ્ટા કરીને કહ્યું: "હવે તો તમારા હાથમાં છું; રહેમ કરો કે જાસ્તી કરો. અલાહાબાદની મ્યુનિસિપાલીટીમાં નોકર હતો સુભાગ્ય કહો કે કમભાગ્ય કહો, જકાતના ચારસો રૂપીયા મારાથી ખર્ચાઇ ગયા. વખતસર મારાથી રૂપિયા જમા ન થઇ શકયા. શરમનો માર્યો ઘરના માણસોને પણ કાંઇ કહી ન શકયો. નહિ તો એટલા રૂપીયાની ગોઠવણ થવી કાંઇ મુશ્કેલ ન હતી. જ્યારે કાંઇ ન ચાલ્યુ ત્યારે ત્યાંથી ભાગી અહીં આવ્યો છું: આ વાતમાં એક શબ્દ પણ ખોટો નથી."

દારોગાએ ગંભીર ભાવથી કહ્યું- "મામલો કંઇક ભારી છે. કેમ કાંઇ શરાબની લત પડી હતી કે શું?"

"મેં કદી શરાબ જો મોંએ લગાડયો હોય તો તમે કહો તેવા સોગંદ ખાઉં!"

કોન્સ્ટેબલે મજાક કરતાં કહ્યું: "મહોબ્બતના બજારમાં લૂટાઇ ગયા હશો!"

રમાનાથે પણ મંદ હસીને કહ્યુઃ "મારા જેવા કડકાબાલૂસની ત્યાં જવાની શી ગુંજાશ?"

દારોગો. "તો શુ જુગાર રમી નાખ્યો કે બીબીને માટે ઘરેણાં કરાવી નાખ્યાં?"

રમાનાથ ચોકી ગયો. તેના મુખ ઉપર ગુન્હાની સ્પષ્ટ છાપ પડી ગઇ

દારોગો "ઠીક વાત છે. તમને અહીં પણ મોટાં મોટાં ઘરેણાં મળી જશે"

એકાએક બુઢ્ઢો દેવીદીન આવીને ખડો થઇ ગયો.

દારોગાએ કઠોર સ્વરે કહ્યું: "કેમ, શુ કામ છે?"

દેવીદીન "હજૂરને સલામ કરવા આવ્યો છુ. આ બિચારા પર દયાની નજર રાખજો, હજૂર. ઘણો સિધો માણસ છે."

દારોગો: "સરકારી આરોપીને ઘરમાં છૂપાવે છે અને વળી તેની સિફારસ કરવા આવે છે."

દેવીદીન "હુ શી સિફારસ કરવાનો હતો, હજૂર! હું તો બે બદામનો માણસ!

દારોગો. "જાણે છે, એના પર વોરંટ છે, સરકારી રૂપીયા હજમ કરી ગયો છે."

દેવીદીન "હજૂર, માણસથી ભૂલ ચૂક થઇ જાય વળી જુવાનીની વય છે, ખરચાઇ ગયા હશે"

એટલુ કહેતાં દેવીદીને કમરની આંટીમાંથી પાંચ ગીનીઓ કાઢી ટેબલ પર મૂકી દીધી.

દારોગાએ તડપી જઈને કહ્યું. "આ શું છે ?"

દેવીદીન "કાંઇ નથી, હજૂર આપને પાન ગુલાબ માટે."

દારોગો "લાંચ આપવા માગે છે, કેમ ? બચ્ચા, લાંચ આપનો આરોપ મૂકીશ !"

દેવીદીનઃ "મૂકજો સરકાર ! ઘરવાળી લાકડાં કફનની ફિકરમાંથી બચી જશે. ત્યાં બેઠા બેઠા આપને દુવા દઇશ."

દારોગો "જો આને છોડાવવો હોય તો પચાસ ગીનીઓ લઇ આવ. જાણે છે, એની ગિરફતારી માટે પાંચસો રૂપીઆનું ઇનામ છે."

દેવીદીન "આપ શેઠને એટલું ઇનામ શી વિસાતમાં ? આ તો ગરીબ પરદેશી માણસ છે જ્યાંસુધી જીવશે ત્યાંસુધી આપને યાદ કરશે."

દારોગો "બકબક ન કર અહીં કાંઇ પુણ્ય મેળવવા આવ્યો નથી."

દેવીદીન "બહુ તંગ છુ હજૂર ! દુકાન તો નામનીજ છે"

કોન્સ્ટેબલ "બૂઢી પાસે માગી લાવ"

દેવીદીન "કમાવાવાળો તો હું જ છુ ને ભાઇ ! છોકરાની સ્થિતિ તો જાણો છો ને ! પેટે પાટા બાંધીને થોડાક રૂપીઆ જમા કરી રાખ્યા હતા, એટલે હાલમાંજ સાત ધામની યાત્રા કરીને ચાલી આવુ છુ. હવે તો ખરોજ તંગ થઇ ગયો છુ"

દારોગો "તો તારી ગીનીઓ ઉડાવી લે આને બહાર કાઢી મૂકો !"

દેવીદીન "આપનો હુકમ છે તો લઇ જાઉં છુ. ધક્કો શા માટે મરાવો છો ?"

દારોગો (કોન્સ્ટેબલને) "આને કાચી જેલમાં રાખો. મુનશીને કહો કે એનુ બ્યાન લખી લે"

દેવીદીનના હોઠ આવેશથી કંપી રહ્યા હતા. તેના ચહેરા પર, રમાનાથે અગાઉ કદિ ન જોયલી વ્યગ્રતા છવાઇ હતી. કેમ જાણે કોઇ શિકારી પોતાના પોષેલા હરણને ધુસતો જોઇને વિહ્‌વળ થઈ ગઈ ન હોય ! એક મિનિટ સુધી તે થાણાના દ્વાર ઉપર ઉભો રહ્યો. પછી પાછો ફર્યો અને એક સિપાઇને કાંઇક કહી સડક તરફ સરકી ગયો. પરંતુ એકજ પળમાં પાછા ફરીને તેણે દારોગાને કહ્યુ "હજૂર, બે કલાકની મુદત નહિ આપો !"

રમાનાથ હજી ત્યાંજ ઉભો હતો. આ મમતા જોઇને તે રડી પડયો. તે બોલ્યો "દાદા, હવે તમે હેરાન ન થાવ. મારા ભાગ્યમાં જે કાંઇ લખ્યું હોય તે થવા દો. મારા પિતા પણ અહીં હોત તો આનાથી વધુ બીજું શું કરત ! હુ મરતાં સુધી તમારો ઉપકાર ...."

દેવીદીને આંખમાંના આંસુ લુછતાં કહ્યુઃ "કેવી વાત કરે છે ભાઇ ! જ્યાં રૂપીઆ પર વાત આવી ત્યાં દેવીદીન પાછળ હઠવાવાળો માણસ નથી. એટલા રૂપીઆ તો એક દિવસમાં જુગારમાં હારી ગયો છું કે જિતી ગયો છું અત્યારે ઘર વેચી દઉં તો દશ હજારની મિલ્કત છે માથા ઉપર લાદીને શુ લઇ જવાનો છુ ! દારોગાજી, અત્યારે ભાઇને કાચી જેલમાં ન મોકલો હુ રૂપીઆની વ્યવસ્થા કરીને થોડા સમયમાં આવુ છું"

દેવીદીન ચાલી ગયો એટલે દારોગાજીએ સહૃદયતા ભરેલા સ્વરે કહ્યુઃ "છે તો ચાલાક પણ ખરો જ નેક છે તે એને કઇ બુટ્ટી સુઘાડી છે ?"

રમાનાથે કહ્યું "ગરીબો પર તો બધાને રહેમ આવે છે"

દારોગાએ મંદ હસીને કહ્યુ. "ચોરી સને છોડીને, એમ કહો. મને તો વિશ્વાસ નથી કે તે પચાસ ગીનીઓ લાવે."

રમાનાથઃ "અને લાવે તો પણ તેને

માથે એટલો બધો બોજો નાખવા હુ નથી માગતો. તમે મને ખુશીથી કાંચી જેલમાં લઇ જાવ."

દારોગો: "મને પાંચસો ને બદલે સાડા-ઝસો મળી રહ્યા છે તે કેમ જવા દઉં ? તારી ગિરફતારીનુ ઇનામ મારા કોઇ બીજા ભાઇને મળી જાય તો શુ ખોટું ?"

રમાનાથ: "જો મારે ચક્કી જ પીસવાની છે, તો તે જેટલી જલદી પીસું તેટલુ સારૂં હું સમજ્યો હતો કે પોલીસની નજર ચૂકવીને હુ રહી શકીશ. હવે માલમ પડયું કે આ આઠે પ્રહર પકડાઇ જવાનો ભય જેલના કરતાં કાંઇ ઓછો જીવલેણ નથી"

દારોગાને એકાએક જાણે કે કોઇ ભૂલાઇ ગએલી વાત યાદ આવી ગઇ. ટેબલના ખાના માંથી એક મુકદમાના કાગળીયાં કાઢી તેનાં પાના આમતેમ ઉથલાવ્યાં અને પછી તે નમ્રતાથી બોલ્યો: "જો કે કોઇ એવી યુક્તિ બતાવુ કે દેવીદીનના રૂપીયા પણ બચી જાય અને તારા ઉપર પણ કાંઇ આફત ન આવે તો કેમ ?"

રમાનાથે અવિશ્વાસના ભાવથી કહ્યું: "એવી કોઇ યુકિત છે ? મને તો આશા નથી."

દારોગો. "એ તો ખુદાનો ખેલ છે એની ગોઠવણ હું કરી શકુ છુ. તમારે એક મુકદમામાં સાક્ષી આપવી પડશે."

રમાનાથ, "જૂઠી સાક્ષી હશે ?"

દારોગો: "નહિ, તદ્દન સાચી. એમજ સમજી લેને કે તું માણસ બની જશે મ્યુનિસિપાલીટીના પંજામાંથી તો છૂટી જશે, એટલુ જ નહિ પણ કદાચ સરકાર પણ મહેરબાની કરે અને જો મુકદમો ચાલ્યો તો પાંચ વર્ષથી ઓછી સજા નહિ થાય. માની લે કે આ વખતે દેવીદીન તને બચાવી લે તો પણ કયાં સુધી બચી જઇશ ? જીંદગી ખરાબ થઇ જશે નફો ખોટ તુ જ તારી મેળે વિચારી લે હુ જબરજસ્તી કરતો નથી."

દારોગાએ ધાડનો વૃત્તાન્ત કહી સંભળાવ્યો. રમાનાથ એવો કોઇ મુકદમો વર્તમાન પત્રોમાં વાંચી ચૂકયો હતો. તે મંશયના ભાવથી બોલ્યો. "તો મારે સાક્ષી બનવું પડશે અને એમ કહેવુ પડશે કે હુ આ ધાડપાડુઓ સાથે સામેલ હતો એ તો જુઠી જુબાની થઇ !"

દારોગો. "મામલો તદ્દન સાચો છે. તમે કાંઇ બિનગુન્હેગારોને નહિ ફસાવો. જેમને જેલ જવું જોઇએ એવા જ લોકો જેલમાં જશે. પછી જુઠું કયા રહ્યું ? ડાકુઓના ડરથી અહીંના લોકો સાક્ષી આપવા રાજી થતા નથી બસ બીજી વાત કોઇ વાત નથી તમારે કાંઇક જુઠું બોલવું પડશે એ હુ માનું છું. પરંતુ તમારી જીંદગી બચી જાય છે એના પ્રમાણમાં એટલું જુઠું તો કાંઇ વિસાતમાં નથી. ખૂબ વિચાર કરજો. સાંજ સુધીમાં જવાબ આપજો."

રમાનાથના મનમાં વાત વસી ગઇ. જો એક વખત જૂઠુ બોલીને તે પોતાનાં પાછલાં કર્મોનું પ્રાયશ્ચિત્ત કરી શકે અને ભવિષ્ય પણ સુધારી લે તો પૂછવુ જ શુ ? જેલમાંથી તો બચી જાય ! એમાં બહું આગળ પાછળનું જોવાની જરૂર નથી હા, એનો નિશ્ચય થઇ જવો જોઇએ કે તેના ઉપર મ્યુનિસિપાલીટી ફરી મુકદમો નહિ ચલાવે અને તેને કોઇ સારી જગા મળી જાય. તે જાણતો હતો કે પોલીસને ગરજ છે એટલે મારી કોઇપણ વ્યાજબી શરતનો અસ્વીકાર થવાનો નથી. એટલે કેમ જાણે તેનો આત્મા ધર્મ અને અધર્મના સંકટમાં પડયો ન હોય તેમ તે બોલ્યો. "મને ડર એ લાગે છે કે મારી જુબાનીથી બીનગુન્હેગાર લોકો ફસાઇ ન જાય"

